# લલિત-પ્રભા

યાને

## રણવીર રાજપૂતોનો રાજ્યરંગ.

---

પ્રયોજક—

ઉદયચંદ લાલચંદ પંડિત.

અધિપતિ—"વાર્તાવારિધિ."

અમદાવાદ.

---

પ્રકાશક—

સાકરલાલ બુલાખીદાસ ઠાકોર.

બુકસેલર અને પબ્લીશર,

રીચીરોડ—અમદાવાદ.

---

કિંમત રૂ. ૨-૦-૦.

આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦.
સને ૧૯૧૮.



PRINTED AT THE DIOMAND JUBILEE PRINTING PRESS-
BY DEVIDAS CHHAGANLAL PARIKH.
&
Published by Sakarlal Bulakhidas Thakore
Bookseller & Publisher.
Richy Road, *Ahmedabad.*

# નમ્ર-નિવેદન !

આ નવલકથામાં અદ્દ્ભુત ચમત્કાર કે જેને અંગ્રેજીમાં Miracle કહે છે, તેવા પ્રસંગો ઘણા આવે છે. તેવા પ્રકારના અદ્દ્ભુત ચમત્કાર અને દિવ્યદષ્ટિના પ્રસંગો ઉપર કેટલે અંશે લોકોનો વિશ્વાસ બેસશે, તે અમે કહી શકતા નથી તેમજ તેનું વિવેચન આ સ્થાને અનુચિત પણ છે; પરંતુ અમારે એટલું તો જણાવવુંજ જોઇએ કે આ પવિત્ર ભારતવર્ષમાં એવા કેટલાક મહાન્ પુરૂષો થઇ ગયા તે, અને આ જમાના પણ કેટલાક લોકોનો તેના ઉપર વિશ્વાસ હતો અને છે. આજકાલ યુરોપના સુધરેલા ગણાતા દેશોમાં પણ તેવી માન્યતા છે. તેમાં સ્કોટલાંડના લોકોનો તેના ઉપર ઘણો વિશ્વાસ છે, એમાં શંકા નથી. અંગ્રેજી રાજકવિ બાયરન અને સર વૉલ્ટર સ્કૉટ, ફ્રેંચ કવિ રૅાસો અને જર્મન કવિ ગેટી ઇત્યાદિક જુદા જુદા દેશના વિદ્વાનોને દિવ્યદ્રષ્ટિ ઉપર સંપૂર્ણ વિશ્વાસ હતો. આપણામાંથી પણ ઘણા લોકો ભૂતપિશાચ વિગેરે માને છે અને તેઓની ઉપર વિશ્વાસ રાખે છે. મનુષ્યની એકાદ ઇચ્છા ( અપૂર્ણ ) રહી ગઇ હોય તો તે મરણ પામ્યા પછી પિશાચ કે ભૂત વિગેરેમાંથી ગમે તે એક થાય છે, એવી આપણા આર્યલોકોની પ્રાચીન માન્યતા છે. તેવાજ પ્રસંગો આ નવલકથામાં ગુંથાએલા છે અને આવા પ્રસંગો નવલકથામાં ગુંથાવાથી નવલકથામાં અદ્દ્ભુત રસ ઉત્પન્ન થયો છે.

આ નવલકથા અમે વિશ્વવિખ્યાત મહાન્ નવલકથાકાર 'રૅનોલ્ડસ્'ની 'કેનેથ' નામક નવલકથાને આધારે લખી છે. એજ નવલકથાનું મરાઠી રૂપાંતર કે જે મુ. વાઇ જી. સાતારા, ખાતેથી પ્રકટ થતા 'મકરંદ' નામના માસિક તરફથી પ્રકટ થએલ છે. તે પુસ્તકમાંથી પણ અમે ઘણોખરો આધાર લીધો છે. આ સ્થળે અમે મૂળ નવલકથાકાર શ્રીયુત મી. 'રૅનોલ્ડસ્'નો અને મરાઠી પુસ્તકના પ્રકાશક રા. નરહર નારાયણ પટવર્ધનનો અંતઃકરણપૂર્વક અત્યંત આભાર માનીએ છીએ. એ શિવાય વધારે કાંઇ લખવું યોગ્ય નથી અને લખાય તેવું આ સ્થળ છે પણ નહિ.

આ નવલકથામાં નીતિ-અનીતિ અને પાપ-પુણ્યનું એક નવરસથી ભરપૂર ચિત્ર આલેખ્યું છે.

ઉદયચંદ લાલચંદ પંડિત.

પ્રયોજક.



ફરેબી ફંદ કરનારા, પ્રપંચે દાવ રમનારા;
થશે આખર નતીજો શું, અરે તે કાંઇ જાણે ના !

દુનીયા રંગ બેરંગી, પ્રપંચોમાંહિ ડૂબેલી;
ભરેલી પાપથી બહુ છે, ન્યાયની રીત ભૂલેલી !

પ્રપંચી પાપના પાયે, ચણે છે મ્હેલ બહુ મ્હોટા;
નહીં નભશે-નહીં નભશે, ફના ક્ષણમાંહિ થાવાના !

દિવસ બે ખૂબ મ્હાલી લે, પ્રપંચી ! વૈભવો જુઠા;
નહીં પામે-નહીં પામે, કદી કપટી સુખો રૂડા !

વિચારી લે, અરે માનવ ! નથી પોબાર પાપીના !
ખતમ થઇ ધૂળમાં મળશે, પ્રપંચી પાપીઓ પૂરા.

સતિયા ! સત્ય છોડો ના ! સતિયા સૂખ પામે છે;
તરે છે સત્ય આખરમાં, પરાજય પાપ પામે છે.

સદાએ સત્યનીતિનો જગતમાં છે વિજય માનવ !
પાપની નાવમાં બેસી, તરે ના કોઇ ભવસાગર !

# લલિત-પ્રભા

### યાને

## રણવીર રાજપૂતોનો રાજ્યરંગ.

---

### પ્રકરણ ૧ લું.

---

#### " હું કોણ ? "

" સંસાર–જંગલમાં માર્ગ ભૂલેલા મુસાફરની જેમ હું ક્યાં ક્યાં ભમું છું ? મારા અંતઃકરણને એ બિના રહી રહીને અત્યંત આફતોનો અનુભવ કરાવે છે કે–હું કોણ ? ઓ પ્રભુ ! હું નથી જાણી શકતો કે હું કોણ છું ? અને જો જાણી શકું છું તો તે એટલુંજ કે–હું બાલ્યાવસ્થાથી એક દયાળુ રાજપૂત સરદારના આધારે અને આશ્રયે આ અવનિમાં ઉછરેલો એક યુવક છું ! ઓ પ્રભુ ! હું નથી જાણતો કે મારાં પૂજ્ય માતા-પિતા કોણ છે, મારી પવિત્ર જન્મભૂમિ કઇ છે અને હું કોણ છું ?

" ઓ દયાળુ દેવાધિદેવ ! આ ભયાનક ભવજંગલમાં ભૂલા પડેલા આ તારા દીન બાળકને સર્વદા સત્ય માર્ગ બતાવજે."

" ખરેખર, શું દુનિયામાં પ્રપંચનોજ જય થતો હશે ? ફરેબ અને ફંદ કરનારાઓનાજ જગતની ચોપાટ ઉપર પાસા પોબાર પડતા હશે અને શું તેઓજ પોતાના તમામ મનોરથો સફળ કરી શકતા હશે–બીજાઓ નહીં ? "

" ઓ જગદીશ્વર ! આ તારા બાળકને દુનિયાના છળ, કપટ, પ્રપંચ, પાપ અને દુર્જનોથી બચાવજે ! "

" અફસોસ, મારા ઉપર કેટ કેટલા પ્રપંચોની જાળ નંખાય છે અને નંખાશે ! છતાં પણ હું નથી સમજી શકતો કે, શત્રુઓ પ્રપંચમાં ફાવશે કે નહિ ફાવે ? અને જો કદાચિત્ તેઓ ફાવી જશે તો હું ચોક્કસ માનીશ કે ઓ પરમાત્મા ! તારે ત્યાં પણ અન્યાયનો અંધકાર છવાએલો છે અને તે અંધકારમાં પુણ્યવાનોનો પરાજય છે ત્યારે પ્રપંચીઓનો વિજય છે—પોબાર—! "

"ઓ અજ્ઞાની યુવક! અહીં તારી ભૂલ થાય છે. તું આ બાબતને ઉંધા ચસ્માથી જુએ છે અને ન્યાયને તું જુઠ્ઠા કાટલાઓથી તાળે છે! તું નક્કી સમજી લેજે કે આ પૃથ્વી ઉપર પરમાત્માની ન્યાયી સત્તા અનાદિકાળથી સર્વત્ર છવાએલી છે અને તેજ ન્યાયી સત્તાથી પ્રપંચીઓ–પાપીઓના પરાજય થાય છેજ. એ જુદી વાત છે કે–તે મોડો થાય અથવા વ્હેલો, પણ તે વિજયથી બેનસીબજ રહે છે." અચાનક તે યુવકની આગળ એક વૃદ્ધા આવીને બોલી. યુવકે તે વૃદ્ધાને પૂછ્યું."—

"તે મને કેમ ક્યાંએ નથી દેખાતી?"

"તે તને નહીં દેખાય!"

"કંઇ કારણુ?"

"એજ કે હજુ તને દુનિયામાં દુઃખના કડવા અનુભવો થયા નથી."

"આ તમે શી રીતે કહી શકો છો?"

"હું તને ઘણીજ સારી રીતે જાણું છું. તારા જીવનની તમામ હકીકત મારા મગજરૂપ દફ્તરમાં અક્ષરે અક્ષર લખાએલી છે."

"તેમાંનું મને તો કાંઇક જણાવો!"

"અત્યારે નહીં!"

"તો ક્યારે?"

"જ્યારે સમય આવશે ત્યારે."

"તે સમય ક્યારે આવશે?"

"ભલા–ભોળા યુવક! હું કાંઇ પરમાત્મા નથી કે તે બાબતમાં તને કંઇ પણુ નક્કી કહી શકું?"

"તે નહીં તો નહીં પણુ તમારી ઓળખાણુ તો આપો?"

"તે પણુ સમય આવશે ત્યારેજ. પણુ ઓ યુવક, સામે જો કે પેલું કોણુ આવે છે?"

"એ તો આ સામે દેખાતા કિલ્લામાં આવી રહેલા મેમાન સજ્જનસિંહની પુત્રી પ્રભાવતી છે."

આ વાક્ય સાંભળતાંજ તે ડોસી પાસેની ઝાડીમાં છૂપાઇ ગઇ. યુવક પણુ પ્રભાવતીની માર્ગપ્રતીક્ષા કરતો એક અશોક નામક વૃક્ષની નીચેજ આવેલા ઓટલા ઉપર બેઠો.

"પ્રિય વાંચક! તને અત્રે જાણુવાની જિજ્ઞાસા થઇ હશે કે એ યુવક કોણુ હતો અને તે ડોસી કોણુ હતી? તે યુવક એક અજ્ઞાત

યુવકજ હતો. તેની ઉમર ૧૮ વર્ષની હશે. આ સમયે તેના શરીર ઉપર એક ક્ષત્રિયવીરને છાજતો શિકારી પોશાક હતો. કમરપટામાં ખંજર, તમંચો અને કમરે યમરાજની જિહ્વા જેવી સમશેર લટકતી હતી. તે વિચારમાં ને વિચારમાં સચિંત મુખમુદ્રાએ બેઠો હતો અને અમે આ પ્રકરણના મથાળે જણાવ્યા પ્રમાણેના વિવિધ વિચારો કરતો હતો. તેની પાસેથી તે ડોસીના ચાલી જવા પછી પણ તે, તે ડોસીના અને પોતાના પહેલાંના વિચારો કરી ગુલતાન થઇ ગયો. તેનું નામ લલિતસિંહ હતું અને તેણે તે વૃદ્ધાને જણાવ્યા મુજબ થોડીજ વારમાં તેની પાસે એક ચૌદ વર્ષની બાલિકા આવીને ઉભી રહી. સંધ્યા થવાને હજુ એક કલાકની વાર હતી. પોતાના વિચારોમાંજ લલિત ગુલતાન હોવાથી તે બાળાના આગમનને જાણી શકયો નહિ. થોડી વાર આમને આમ ચાલ્યા પછી તે બાળાએ લલિતને ખભે હાથ મૂકી કહ્યું—

" લલિત–લલિત ! આ શું ? "

કોણ–કોણ–પ્રભા ?

" હા. "

" પણ તું અહીં ક્યાંથી ? "

" આજે સવારે તમે અને મારા મોટાભાઇ શિકારે ગયા હતા, તમો બન્ને વેળાસર–સંધ્યા થવા આવી છતાં–પાછા ન ફરવાથી હું તમને શોધતી શોધતી અહીં આવી ચડી. પણ લલિત–ઓ લલિત ! મારા મોટાભાઇ કયાં ? "

" તેઓ સહિસલામત છે અને આટલામાંજ કયાંક હશે. તમે તેમને માટે ફિકર ન કરો. "

" લલિત ! મારા મોટાભાઇ બહુ હઠીલા માણસ છે. મારા સાંભળવામાં આવ્યું છે કે આ પર્વતમાં લુંટારાઓ બહુજ છે અને તેઓ તો એકલાજ કોણ જાણે કયાંએ જઇ ચડયા હશે. "

" તો તેમાં શું થયું ? તમારા ભાઇ દશ લુંટારાઓને ભારે થઇ પડે તેવા છે. "

એમ કહી પ્રભાની સાથે આવેલા નોકરો તરફ જોઇને કહ્યું કે– " જાઓ, તમે એમના ભાઇને શોધો ! "

" લલિત ! મારા મોટાભાઇની તપાસ કરવા જવાનું શું તમને મન નથી થતું ? "

પ્રભાનો આ પ્રશ્ન સાંભળી લલિત એક ક્ષણને માટે જરા ગુંચવાયો. તેણે પ્રભાના ચમકતાં નેત્રો તરફ જોઇ નીચું જોયું. આજે લલિતને પ્રભાના શ્યામકમળ જેવા નયનોમાં હમેશ કરતાં કાંઇક જુદીજ અને અવનવી ચમક દેખાઇ. થોડીવાર પછી તે બોલ્યો "તમને અહીં એકલાં મૂકીને શું હું જાઉં? નહીં! પણ...પ...ણ જો મારી હાજરીથી તમને કાંઇ અડચણ થતી હોય તો જાઉં!"

"લલિત, તમે આજે મારી સાથે કેવી વિચિત્ર વાત કરો છો? આજસુધી આપણે શું એક બીજાના હાથ પોતાના હાથમાં લઇ નથી ફર્યા?"

"દેવબાળા તુલ્ય પ્રભા, તમારૂં કથન સત્ય છે પણ મારે તમને જણાવવું જોઇએ કે આજસુધીનો સમય જુદો હતો અને હવે ભવિષ્યમાં આવનાર સમય જુદોજ છે. સર્વ દિવસો સરખાજ હોય, શું એ બનવા જોગ છે?"

"પ–ણ–લલિત! આ તું શું બોલે છે, તેનો ભાવાર્થ હું સમજી શકતી નથી. શું તું મને તે સમજાવી શકીશ?"

"તે વાત જવા દો. તેનો ભાવાર્થ તમે ન સમજો એજ વધારે સારૂં છે. આજ અચાનક આવા વિચારો મારા મનમાં શી રીતે આવ્યા તે હું પોતે પણ સમજી શકતો નથી અને તેથી તેનો યથાર્થ ભાવાર્થ કહી શકવા હું અશક્ત છું."

"લલિત–લલિત! આ શું? આજે તમારી આવી વિચિત્ર સ્થિતિ શા કારણથી થઇ કે આજે તમે મને તુંને બદલે તમે કહીને સંબોધે છો, એ શું? મને કંઇ સમજાતું નથી. તમે આજે આ આવી ભાષા શીખ્યા ક્યાંથી?"

પોતાના પ્રશ્નનો લલિત કાંઇ પણ ઉત્તર આપતો નથી અને તે ચુપચાપ ઉભોજ છે, તે જોઇ પ્રભા પુનઃ મંદસ્વરે કરી બોલી—"લલિત! મારા કોઇ કાર્યથી તમને ગુસ્સો તો નથી આવ્યો અથવા માઠું તો નથી લાગ્યું ને?" એમ કહી પ્રભાએ તેના હાથને સ્પર્શ કર્યો. તે સ્પર્શ થતાંજ લલિત એકદમ ચમક્યો. આજસુધી પ્રભાનો હાથ પોતાના હાથમાં લઈ તે ઘણીવાર ફર્યો હશે; પરંતુ આજના જેવી અજબ લાગણી તેને આજ સિવાય બીજા કોઇ પણ પ્રસંગે થઇ ન હતી. પ્રભાનો સ્પર્શ થતાંજ તેના શરીરમાં વિજળીના આઘાત જેવું થયું. તે અચકાતો અચકાતો બોલ્યો. "ગુસ્સો...પ્રભા! શું તમારા ઉપર ગુસ્સો! નહીં નહીં! એ અસંભવિત છે."

લલિતનો ખોખરો અને કંપતો અવાજ તથા પોતાની તરફ લાગેલી દયાર્દ્રદષ્ટિ જોતાંજ તે સરળ સ્વભાવવાળી, પ્રેમની પ્રત્યક્ષ પ્રતિમા સમાન પ્રભાને બહુજ માઠું લાગ્યું. તેના નયનોમાંથી આંસુના બે બિંદુઓ તેના ગાલ ઉપર ખરી પડયા. તે જોઇ લલિતની હાલત બહુજ ચમત્કારિક થઇ. તે દુઃખી દિલે બોલ્યો–" પ્રભા ! તારા ઉપર મને કોઇપણ દિવસે ગુસ્સો આવે એ અશક્ય છે. ઉપરાંત તારી બાબતમાં મારે શા માટે માઠું માનવું જોઇએ? હું એક ગરીબ, પારકો અને ફક્ત તારા પિતાની ઉદારતાથી ઉછરી નાનાથી મોટો થયેલો છું! મારે તારા ઉપર ગુસ્સે થવાનો હક્ક પણ શો ? "

" લલિત ! આજે આ નવીનતા અને વિચિત્રતા તારામાં ક્યાંથી આવી? આજસુધી મેં તારા મુખેથી આવાં વચનો કોઈ પણ સમયે સાંભળ્યા નથી. આજેજ આવી રીતે તારા વિચારોમાં શા માટે ફેરફાર થાય છે–થયો છે, તેનું કંઇ પણ કારણ મારા જાણવામાં આવી શકતું નથી. લલિત! તું જરા શાન્ત થા અને તારા ચિત્તમાં શા શા વિચારો આવે છે, તે મને જણાવ જોઉં. તું તો મારો વ્હાલો ભાઇ છે ને ! "

"નહીં–બિલકુલ નહીં. પ્રભા ! આના કરતાં જો હું ખરેખરજ તારો ભાઈ હોત તો બહુજ સારૂં થાત. મારા હૃદયની ગુપ્ત વાત અને ગુપ્ત વિચારો જાણવાનીજ તારી ઇચ્છા છે ને ? "

" હા."

" તો સાંભળ ! પ્રભા, તારા સુખકર સહવાસથી કોઇ પણ વખતે મારે જુદા થવુંજ પડશે. આજે ઘણા દિવસોથી આ વિચાર મારા મનમાં આવ્યા કરે છે. હવે આપણે ઉમરમાં મોટા થયા છીએ. આપણી બાલ્યાવસ્થાનો સુખકર સમય વ્યતીત થઇ ગયો છે. તું એક મોટા સરદારની પ્રિયપુત્રી હોવાથી તને એક વચનથી બોલાવવી, એ કોઇ કાળે યોગ્ય ગણાશે નહીં. થોડાજ દિવસોમાં તારી આ હાલત ફેરવાઇ જશે. પ્રભાવતી! થોડાજ સમય પછી તારી આ કોમળ અને કમનીય કાયાની સંરક્ષક કોઇક જુદીજ વ્યક્તિ થશે ? "

" એટલે તું શું કહે છે ? "

" એજ કે–હવે થોડા દિવસ પછી તારા પિતા તારો વિવાહ કોઇ બીજાની સાથે કરશે. હાય...પ્રભા...હાય ! હવે આપણે વિખુટા થવુંજ પડશે ! "

એટલું કહી લલિત અચકી ગયો. પ્રભાવતીએ શાન્તપણે તેનું કથન સાંભળી લીધું. જો કે તે ઉપર ઉપરથી જોતાં શાન્ત દેખાતી

હતી છતાં તેના મનમાં શું થાય છે, તે જાણવું કઠિન હતું. હજુ સુધી તેનો એક હાથ લલિતના હાથમાંજ હતો અને તે થરથર ધ્રુજતો હતો. તેની તરફ જોવાની તે હિંમત કરી શકતી નહોતી. તે નીચું મુખ કરી ઉભી હતી. લલિત તેના મનહર મુખ તરફ ટક લગાવીને જોતો હતો અને તેના મુખ ઉપરથી તેના હૃદયમાં થતા વિચારો જાણવાની કોશીશ કરતો હતો. ઘણો વખત સુધી એક સરખી રીતે સ્થિર નેત્રે પોતાની પાસે ઉભી રહેલી તે, પ્રેમની પવિત્ર–નિષ્પાપ પ્રતિમા તરફ જોતો જોતો તે, હિંમત ભરેલા અવાજે બોલ્યો:—

"પ્રભા! આ વિચારોનો ભાર કેટલાક દિવસથી મને મુંઝાવ્યા કરે છે. હમણાં હમણાંમાં તે ભાર મારા માટે અસહ્ય થયેલ છે, છતાં આજ સુધી મારા મનમાં ઉદ્વેગને–ચિંતાને–મેં જેમ તેમ, મહામુશીબતે દબાવી રાખેલ છે. મારા વિચારો અને મનોવૃત્તિઓ મેં શબ્દથી કે ફક્ત દ્રષ્ટિથી પણ કોઇને જણાવેલ નથી. પણ આજે તે તમામ વિચારો મને અસહ્ય થઇ પડયા છે. ઘણી ઘણી રીતે મેં મારા મનનો નિગ્રહ કરવા કોશીશો કરી પણ પરિણામે કંઇજ નહીં. દિવસે દિવસ મારી સ્થિતિ શોચનીય થતી જાય છે. તારા પિતાજીએ મને આશ્રય આપી મારૂં લાલન–પાલન કર્યું, તમારી બધાની સાથે મને સર્વ વાતની અનુકૂળતા છે; છતાં તમારા કરતાં મારો દરજ્જો નીચો છે, તે હું સારી રીતે જાણું છું. તેજ મુજબ મારા મનમાં ઉદ્ભવતા વિચારો અનુચિત છે તે પણ મારી જાણ બહાર નથી; છતાં દિવસે દિવસે તમારા સહવાસમાં રહેવાનું મને વસમું થતું જાય છે. અહીં રહીને આવા દુઃખદ વિચારોમાં ઝુરતા રહેવું તેના કરતાં હવે મારે કોઇ બીજો રસ્તો લેવોજ જોઇએ. દુનિયામાં એકાદ અજાણ્યા સ્થળે ચાલ્યા જવું અને આ વિચિત્ર વિચારોથી છુટકો કરી લેવો. આવો વિચાર ઘણા દિવસોથી મારા મનમાં ઘોળાયા કરે છે. પણ અત્યારે પ્રભા! તારા પિતાજી–અને મારા ઉપર અત્યંત ઉપકારો કરનાર ઉપર શોચનીય પ્રસંગ આવ્યો છે, તેને–આવી સ્થિતિમાં છોડીને ચાલ્યા જવું, એથી ખરેખર દુનિયા મને કૃતઘ્ન કહેસે પણ...

"લલિત! મારા પૂજ્ય પિતાજી તો તને મારા મોટાભાઇની જેવોજ ગણે છે."

"નહીં–નહીં! હું તેમનો પુત્ર નથી. હું જ્યારે તેમને ક્યાંકથી જડયો ત્યારથી તેમની ઉન્નતિજ થતી ગઇ. તેમને અત્યંત સુખ પ્રાપ્ત થવા લાગ્યું અને સુખનો અવધિ એટલે તેમને એક પુત્રની પ્રાપ્તિ થઇ.

એવા અનેક કારણોથી તે મારા ઉપર પુત્ર જેવો પ્રેમ રાખે છે. મારાં-જ પગલાંથી કુમાર ચંદ્રસિંહનો જન્મ થયો, એમ મરતાં સુધી પણ તારી માતાની માન્યતા હતી. તે સાધ્વી સ્ત્રી મને પોતાના પ્રાણ કરતાં પણ વધારે પ્રિય માનતી હતી. તેની ઉદારતાનો ખોટો લાભ લઇ હું મને પોતાને ભૂલી જાઉં, એ નીચમાં નીચ કૃત્ય છે. અને પ્રાણ જતાં પણ તેવું નીચ કામ મારા હાથે થશે નહિ. પ્રભા ! મારા અંતરની છુપી વાત તને કહીને મેં મારી છાતી ઉપર જે જબરદસ્ત ભાર હતો તે આજે ઉતારી નાંખ્યો છે. ”

થોડીવાર સુધી લલિત ચુપ રહીને ફરી બોલવા લાગ્યો:—

“ પ્રભા ! ઘણા ઘણા વિચારો કરી જોતાં મને જણાય છે અને હું એજ નિશ્ચય ઉપર આવ્યો છું કે—હવે તમારા સર્વના સુખકર સહવાસનો મારે ત્યાગ કરવોજ જોઇએ. જ્યાં સુધી મારા હૃદયમાં પ્રમાણિકતા છે. બાહુમાં શક્તિ અને સામર્થ્ય છે ત્યાં સુધી મને કોઇ પણ પ્રકારની ચિંતા નથી. હું ગમે ત્યાં રહીને નીતિ અને પ્રમાણિકતાથી સમય વીતાવીશ. હવે અહીં રહેવાથી મને સુખ મળશે નહિ. કારણકે—

લલિતનું કરૂણાજનક ભાષણ સાંભળી પ્રભાનું અંતઃકરણ બહુજ આકુળ વ્યાકુળ થયું. ઘણો વખત સુધી તેના હૃદયરૂપી રણભૂમિ ઉપર અનેક વિચારોનું તુમુલયુદ્ધ ચાલ્યું. તેની આંખોમાંથી આંસુની ધારાઓ વહેવા લાગી. તે રૂંધાએલા કંઠે વચમાંજ બોલી ઉઠી લલિત ! મારા પિતાજી કેવા વિકટ પ્રસંગમાં સપડાએલા છે તે જાણવા છતાં પણ તું આવા સંકટ સમયમાં તેમને છોડી જવાનો વિચાર કરે છે, શું એ તને સારૂં લાગે છે ? ”

“ પ્રભા ! હું એટલો બધો કૃતઘ્ન નથી. અત્યારે તેમના ઉપર કેવો સમય છે તે હું ઘણી સારી રીતે જાણું છું. તેમણે પોતાના પુત્રની જેમ મારૂં લાલન—પાલન કર્યું છે તેનો યોગ્ય બદલો તેમને સંકટ સમયે સહાય કરીને હું વાળી આપીશ અને જ્યારે તેમનો અન્તિમ હેતુ સાધ્ય થઇ સર્વત્ર આનંદ અને આનંદ છવાઈ જશે ત્યારેજ હું તેમની રજા લઇશ. પછી હું છું અને મારૂં ભાગ્ય છે. ”

“ આજે નહીં તો પણ કોઇ એક દિવસે તું તારા ઉપર પ્રાણ કરતાં પણ વધારે પ્રેમ ધરાવનારાઓને દુઃખમાં છોડી જઇશ. ખરૂં ને ? ”

“ પ્રભા ! હું લાચાર છું—મારે તેમ કર્યા વિના છૂટકોજ નથી. મેં તને સર્વ વાતો સ્પષ્ટપણે કહી સંભળાવી છે. હવે તુંજ મને કહે

કે હવે મારે શું કરવું ? પ્રભા ! મારૂં મન બહુજ મુંઝાઇ ગયું છે માટે તું મને યોગ્ય રસ્તો બતાવ."

આ વખતે પ્રભાની આંખમાંથી આંસુની ધારા પ્રકટપણે વહેવા લાગી તે જોઇ લલિત બોલ્યો—

" પ્રભા ! આમ રડીને પ્રથમથીજ વ્યથિત થએલા મારા હૃદયને વધારે વ્યથા ન ઉપજાવ ! પણ મને યોગ્ય માર્ગ બતાવ. તું રડ નહિ. તારા નેત્રોમાંથી પડતું આંસુનું એક એક બિંદુ મારા હૃદયના ટુકડે ટુકડા કરી નાંખે છે, પ્રભા ! તું હવે રડે તો તને મારા સોગંદ છે. તું આમ રડી રડીને તારા ચિત્તને નિરર્થક દુઃખી ન કર ! તું જે કાંઇ કહીશ તે કરવાને માટે હું તૈયાર છું. તારા એક અમૂલ્ય શબ્દને માટે હું મારા તુચ્છ પ્રાણુની પણ પરવાહ કરીશ નહિ. શું તારી ઇચ્છા એવી છે કે મારે અહીંજ રહેવું ? "

" હા ! " એવો ઉત્તર તેણે તરતજ આપ્યો. પણ બીજીજ પળે તેના ધ્યાનમાં આવી ગયું કે—પોતાના ફક્ત હા એ શબ્દમાંજ કેટલો બધો ઉંડો અને ગહન અર્થ ભરેલો છે.

પ્રભાના મુખમાંથી હા એવો શબ્દ નિકળતાંજ લલિતે વિનયપૂર્વક, પોતાનું મસ્તક નીચે નમાવ્યું અને બોલ્યો—

" પ્રભા ! તારી ગમે તેવી તુચ્છ અભિલાષા પૂર્ણ કરવામાંજ મારો આનંદ સમાયેલો છે. તારા મનમાં એમ છે કે મારે અહીં રહેવું પણ અહીં રહેવાથી મને ખરૂં સુખ પ્રાપ્ત થશે ખરૂં કે ? મેં તને પ્રથમ કહ્યું તે પ્રમાણે જો તારી સ્થિતિમાં ફેરફાર થયો તો મારી સ્થિતિ કેવી થશે, તેનો તેં કાંઇ પણ વિચાર તારા ચિત્તમાં કર્યો છે ખરો કે ? નહીં ! નહીં; પ્રભા ! મારા કથનનો ખરો અર્થ હજુ પણ તારા સરળ ચિત્તમાં આવ્યો નથી. તને તારૂં ખરૂં ચિત્ત સમજાય તે પહેલાંજ તું મને અહીંથી—તારી પાસેથી—દૂર જવા દે ! હું તારી પાસેથી દૂર ચાલી ગયા પછી મારૂં ગમે તે થશે તેની મને જરાએ દરકાર નથી."

" લલિત ! શું તેં મારા હૃદયની આવીજ પરીક્ષા કરી ? " નીચું મુખ કરી પ્રભાએ કંપિત સ્વરે પ્રશ્ન પૂછ્યો.

પ્રભાનો પ્રશ્ન સાંભળતાંજ લલિત એકદમ સ્તંભિત થઇ ગયો. પ્રભાના મુખમાંથી ગૂઢાર્થથી ભરેલા શબ્દો શ્રવણ કરતાંજ તેનું હૃદય થરથર કંપવા લાગ્યું. પોતાના કથનનો ખરો અર્થ તેના જાણવામાં આવી તો નહીં ગયો હોય, એવી શંકા આવવાથી તેણે ઉલ્લાસિત

ચિત્તે અચકાતાં અચકાતાં કહ્યું—તો—......તે......શું આ લલિત માટે તારા હૃદયમાં પ્રેમ છે ખરો કે ?"

શું પ્રેમ ? અને લલિત ! તેમાં હજુ પણ તને શંકા છે ?"

અહાહા ! એકાદ મધુરવીણાના નાદ પ્રમાણે પ્રભાના શબ્દોએ લલિતના કર્ણપ્રદેશમાં પ્રવેશ કરી તેના અંતરને અનુપમ આનંદનો અનુભવ કરાવ્યો. તેણે એકદમ તેનો હાથ પોતાના હાથમાં લઇ સ્નેહથી દબાવ્યો. ધીમે ધીમે તેણે પ્રભાના અલંકાર વિભૂષિત કંઠમાં પોતાના બાહુનો પાશ નાંખી તેના પ્રેમમય હૃદયનું પોતાના પ્રેમપૂર્ણ હૃદય સાથે સંમ્મેલન કરાવવા પાસે ખેંચી અને તેને ગાઢ આલિંગન આપ્યું. તેમજ પરસ્પરનું પ્રેમમય મિલન દર્શાવવા માટે તેના લાલ પરવાળા જેવા હોઠનું ચુંબન કર્યું. થોડીવાર પછી તે પ્રેમી યુગલ કિલ્લા તરફ જવાના રસ્તે ચાલવા લાગ્યું. પ્રભાવતી પોતાની કોમળ અને કમનીય કાયાનો તમામ ભાર લલિતના શરીર ઉપર રાખી ધીમે ધીમે ચાલતી હતી. થોડીવાર સુધી તેઓ ચાલ્યા નહીં હોય, તેટલામાં જ અચાનક પાસેની ઝાડીમાંથી એક નોકર આવી તેમની સામે ઉભો રહ્યો. તેને જોતાંજ પ્રભા કાંઇક ભાનમાં આવી. તેણે લલિતના હાથમાંથી તત્કાળ પોતાનો હાથ ખેંચી લીધો. તેણીએ પોતાથી બની શકે તેટલી સાવધાનતા દર્શાવી છતાં તેની છુપી મનોવૃત્તિઓ તેમજ વિકારોનો સ્ફોટ થઈ ગયો તે થઇજ ગયો. સામેથી કુમાર ચંદ્રસિંહે તે પ્રેમી યુગલનું ઓષ્ટમિલન જોઇજ લીધું હતું. તે જોતાંજ તે સ્તંભિત થઇ ગયો હતો. પોતાની ગેરહાજરીમાં તે બન્ને-લલિત-પ્રભા-માં શી શી વાતો થઇ, તે તેણે કલ્પનાથીજ જાણી લીધું. તે ઘણો વખત સુધી ઝાડીમાં એક ઝાડની ઓથમાં છુપાઇને સર્વ બનાવ જોતો હતો. આખરે તે યુગલ પોતાની પાસે આવતાંજ તેને ઝાડીમાંથી બહાર આવવુંજ પડયું. તેણે પાસે આવતાંજ લલિતસિંહના મુખ તરફ નિહાળી નિહાળીને જોયું અને પોતાની કલ્પના સાચી છે, એવી પોતાના મનની ખાત્રી કરી લીધી

" ચંદ્રસિંહ ! શું તમને કાંઇ શીકાર મળ્યો ? " પોતાની મુખમુદ્રા શાન્ત રાખી લલિતે ચંદ્રસિંહને પૂછ્યું.

"કેવો શિકાર ! શિકાર તો ચાલ્યો ગયો—પણ ફરતાં ફરતાં ઉદ્વેગ કરાવનાર તે સ્ફાટિકસ્તંભ જોયો એટલુંજ !"

" શું તે સ્ફાટિકસ્તંભ ? ! સરદાર રણવીરસિંહ અને તેની પ્રિયપત્ની કનકદેવી એ બન્નેનું અમાનુષિક રીતે જ્યાં ખૂન થયું ત્યાં જે

સ્ફાટિકસ્તંભ ચણાવવામાં આવ્યો છે, તેજ કે ?"

"અને હજુ સુધી તે રાક્ષસી કૃત્યનો કોઇએ કાંઇ પણ બદલો લીધો નથી !"

અચાનક આવા કર્ણભેદક શબ્દો તે ત્રિપુટીના સાંભળવામાં આવ્યા અને થોડાજ વખતમાં હાથમાં ઝાડની ડાળી લીધેલ છે, શરીર ઉપર જીર્ણવસ્ત્ર ધારણ કરેલું છે અને જેના કેશ એક જોગણની જટા જેવા થઇ ગયા છે, એવી એક વૃદ્ધા તે ત્રણેની સમક્ષ આવીને ઉભી રહી.

"પ્રભા ! તું જરા પણ ડરીશ નહિ."

"ગઇ કાલે મેં અને ચંદ્રે એને અહીંજ જોઇ હતી. તે તદ્દન નિરૂપદ્રવી નારી છે." લલિતે પ્રભાના કાનમાં કહ્યું.

"હા. આ કાલવાળીજ ડોસી છે !"

એમ કહી ચંદ્રસિંહ પોતાના નોકરના ખભા ઉપરની કોથળી લઇ તેના મોં આગળ નાંખી અને બોલ્યો–

"એ ડોસી ! આ લે, આજે તારે માટે આ બીજો ભક્ષ હું લાવ્યો છું."

"નહીં—કુમાર ! આજે મને તેની જરા પણ જરૂર નથી. ગઇ કાલે તમે જે ભક્ષ મને આપ્યો હતો તે તેવો ને તેવોજ હજુ મારી ગુફામાં પડ્યો છે." એમ કહી ચમત્કારિક અવાજે તેણે પોતાના હાથમાંની ડાળી પ્રભા તરફ કરી અને પૂછ્યું–" કુમાર ! આ યુવતી તારી શી સગી થાય છે ?"

"અમો બન્ને ભાઇ–બ્હેન છીએ."

અને પ્રભા મારી બહેન નથી—તેમજ હું..................

"કેમ, ડોસી ! આજે તારે આમ પૂછવું પડે છે ? શું તારે તેનું કાંઇ પણ ભવિષ્ય કહેવું છે ?" ચંદ્રસિંહે પૂછ્યું.

"શું ભવિષ્ય ? !" એક પળ વિચાર કરીને તે બોલી:—

"હા, ભવિષ્ય કહેવું છે." પછી તે લલિત તરફ આંગળી કરી આગળ બોલવા લાગી કે–" આ શૂરવીર યુવક અને આ તારી સુંદર બહેનનું જોડું બહુજ લાયક લાગે છે. પરમાત્મા ! આ બન્નેને સંસારનાં સર્વે સુખો આપજો. એવું ભવિષ્ય હું ભાખું છું અને મારી તેવી ઇચ્છા છે."

"ઓ દુષ્ટ ડોસલી ! ઉભી રહે !"

એમ કહી કુમાર ચંદ્રસિંહે તેને મારવા માટે હાથ ઉગામ્યો. પણ તે ડોસીએ આખા જંગલને ગજાવી મૂકે અને કાનના પડદા ફાડી નાંખે તેવી ચીસ પાડીને એક કૂદકો મારી તે ગાઢ જંગલમાં અદ્રશ્ય થઇ ગઇ !

વ્હાલા વાંચક ! " એ ડોસી કોણ હતી ? "

## પ્રકરણ ૨ જું.

### અનાથ અબળા અને નિરાધાર બાળક.

સંધ્યાનો સમય. આકાશમાં તારાઓ એક પછી એક ચમકવા લાગ્યા હતા. લક્ષાવધિ નક્ષત્રો સાથે-પોતાના શીતલ કીરણો વડે પ્રાણીમાત્રને આનંદ આપનાર-રજનીનાથ રોહિણી સાથે-તારાગણના મધ્યભાગમાં તરતમાંજ વિરાજમાન થયો હતો. તે ચંદ્રજ્યોત્સ્ના ગોદાવરી નદીના સ્વચ્છ જળ પ્રવાહ ઉપર પડવાથી તે ઠેકાણે રૌપ્યરાશિજ બનાવી દીધી હોયની ! એવો ભાસ થતો હતો. તે ચંદ્રની તેજસ્વી અને શીતલ પ્રભા ગોદાવરીના કિનારા ઉપર વસેલા મન્દાર નગરની રાજધાનીના વૈભવને સૂચવતી હતી. રાજધાનીમાંના રમણીય અને ઉચ્ચ સ્ફાટિક શિલાના મિનારાઓ, ભવ્ય ભુવનોનાં ગગનચુંબી શિખરો અને દેવાલયોનાં ઉચ્ચતર સુવર્ણાચ્છાદિત શિખરો ચંદ્રની પ્રભા વડે આકાશપટલપર ચમકનારા તારાઓની સાથે હરિફાઇ કરતાં હોયની, એમ લાગતું હતું. રાજધાનીમાંનો શિલાઓથી બાંધેલો રાજ રસ્તો હજારો મનુષ્યોની ગિરદીથી કોલાહલમય લાગતો હતો. ઠેક ઠેકાણે સ્ફાટિક શિલાની નકસીદાર જોવા જેવી કમાનો અને રસ્તાની આજુબાજુએ બેસાડેલાં રમણીય પુતળાંઓ, ચિત્રવિચિત્ર દીપકોનાં પ્રકાશથી બહુજ મનોહર દેખાતાં હતાં. રાજવૈભવ અને સકલ ઐશ્વર્ય વિભૂષિત મન્દારનગર આ સમયે આનંદ દેવતાનું ક્રીડાસ્થાનજ બની ગયું હતું.

આવા સમયે તે નગરની પૂર્વદિશાએ આવેલા ગાઢ જંગલમાંથી એક પચીસ ત્રીસ વર્ષની સ્ત્રી બે વર્ષના એક ન્હાનકડા નિદ્રાધીન થએલા બાલકને લઇને નદીના કિનારા ઉપર ફરતી હતી. તેનું સર્વ શરીર ધૂળથી ભરાએલું હતું અને તે બહુજ થાકી ગએલી દેખાતી હતી. તેના દેખાવ ઉપરથી લાગતું હતું કે-તેણે બહુજ દૂરની

મુસાફરી કરેલી હોવી જોઇએ અને હતું પણ તેમજ ! ઘણા દિવસોથી અન્ન ન મળવાને લીધે તેના શરીરમાં જોઇએ તેવી–કિંચિત્ પણ–શક્તિ જણાતી ન હોતી અને તેને લીધેજ તે આગળ વધવા અસમર્થ હતી. તેનાં મલીન થએલાં વસ્ત્રો જીર્ણ થવા ઉપરાંત ઠેકઠેકાણેથી ફાટી ગએલાં હતાં. તે મુશીબતવાળી મુસાફરીને લીધે જો કે તે સ્ત્રીનું મુખ નિસ્તેજ થયું હતું છતાં કોઇ ચતુર પુરૂષ તેનું અવલોકન કરે તો તે–તે સ્ત્રીની સુંદર સ્ત્રીઓમાંજ ગણતરી કરી શકે તેમ હતું. તેનું મુખ ચિંતાથી નિસ્તેજ અને સફેદ પુણી જેવું લાગતું હતું છતાં પણ તેની મુખમુદ્રા ઉપર એક પ્રકારના સૌંદર્યનાં ચિહ્નો સ્પષ્ટપણે દ્રગ્ગોચર થતાં હતાં. તેના નેત્રો ઉપરથી જણાતું હતું કે તેના હૃદયમાં ઉદાસીનતા અને દુઃખનો નિવાસ હતો. ચિંતાથી તેનાં નેત્રો નિસ્તેજ છતાં ભયંકર દેખાતાં હતાં તોપણ તે પોતાના હાથમાંના બાળક તરફ ઉપરા ઉપરી દયા અને પ્રેમથીજ જોતી હતી. બાળકને તેણે પોતાની છાતી સાથે ચાંપેલો હતો. તે ઉપરથી તે તે બાળકની માતા હોવી જોઇએ એમ લાગે એ સ્વાભાવિક છે, છતાં તેમ ન હતું.

અચાનક તે બાળકે હૃદયવિદારક–પત્થરને પણ પિગળાવી નાંખે તેવી–ચીસ પાડી. તે સાથેજ તે સ્ત્રીએ તેના તરફ જોયું અને બોલી–

"અરેરે ! ગરીબ બિચારૂં નિભાગી બાળક ! પ્રિય બાલુડા ! તારી આ કેવી દુઃખદ હાલત ! સબુર, ઓ બાળક, સબુર કર ! શાન્ત થા ! રડીને મારા દુઃખી હૃદયના ટુકડે ટુકડા ન કર ! તારી આવી હાલત કરનાર–તને આવી ભયાનક સ્થિતિમાં લાવી મૂકનાર—તે દુષ્ટ નરરાક્ષસ પાસેથી–પાષાણ હૃદયના ચંડાળ પાસેથી–હું પૂરેપૂરો બદલો લઇશ. ઓ દીનદયાળુ–પરમ કૃપાળુ પરમાત્મા ! મારા આ પ્રિયપુત્રને દીર્ઘાયુ અર્પણ કરજે !"

એમ કહી તે એક શિલા ઉપર જઇ બેઠી. ધીમે ધીમે એક પ્રહર જેટલી રાત્રિ વ્યતીત થઇ ગઇ. ગિરી ગુફાઓમાંથી નિકળીને સર્વત્ર સંચાર કરતા હિંસક પશુઓની ગર્જના તે પ્રદેશને ગજાવી મુકતી હતી. તે તરફ તે સ્ત્રીનું જરાપણ ધ્યાન ગયુંજ નહિ. તે પોતાના વિચારમાંજ ગુલતાન બની ગઇ હતી. તેનું હૃદય તે સમયે આપત્તિના આભથી છવાઇ ગયું હતું. ઘણો વખત સુધી તે શિલા ઉપર બેસીને ખૂબ રડી તેથી થોડાજ સમયમાં તેના દુઃખનો વેગ ઓછો થતાંજ તેની દ્રષ્ટિ તેની આસપાસ વળી. એમ કરતાં

કરતાં તેની નજર ચંદનીના શુભ્ર પ્રકાશમાં ચમકતા ગોદાવરીના તે નીલવર્ણમય જલપ્રવાહના તરંગ-ભંગ ઉપર નૃત્ય કરનારા ચંદ્રકિરણો તરફ ગઇ. તે જોતાંજ સૃષ્ટિસુંદરીની શોભા જોવામાં તે ગુલતાન બની ગઇ. એક ઘડીને માટે તે ચિંતારહિત થઈ ગઇ. ઘણા વખત સુધી કલ્પનાસૃષ્ટિમાં વિહાર કર્યા પછી તે સ્ત્રી જાગૃત થઇ. આ સમયે ચારે તરફ સંપૂર્ણપણે શાન્તતા અને નિઃસ્તબ્ધતાનું સામ્રાજ્ય છવાઇ ગયું હતું. એટલામાં અચાનક રીતે બહુજ દૂરથી એક ક્ષીણધ્વનિ-ખોખરો-અવાજ તેના સાંભળવામાં આવ્યો. તે અવાજ જે દિશા તરફથી આવતો હતો તે દિશા તરફ-જ્યાં સુધી નજર પહોંચી શકે ત્યાં સુધી-તેણે નિરખી નિરખીને જોયું અને અન્તમાં તે શિલા ઉપરથી ફરીને ઉભી થઇ તથા ચારે તરફ જોવા લાગી. રાજધાનીના એક ભાગમાં પ્રદીપ્ત થએલા દીપકોનો પ્રકાશ તેને દેખાવા લાગ્યો; અને તે પ્રકાશને આધારે આધારે તે રાજધાનીના મંદાર-નગરમાં જવા માટે રસ્તે પડી.

જ્યાં તે સ્ત્રીને પ્રદીપ્ત પ્રદીપોના પ્રકાશ દેખાયો હતો તે એક મહા વૈભવશાળી રાજ્યમહેલ જેવું ભવ્ય ભુવન હતું. બહુમૂલ્ય, સુંદર વિવિધ પ્રકારના અને વિધવિધ ઉપકરણોથી તે શણગારવામાં આવ્યું હતું. ઉજ્વલ અને તેજસ્વી પ્રદીપોના પ્રકાશે તે વિશાળ ભુવનને સુપ્રકાશિત કર્યો હતો. તે મકાનના એક દિવાનખાનામાં નૂતન વિવાહિત યુગલ યુવતિ-સમૂહમાં બેઠું હતું. બીજા ભાગમાંથી હૃદયને મહાનંદ ઉપજાવે તેવા ગીતોનો ધ્વનિ શ્રવણ થતો હતો અને તે મંજુલ ધ્વનિ હૃદયને વિહ્વલ કરતો હતો. બીજા ભાગમાં રમણીય રમણીઓના તાળીઓની, કંદલીસ્થંભ જેવા પગોમાં પહેરેલાં નુપૂરોની ગર્જના થતી હતી અને તે નુપૂરોનો ઝણકાર હૃદયને ડોલાવી દેતો હતો. તે મકાનની નીચેના ભાગમાં આવેલા એક નવીન બાંધેલા મંડપમાં મોટા મોટા સરદારો વારાંગનાના ગાનમાં ગુલતાન થઈ ગયા હતા. આવા વખતે તે મકાનમાંથી જીર્ણ અને ફાટી ગએલાં વસ્ત્રો ધારણ કરેલી એક સ્ત્રી એકદમ બહાર નિકળી અને કોઇની પણ નજરે ન પડતાં કોણ જાણે ક્યાંએ અદ્રશ થઈ ગઇ!

તે સ્ત્રી કોણ હશે? વાંચકો, જરા સબુર કરો એટલે તેનો ખુલાસો તમને મળી જશે.

થોડાજ વખતમાં નવીન વિવાહિત યુગલ જે દિવાનખાનામાં બેઠું હતું ત્યાં એક બીજીજ આવી અને અંદરના મનમોહક દેખાવને

જોઈ આનંદ પામી તથા હસતાં હસતાં ત્યાં એકત્ર થએલી યુવતિઓને ઉદ્દેશીને બોલી:-" અરે ! આ શું ? જુઓ તો ખરાં કે કેટલી બધી વાર થઇ ગઇ ? ચાલો, હવે બધું પુરૂં કરો. જાઓ, શ્રીદેવી અને મહારાજા સજ્જનસિંહને લઇ શયનગૃહમાં મૂકી આવો ! જાઓ, ઉઠો બધીઓ ! "

તે સ્ત્રીની આજ્ઞાનો ત્યાં એકત્ર થએલી સ્ત્રીઓએ અમલ કર્યો. તે નૂતન વિવાહિત દંપતિને જવા દેવા માટે બધી સ્ત્રીઓ એક તરફ ખસી ગઇ. તે નૂતન વિવાહિત દંપતિ દરવાજાની પાસે આવી પહોંચતાંજ એક ખુણામાં એક ન્હાનકડું વર્ષ–બે વર્ષનું બાળક ફાટેલા વસ્ત્રમાં વિંટાળેલું બાળક–નિરાધાર બાળક–પડેલું શ્રીદેવી વિવાહિતના જોવામાં આવ્યું. તે સાથેજ તે અત્યંત આશ્ચર્ય પામી એકદમ બોલી ઉઠી કે–"અહાહા ! આ તો કોઇ બાળક છે ! કેવું સુંદર લાગે છે ! " એમ કહી તે બાળકને એકદમ તેડી લીધો. જોત જોતામાં રાણી શ્રીદેવીની આસપાસ તે બાળકને જોવા પુષ્કળ સ્ત્રીઓ એકઠી થઇ ગઇ.

તે બાળક કોણ હતું–કોનું હતું ? એ બાબતમાં ત્યાં આવેલી ભામિનીઓ ભિન્ન ભિન્ન વિચારો જણાવવા લાગી પણ ખરૂં શું હતું ?

---

## પ્રકરણ ૩ જું.

### દેશનિકાલ.

અમે જે સમયની આ નવલકથા લખીએ છીએ તે સમય બહુજ પ્રાચીન છે. મહા પ્રતાપી પરદુઃખભંજન વિક્રમાંકદેવ ઉર્ફે વિક્રમાદિત્યે શકલોકોનો પરાભવ કરી–તેમને હરાવી–ભારતવર્ષમાંથી હિમાલયની પેલી તરફ હાંકી મૂકયા; ત્યાર પછી થોડાક વર્ષો વ્યતીત થયા બાદ આ કથાનકનો પ્રારંભ થાય છે. રાજા વિક્રમાદિત્યે આર્યરાજ્યોને પુનરૂજ્જીવન આપી સંપૂર્ણપણે આર્યધર્મની પુનઃ સ્થાપના કરી. આ મહાન્ પ્રતાપી રાજાની કારકીર્દિમાં ભારતવર્ષમાં ઘણા ભિન્ન ભિન્ન ન્હાનાં મોટાં રાજ્યો સ્થાપન થયાં. મોટાં મોટાં શહેરો, અજીત કિલ્લાઓ અને આર્યદેવતાઓનાં મહાન્ મંદિરો સ્થપાયાં–બંધાયાં.

તે સમયે મહારાષ્ટ્ર દેશમાં જે જુદા જુદા બળવાન્ રાજપૂત રાજાઓ થઇ ગયા તેમાં ચાલુક્ય વંશના રાજાઓ પણ થયા. તેમના રાજ્યની બે શાખાઓ થઈ હતી. તેમાં એક શાખાના રાજાઓ પૂર્વ તરફના નર્મદા અને કૃષ્ણા એ બે નદીઓની વચમાંના સર્વ દક્ષિણ

દેશ ઉપર રાજ્ય કરતા હતા. તેમની રાજધાની ગોદાવરી નદીના કાંઠે આવેલ મન્દાર ઉર્ફે રાજમહેંદ્રિ નામક નગરમાં હતી. બીજી શાખાના રાજાઓ પશ્ચિમ તરફના દક્ષિણ દેશમાં રાજ્ય કરતા હતા અને તેમની રાજધાની કલ્યાણનગરમાં હતી.

પૂર્વ તરફના દક્ષિણ દેશ ઉપર અમારા કથાનકના પ્રારંભના સમયમાં રાજા ચંદ્રકેતુ રાજ્ય કરતો હતો. તેની કારકીર્દિમાં બૌદ્ધધર્મનો પૂર્ણપણે નાશ થયો અને આર્યધર્મની સારી રીતે વૃદ્ધિ થઇ હતી. શાન્તિ દક્ષિણ દેશ બહુજ સુખસમ્પન્ન હતો અને રાજ્યમાં સર્વત્ર શાંતતા હોવાથી પ્રજા પણ બહુજ સુખી હતી.

રાજા ચંદ્રકેતુના રાજ્યની શાન્તતા અને સુખનો સમય વ્યતીત થઇ ગએ આજે વીસ વર્ષ કરતાં વધારે વર્ષ થઇ ગયા હતા. ચંદ્રકેતુ સંતાનહીન દશામાં મરણ પામવાથી આખો દેશ-ધણી વિના સૂનો થઇ ગયો હતો. તે વખતે દેશમાં એટલી બધી ભયંકર હિલચાલ ચાલતી હતી કે થોડાજ વખતમાં રાજ્યક્રાન્તિ થશે કે શું ? એવો ભય સર્વે શહેરી પ્રજાને લાગતો હતો. રાજા ચંદ્રકેતુ સંતાનહીન દશામાં મરેલ હોવાથી પશ્ચિમ તરફના ચાલુક્ય રાજાએ દક્ષિણ દેશ પચાવી પડવાની ગોઠવણ કરી હતી. તે કાવતરામાં રાજા ચંદ્રકેતુના સચિવ મંડળમાંના કેટલાક સચીવોની તેને સહાયતા પણ હતી. આવા અંધાધુંધીના અને કટોકટીના સમયમાં સ્વામિભક્ત અને રાજ્યભક્ત સરદારો રાણીના નામથી રાજ્ય ચલાવવાને માટે અખંડ પ્રયત્નો કરતા હતા. તેમાં સજ્જનસિંહ નામક એક યુવાન્ અને સ્વામિભક્ત સરદાર હતો. તેણે રાણીના નામથી જાુદુંજ સૈન્ય એકઠું કરી કલ્યાણપતિની ઇચ્છાને તોડી પાડવાનો નિશ્ચય કર્યો પણ દુર્ભાગ્યને લીધે તેની સર્વે કોશીશો નિરર્થક થઇ ગઈ અને ઉલટું ધર્મ કરતાં તેને ધાડ નડી-તે પોતે સંકટમાં સપડાઇ ગયો.

નીલવર્ણમય આકાશમાંથી સૂર્યદેવે રજા લીધી હતી. આખા સંસારમાં અંધકારનું સામ્રાજ્ય છવાઇ ગયું હતું. આવા અંધકારમય સમયે કેટલાક સશસ્ત્ર સિપાઇઓ સજ્જનસિંહના મકાનની પાસે આવી ઉભા રહ્યા. આ વખતે સજ્જનસિંહ હાથમાં લીધેલા કામની બાબતમાં પોતાના બરોબરીઆ એક સરદાર સાથે વાર્તાલાપ કરતો બેઠો હતો. આવા કવખતે પોતાના ઘરની પાસે ઘોડેસ્વારોનો કોલાહલ સાંભળી સજ્જનસિંહને બહુ અજાયબી લાગી. એટલામાં તેનો એક વિશ્વાસુ સેવક તેની પાસે આવ્યો. તેને જોતાંજ તેણે પૂછ્યું કે-

"વીજલ! આવા કટંગા વખતે કોણ આવ્યું છે વારૂ ?"

તે સવાલનો કાંઇ પણ જવાબ ન આપતાં વીજલે પોતાના માલેકના હાથમાં બંધ કરેલું એક પરબીડીયું આપ્યું. એક પળ તે પરબડીયા તરફ જોઇ સજ્જને તે ફોડયું. પરબીડીયામાંનો પત્ર તે જેમ જેમ વાંચતો ગયો તેમ તેમ વધુને વધુ ક્રોધની છટા તેના મુખ ઉપર દેખાવા લાગી, તે ક્રોધના પ્રબળ આવેશમાં આવી જવાથી તેની મુખમુદ્રા લાલચોળ થઇ ગઇ. તે પત્ર પૂરેપૂરો વાંચી રહ્યા બાદ જોરથી જમીન ઉપર પગ પછાડી તેણે પોતાની પાસેજ ઉભેલા પુરૂષને પત્ર આપીને કહ્યું–"દુર્જનસિંહજી ! લ્યો આ પત્ર અને વાંચો !" અને પછી પોતાના પુત્રને બોલાવી તેને કહ્યું–"ચંદ્ર ! જોયું, વચમાંજ આ નવીન આફત આવી પડી છે. ચાંડાળોએ આપણા વિચારોની ઇમારતને તોડી નાંખી છે." એટલામાં એક બીજો સિપાઇ સજ્જનસિંહ પાસે આવ્યો અને તેણે પણ એક પત્ર તેના હાથમાં આપ્યો. તે પત્ર વાંચી રહ્યા પછી દુર્જનસિંહને આપતાં તેણે કહ્યું–"આ બીજી પણ મોહકાણની ખબર !"

"શું છે–શી ખબર છે ?"

"સરદાર વીરસિંહે આ પત્ર લખ્યો છે. તે લખે છે કે–તમારી તરફના બે સરદારોને રાજદ્રોહી તરીકે ગણી કેદ કરવામાં આવ્યા છે."

"આ પત્રો ઉપરથી લાગે છે કે તમારા તમામ હેતુઓ દુશ્મનોના જાણવામાં આવી ગયા છે, એટલુંજ નહિ પણ તેઓએ તમારા હેતુઓ અને મનોરથોને તોડી પાડવા માટે થોડાજ સમયમાં જબરદસ્ત તૈયારી કરી લીધી છે. તમારૂં સામર્થ્ય તેઓ ઘણીજ સારી રીતે જાણતા હોવાથી બીજા સરદારોની જેમ એકદમ રાજદ્રોહી તરીકે તમને કેદ ન કરતાં રાજધાનીની હદથી સો ગાઉ દૂર ચાલ્યા જવાનું ફરમાન કરે છે. કહો, હવે તમારો શો વિચાર છે ? વખત બહુજ બારીક છે."

"તે તો ખરૂં. પરંતુ હું તો કહું છું કે રાજધાનીથી સો ગાઉ દૂર ચાલ્યા જવાનું મંત્રિમંડળે ફરમાવ્યું છે તે એક રીતે બહુજ સારૂં થયું છે. મારા મદદગાર સરદારો અત્યારે મંત્રિમંડળના તાબામાં છે, એ જો કે દુઃખદાયક છે છતાં તે દુઃખમાં પણ સુખ માનવા જેવું એ છે કે હું છુટો છું. મારી સામે શસ્ત્ર ઉઠાવતાં પહેલાં તેઓને બહુજ વિચાર કરવો પડશે. મને છંછેડવાથી શું પરિણામ આવશે, એ બાબત તે ઘણી સારી રીતે જાણતા હોવા સબબ અને મારી શક્તિનું અનુ-

માન કરવા મને દેશપાર કરવામાં આવ્યો છે. પણ ફિકર નહીં! મારે કહેવું જોઇએ કે મારી આશાઓ સફળ થવાનો સમય હજુ આવ્યોજ નથી. રાણી ગર્ભવતી છે, એવા ગઇ કાલેજ મને પાકે પાયે ખબર મળી છે, અને જો તે વાત ખરીજ હોય તો બાળ-રાજાનો જન્મ થતાંજ આ ઇમાનદાર–સ્વામિભક્ત–સજ્જનસિંહ તમામ શત્રુઓની છાતી ઉપર પગ મૂકીને તેને તેનું રાજ્યસિંહાસન અપાવવા માટે રાજધાનીમાં એક દિવસ ઠાઠમાઠથી અવશ્ય પ્રવેશ કરશે. ચંદ્ર! હવે આપણે......હા...પણ લલિત કયાં છે?"

"મુરબ્બીશ્રી! હું અહીંજ છું." લલિતે આગળ આવી ઉત્તર આપ્યો.

"અહીં આવ–અને મારી પાસે બેસ. તમારી બન્નેની સલાહની આ વિકટ વખતે મને ઘણીજ જરૂર છે. ચંદ્ર–લલિત! મંત્રિમંડળ તરફથી આવેલ આજ્ઞાપત્ર તો તમે જોયું ને? જુઓ, મંત્રિઓએ આપણા વિચારોને કેવી રીતે તોડી પાડયા છે તે! ચિંતા નહીં. આટલેથીજ આપણે નિરાશ કે નાઉમેદ થવાની જરૂર નથી. આપણું કાર્યસિદ્ધ કરવા માટે આપણે અત્યારે શાન્ત થવુંજ જોઇએ. હવે આપણે તે આજ્ઞા મુજબ આપણા આવાસનો ત્યાગ કરવોજ જોઇએ. ભવિષ્યમાં આપણે જે કાંઇ કરવાનું છે તે થોડા વખતને માટે મુલતવી રાખવું પડશે."

"પણ પિતાજી! આપણે આપણો આ કિલ્લો છોડી કયાં જઇશું? સિવાય આપણા આ કિલ્લાની આપણી પાછળ વ્યવસ્થા કોણ–કરશે–રાખશે?" ચંદ્રે પૂછ્યું.

"વારૂ, પણ જો કદાચ આ કિલ્લો મંત્રિમંડળ પોતાના કબજામાં લઇ લે તો આપણે રાજધાનીથી અલગ થઇશું એ ખરૂં છે છતાં આપણાં કાર્યો સિદ્ધ થાય, એવી યોગ્ય જગ્યા કયાં છે?" લલિતે પણ પૂછ્યું.

"હા–તમો બન્નેની વાત ખરી છે. આ મુખ્ય અને મુદ્દાની વાત મારા તો ધ્યાનમાં પણ આવી નહીં." સજ્જનસિંહે કહ્યું.

"સરદાર! હું પણ કયારનોએ તેજ વિચાર કર્યા કરૂં છું. આપને જો કાંઇ અડચણ ન હોય તો મારા અજયદુર્ગમાં ચાલો. આપના પગની પવિત્ર રજથી મારો દુર્ગ પુનીત થશે તો હું આપનો આભાર માનીશ. તેમજ તે કિલ્લો પણ રાજધાનીથી ઘણો દૂર છે." દુર્જનસિંહે કહ્યું.

"જો, આપની આવીજ ઇચ્છા હોય તો હું આપનો અત્યંત આભાર માનું છું. અજયદુર્ગના સંબંધમાં મેં ઘણું સાંભળ્યું છે પણ તે કિલ્લો નજરે જોવાનો હજુ સુધી યોગજ આવ્યો નથી. આપના

મોટા ભાઇએ ગુજરી જતાં પહેલાં ઘણી વખત મને ત્યાં શિકાર માટે આવવા આગ્રહથી આમંત્રણો આપ્યાં હતાં પરંતુ કોઇને કોઇ કામ વચમાંજ નિકળી આવવાથી આપનો કિલ્લો નજરે જોવાનો મને પ્રસંગજ મળ્યો નહિ. ખરૂં છે કે–યોગયોગનો સંયોગ હોય તોજ કોઇ કાર્ય બને છે. વારૂ, પણ સરદાર સાહેબ ! આપના અજયદૂર્ગની બાબતમાં લોકોમાં જે વિચિત્ર અફવાઓ ફેલાઇ છે, શું તે ખરી હશે ?"

"ખરૂં પૂછો તો મને તેવી અફવાઓ ઉપર વિશ્વાસજ નથી. કારણ કે તે ખરી વાત નહીં પણ ફક્ત અફવાજ !" દૂર્જને હસતાં હસતાં કહ્યું.

"જો એમજ છે તો હમણાં હમણાં તમે ત્યાં કેમ નથી રહેતા ?"

"તેનું ખરૂં કારણ એજ કે–હું એકલો હોવાથીજ ત્યાં રહેતો નથી. સિવાય જ્યારથી મેં રાજધાનીમાં નવું મકાન બંધાવ્યું છે ત્યારથીજ તે કિલ્લા ઉપરથી મારૂં ચિત્ત ઉઠી ગયું છે."

"સરદાર ! તમે આ શું કહો છો ? જે સ્થાનને માટે આપણા પૂર્વજોને અભિમાન હતું તેનો ત્યાગ કરવો, એ યોગ્ય નથી. તમે મારોજ દાખલો લ્યો, મને મારો આ કિલ્લો જો કે થોડા વખત માટે છોડવો પડે છે છતાં મને બહુજ ખરાબ લાગે છે."

"તમે કહો છો તે બરાબર છે. મને મારા તે કિલ્લા માટે બહુજ માન છે. કારણ કે–આ સમયમાં તેના જેવો જુનો, અભેદ્ય શત્રુથી ન જીતી શકાય અને બધી વાતે સગવડવાળો કિલ્લો બીજો નહિ હોય. છતાં મારા મોટા ભાઇના મરણ પછી તે કિલ્લાની બાબતમાં મારૂં ચિત્ત જરા કલુષિત અને ઉદાસ થયું છે. જ્યારે હું તે કિલ્લામાં રહું છું ત્યારે મારા મોટાભાઇના વખતની ઘણી વાતોનું મને સ્મરણ થઇ આવે છે અને તેથી હૃદય ઉદાસ, ચિંતાતુર અને દુઃખી થઇ જાય છે. આવા આવા કારણોથી હું ત્યાં રહી શકતો નથી."

"તેમ થાય એ સ્વાભાવિક છે પણ કિલ્લાની બાબતમાં જે અફવાઓ સંભળાય છે તેમાં ખરૂં શું ?"

"કિલ્લાની બાબતમાં જે અફવાઓ ઉડી છે, તે ખરી છે, એમ મારે તમને કહેવું જોઇએ અને તે બાબતમાં મને પોતાને અનુભવ થવાથી ખાત્રી પણ થઇ છે; છતાં તે અફવા તરફ તમો ધ્યાન નહીંજ આપો અથવા આપનાં.....

"કોણ મારાં બાળકો ?" વચમાંજ સરદાર સજજને અજાયબીથી કહ્યું.

"હા–આપનાંજ બાળકો !"

"તેમને માટે તમે જરાએ શંકા, રાખશો નહિ. મારા ચંદ્રસિંહ અને લલિત બન્ને બહુજ બહાદુર અને હિમ્મતવાળા છે. સરદાર! તમને તેમના સામર્થ્યની હજુ પૂરેપૂરી કલ્પના નહીં હોય?"

આ પ્રમાણે વાતચિત થાય છે તેટલામાંજ એક લાવણ્યવતી સોળ વરસની યુવતી ધીમે ધીમે ત્યાં દાખલ થઇ. તેને જોતાંજ સજ્જનસિંહે કહ્યું:—

"આવ, મારી વ્હાલી પુત્રી! અહીં મારી પાસે આવ. તને બધી વાત સમજાઇ કે? મને નવીન મંત્રિમંડળ તરફથી દેશપારની સજા થઇ છે. મારી સર્વે આશાઓ નિરાશામાં ફેરવાઇ ગઇ છે—ધારણાઓ ધૂળમાં મળી ગઇ છે."

"હવે આપ શું કરવા ઇચ્છો છો પિતાજી?" તે યુવતીએ ભયભરેલા અવાજે પોતાના પિતાને પૂછ્યું.

"હવે એજ કે—આપણે ત્રણ દિવસની અંદર આ કિલ્લાનો ત્યાગ કરવોજ જોઇએ. આપણા મિત્ર સરદાર દુર્જનસિંહજીએ આપણા પ્રત્યે અનહદ કૃપા દર્શાવી છે અને તેઓ ચાહે છે કે—આપણી હદપારની શિક્ષા પૂરી થતાં સુધી આપણે તેમના અજયદૂર્ગમાં જઈ રહેવું, પણ પ્રભા! તને ત્યાં ગમશે તો ખરૂં ને?"

થોડીવાર પછી સજ્જનસિંહ દુર્જન તરફ વળીને બોલ્યો—"સરદાર સાહેબ! તમને લાગતું હશે કે—તમારા કિલ્લાને માટેની તુચ્છ અને નજીવી અફવાઓથી આ મારા બાળકો ડરી જશે પણ......

"ના—ના. તેવું કાંઇ નથી આપના બાળકોની બાબતમાં હવે મને જરાએ શંકા રહી નથી."

"અજયદૂર્ગથી ડરી જવા જેવું શું છે? તે પોતાના પિતાના ગોળગોળ ભાષણ ઉપરથી સમજવામાં ન આવવાથી પ્રભા શંકિતમુદ્રાએ પોતાના ભાઇ અને લલિત તરફ જોવા લાગી.

"કેમ ચંદ્રસિંહજી! હવે શો વિચાર છે? તમને શિકારનો તો શોખ છેજ. મારા અજયદૂર્ગની આસપાસના પ્રદેશમાં શિકાર કરવાની તમને બહુજ મજા પડશે."

તે સાંભળી સજ્જને કહ્યું—

"લલિત! તું હવે જા અને કિલ્લાની તમામ કુંચીઓ વૃદ્ધ કિલ્લેદારને સોંપવાની ગોઠવણ કર. ચંદ્ર! તું આપણા પ્રયાણની તૈયારી કર. પ્રભા! તું હવે જા અને સુખેથી નિદ્રા લે!"

સરદારની આજ્ઞા સાંભળી ત્રણે જણા ત્યાંથી ચાલ્યા ગયા. હવે

તે સ્થાને બન્ને સરદારોજ રહ્યા. થોડી વાર પછી દુર્જન પણ ત્યાંથી જવા માટે ઉઠ્યો. તે જોઇ સજ્જને તેને કહ્યું—" દુર્જનસિંહજી ! આજે તમે મારા ઉપર બહુજ ઉપકાર કર્યો છે તે માટે હું તમારો ઉપકાર માનું છું."

"એમાં શું છે, મેં તો ફક્ત મારી ફરજ બજાવવા ઉપરાંત બીજું કાંઇ વધારે કર્યું નથી. આવા સંકટના સમયમાં આપણે જ્યારે એકબીજાને મદદ ન કરીએ તો તે અનુચિત્ત છે. પણ સજ્જનસિંહજી ! થોડા દિવસ પહેલાં મેં તમને જે વાત કરી હતી તેનું તો તમને સ્મરણ હશેજ ?"

"હા. તે વાત મારા ધ્યાનમાંજ છે અને મારી પ્રભા પણ હવે લગ્નને યોગ્ય થઇ છે છતાં પણ અત્યારનો સમય મને અનુકૂળ ન હોવા સબબ......"

"શું તમે મારા કુલશીલની બાબતમાં શંકા છે ? અને જો તેમજ હોય તો મારે કહેવું જોઇએ કે હું યાદવવંશમાંનો એક ક્ષત્રિયવીર છું.

"શું તમને યાદવવંશના છો ? એ વાત હું જાણતોજ નહોતો. જો તમારી સાથે સંબંધ થશે તો હું મને ભાગ્યશાળી માનીશ અને તે બાબતમાં અભિમાન પણ થશે. વારૂ, તો સરદાર સાહેબ ! હવે તમે નિશ્ચિંત રહો. આપણે આ બાબતમાં અજયદુર્ગમાં જઇ શાન્તપણે પૂરેપૂરો વિચાર કરીશું."

## પ્રકરણ ૪ થું.

### પાત્રપરિચય.

સરદાર સજ્જનસિંહની ઉંમર લગભગ બાવન વર્ષની હતી. તેના વાળ ધોળા થઇ ગયા હતા. તેનું કપાળ વિશાળ અને ભવ્ય હતું. નાક લાંબુ અને જરા ઉંચું હતું. વૃદ્ધાવસ્થાને લીધે તેના ચહેરા ઉપર જરાજરા કરચલીઓ દેખાતી હતી છતાં તે યુવાવસ્થામાં સ્વરૂપવાન હોવો જોઇએ, એમ અનુમાન થતું. હાથ ઠેઠ ઢીંચણ સુધી લાંબા, સરળ અને સ્થૂળ હોવાથી વનગજની શુંડ જેવા શોભતા હતા. તેનું ઉરઃસ્થળ વિશાળ હતું. શરીરે તે બહુજ કદાવર હોવાથી ગંભીર પુરૂષ જેવો લાગતો. તેનાં શૌર્ય અને સામર્થ્યની બાબતમાં રાજા ચંદ્રકેતુને સંપૂર્ણ ખાત્રી થઇ ગઇ હતી અને તેથી તે રાજાનો તેના ઉપર

સંપૂર્ણ વિશ્વાસ હતો તથા સજ્જનસિંહ રાજા પ્રત્યે વફાદાર હોવાથી વિશ્વાસને પાત્ર પણ હતો. જ્યારે તેનામાં ક્રોધનો સંચાર થતો ત્યારે તે યમરાજ જેવો ભયંકર લાગતો. રાજા ચંદ્રકેતુના મરણ પછી તેણે પોતાના નામ પ્રમાણેજ સજ્જનતા અને સત્યનો આશ્રય લીધો હતો.

ચંદ્રસિંહ અને પ્રભાવતી એ બે સંતાનો તેને હતાં. જે સમયે અમારા આ કથાનકનો પ્રારંભ થાય છે તે વખતે ચંદ્રસિંહની ઉમર એકત્રીસ વર્ષની હતી. શૂરવીરતામાં તે પોતાના પિતાની જેવોજ હતો. પોતાના કુળનું અભિમાન તેના તમામ શરીરમાં ભરેલું હતું. બોલતી વખતે તે અભિમાની હોય તેમ લાગતું. પ્રભાવતીની ઉમ્મર સોળ વર્ષની હતી. તેનો જન્મ થયા પછી થોડાજ વખતમાં તેની માતા મરણ પામી તે સમયે સજ્જનસિંહને સર્વ વાતો અનુકૂળ હોવા છતાં તેણે બીજીવાર લગ્ન કર્યું નહિ. તેનો પોતાના બન્ને પુત્ર-પુત્રી ઉપર અત્યંત પ્રેમ હતો. હમણાં હમણાં રાજ ખટપટ શરૂ થવાથી તેનું ચિત્ત અશાન્ત રહેતું. પોતાનો અન્તિમ હેતુ કેવીરીતે સિદ્ધ થશે, એ એકજ વિચારમાં તે સર્વદા ગુલતાન રહેતો. પોતાના પિતાએ હાથમાં લીધેલ કાર્ય કેટલું જોખમવાળું છે, આ વિચાર પ્રભાવતીના મનમાં આવતાંજ સ્ત્રીસ્વભાવ મુજબ તેને ભય લાગતો. હમણાં હમણાં તે સાધારણ વસ્ત્રો પહેરતી છતાં સ્વાભાવિક સ્વરૂપ અને અકૃત્રિમ સૌંદર્યથી તે બહુજ સુસ્વરૂપ, સુંદર અને મનમોહક લાગતી. તેના શરીરનો બાંધો પાતળો અને અવયવો બહુજ કોમળ અને સુંદર હતાં. તેનું મુખકમળ નક્ષત્રોથી વિંટાએલા ચંદ્ર પ્રમાણે શોભતું અને તેની ઉપર સૌંદર્ય, કોમલતા અને મોહકતા બહુજ હોવાથી તે તરફ જોનાર તત્કાળ મોહમુગ્ધ થઇ જાય તેમ હતું. કટિપ્રદેશ સિંહકટી સાથે હરિફાઇ કરતું હોયની, તેમ લાગતું. તેણે કિશોરાવસ્થામાંથી યુવાવસ્થામાં તરતનોજ પ્રવેશ કરેલ હોવાથી તેને અંગેજ તેનાં સર્વ અવયવો ખીલતાં હતાં-પ્રફુલ્લિત થતાં હતાં. કમનીય કંઠમાં નવરત્નનો હાર પહેરેલો હોવાથી-તેનાં કિરણો તેના વક્ષઃસ્થલ ઉપર પ્રસરેલા હોવાથી-મૂળથીજ તેની સૌંદર્યપ્રભા સુંદર હતી તે વધારે ને વધારે દેદીપ્યમાન દેખાતી. એકંદરે ધૂર્તતા અને ગંભીરતાનો સંગમ તેનામાં થયો હતો.

સજ્જનસિંહના કુટુંબમાં એક એવી પણ વ્યક્તિ હતી કે જેની ઓળખાણ અમારે વાંચકોને કરાવવીજ જોઇએ. તે વ્યક્તિ લલિતસિંહ પોતે હતો. જો કે તે સજ્જનસિંહનો ખરો પુત્ર નહોતો છતાં તેની ઉપર તે વૃદ્ધ સરદારનો પોતાના પુત્ર કરતાં પણ વધારે પ્રેમ હતો.

તે એક અનાથ બાળક હતો અને સરદારની સ્વર્ગીય પત્નીએ પોતાની પાસે રાખી તેનું પુત્રની જેમ પાલન કર્યું હતું. તે જ્યારે સાવ ન્હાનો બાળક હતો ત્યારે તેને તે, બહુજ અજબ રીતે પ્રાપ્ત થયો હતો—જડયો હતો. આ સમયે તેની ઉમર બાત્રીસ વર્ષની હશે. તેના શરીરનો બાંધો ઉંચો પણ બહુજ મજબૂત હતો. તેની આંખો તેજસ્વી અને પાણીદાર હતી. મુખમુદ્રા ઉપરથી જણાતું કે તેનામાં ઔદાર્ય, શૂરવીરતા અને ગંભીરતાએ નિવાસ કરેલો હતો. તે બહુજ પુખ્ત વિચારવાળો યુવક હતો. પોતાનું પાલન કરનારના પોતાની ઉપર કેટલા બધા ઉપકારો છે, એ વાતને તે હમેશાં પોતાના હૃદયમાં જાગૃત જ રાખતો. સજ્જનસિંહ તેને પોતાના પુત્ર કરતાં પણ વધારે ગણતો. તે કોનો પુત્ર હશે ? તેનો જન્મ ઇતિહાસ શું હશે ? ઇત્યાદિક બાબતોના સંપૂર્ણ ખુલાસા મેળવવા સરદારે પોતાથી બની શકતી તમામ કોશીશો કરી હતી પણ તે બાબતમાં આ કથાનકની શરૂઆત સુધીમાં તે કાંઇ પણ જાણવા પામી શકયો નહોતો. લલિતના ઉદાર વિચારથી, કુલીન આચરણથી અને સદ્‌ગુણી સ્વભાવ ઉપરથી તેને સંપૂર્ણ ખાત્રીથઇ ચૂકી હતી કે—લલિત કોઇ કુલીન અને ઉચ્ચકુળમાં જન્મેલો છે.

સરદાર સજ્જનસિંહે જ્યારે ચંદ્રસિંહ અને લલિતની સલાહ લીધી તે વખતે લલિતને પોતાના પુત્રના જેટલુંજ સજ્જનસિંહે માન આપ્યું તે વાત દુર્જનસિંહને ઠીક લાગી નહિ. હમણાં હમણાં દુર્જનસિંહ સજ્જનસિંહ પાસે વારંવાર આવતો. કોઇ કોઇ વખતે વગર કારણેજ તે લલિતની સાથે તોછડાઇથી થોડી ઘણી વાતો પણ કરતો. દુર્જનસિંહ શરીરે સાધારણ રીતે કાળો હતો અને તેનું મુખ ઉગ્ર દેખાતું. તેણે થોડા દિવસ પહેલાંજ સજ્જનસિંહ પાસે પ્રભાવતીની માગણી કરી હતી. સજ્જનને દેશપારની સજા થતાંજ તેને પોતાના અજયદૂર્ગ નામક કિલ્લામાં જઇ રહેવાનું કહેવામાં તેનો મુખ્ય ઉદ્દેશ પ્રભાવતી સાથે લગ્ન કરવાનો હતો. એક વખત તે પોતાના આભાર નીચે દબાઇ જાય તો પછી તે પોતાની માગણીનો એકદમ અનાદર કરી શકશે નહિ, એ વાત દુર્જનસિંહના જાણવામાં હોવાથીજ તેણે તેવું પગલું ભર્યું હતું.

સજ્જનસિંહ પોતાના ચુંટી કાઢેલા માણસોની સાથે અજયદૂર્ગમાં જઈ રહેવાને માટે કબુલ થતાંજ દુર્જનસિંહે રાતોરાત અજયદૂર્ગ તરફ એક ઘોડેસ્વારને રવાના કરી દીધો અને દુર્ગરક્ષકને નવીન આવનાર મેમાનની બહુજ સારી રીતે સરભરા કરવાનો હુકમ કર્યો.

અજયદૂર્ગ એ કિલ્લો રાજધાનીથી સવાસો ગાઉ છેટે પહાડ ઉપર

આવેલ હતો. આ કિલ્લો પોતાના નામ પ્રમાણે ખરેખર અજીતજ હતો. આ દુર્ગ જેવો મજબૂત, સગવડવાળો અને મનોહર કિલ્લો દક્ષિણ દેશમાં બીજો નહોતો. કિલ્લાની ચારે તરફ બહુજ મજબુત ભીંત બાંધી લીધેલી હોવાથી કિલ્લાની દ્રઢતામાં ઓર વધારો થયો હતો. કોટને ચાર દરવાજા હતા. દુર્જનસિંહનો મોટો ભાઇ-એ અજયદુર્ગનો ખરો હક્કદાર-મરણ પામ્યા પછી તે ચાર દરવાજાઓમાંથી ત્રણ દરવાજા હમેશાં બંધ રહેતા. દુર્ગની દિવાલ ઉપર ઠેકઠેકાણે આરસ-પહાણના નાના નાના રમણીય મિનારાઓ બાંધેલા હોવાથી કિલ્લો બહુજ શોભતો અને રમણીય લાગતો હતો. કિલ્લાનો મોટો દરવાજો ઓળંગી અંદર જતાં એક મોટું મેદાન આવતું. તે મેદાન એટલું તો વિશાળ હતું કે-એકી વખતે દશ હજાર સિપાઇઓ ત્યાં સહેલાઇથી કવાયત કરી શકતા. તે મુખ્ય દરવાજા ઉપર હમેશાં ખુલી તરવારો ધારણ કરનારા પહેરેગીરો પહેરો ભરતા. તે મેદાનના એક ખુણામાં એક જબરદસ્ત ઘંટ બાંધેલો હતો અને તેની દોરી દરવાજાના બહારના ભાગમાં લઇ જવામાં આવી હતી. તે ઘંટ વાગતાંજ દરવાજો ઉઘાડવામાં આવતો. મેદાનની ઉત્તર દિશાએ પહેલાં એક કસરતશાળા હતી. ત્યાં જુદી જુદી જાતના મલ્લવિદ્યાને લગતાં આયુધો મુકેલાં હતાં. તેની બાજુમાં નેત્રોને ચકિત કરી નાંખનાર પદાર્થસંગ્રહાલય હતું. અહીંથી તે બળવાન્ કિલ્લામાંના મનુષ્યકૃત પ્રાચીન સૌંદર્યનો પ્રારંભ થતો હતો. એક તરફ કળાકૌશલ્યયુક્ત અનેક અદ્વિતીય વસ્તુઓ, લાકડાના અને હાથીદાંતના અમૂલ્ય કોતરકામો અને પત્થર તેમજ ધાતુનાં બનાવેલાં નવાં નવાં પૂતળાંઓ બહુજ સરસ રીતે ગોઠવવામાં આવ્યાં હતાં. બીજી બાજુએ દેશમાં મળતી દુર્લભ્ય વસ્તુઓ, શિલાલેખો, તામ્રપત્રો અને તાડપત્રોપર લખેલાં ગ્રંથો ગોઠવવામાં આવેલા હતા. ત્યાંથી જરા આગળ વધતા યુદ્ધ કરવાનાં સાધનો-તરવાર, ખાંડાં, ભાલા, નેજા, તેગ, બરછીઓ, બખ્તરો, મોટા મોટા શિરસ્ત્રાણ-ટોપો, ધનુષ્યો અને બીજાં પણ સાધનો-ત્યાં હતાં. તે પદાર્થસંગ્રહાલયના દરેક ખુણામાં યુદ્ધવિદ્યાવિશારદ શૂરવીર પુરૂષોની પાષાણની પ્રતિમાઓ મૂકવામાં આવી હતી. ત્યાંથી બીજી તરફ અશ્વશાળા હતી અને તેની જોડેજ ગજશાળા પણ હતી. અશ્વશાળામાં હમેશાં પાંચસો મજબુત અને સુંદર ઘોડાઓ તૈયાર રહેતા. તેની નીચે વિશાળ ભોંયરાં હતાં અને તેમાં અશ્વને માટે ખોરાક ભરી રાખવામાં આવતો. કિલ્લાની દક્ષિણ દિશાએ કિલ્લાના રખેવાળને રહેવા માટે વ્યવસ્થા કરેલી હતી.

મેમાનો માટે પોતાના માલેક તરફથી હુકમ આવી પહોંચતાંજ દુર્ગરક્ષક રણમલે સર્વ પ્રકારની ગોઠવણો એકદમ કરી નાંખી. રણમલની ઉમર સાઠ બાસઠ વર્ષની હતી. તેની સર્વ ઉમર અજયદુર્ગમાંજ વ્યતીત થઇ હતી. તે જો કે વૃદ્ધ થઇ ગયો હતો છતાં પણ આખા કિલ્લામાંના લોકો તેનાથી દબાતા. તેનો ચહેરો જોતાંજ એકદમ એવી કલ્પના થતી કે-તે વૃદ્ધ કપટી અને રાક્ષસી-હૃદયનો હોવો જોઇએ પણ ઓળખાણ ગાઢ થતાંજ અને તેના એકંદર ધર્મશીલ આચરણ જોતાંજ તેના માટે જે ખરાબ મત બંધાતો તે એકદમ બદલાઇ જતો. એવી રીતે તેનો સ્વભાવ કેવો હતો, તે સમજી શકાય તેમ નહોતું.

---

## પ્રકરણ ૫ મું.

---

### ભયંકર ખબર.

સરદાર સજ્જનસિંહ પોતાના ખાસ સંબંધીઓ સાથે અજયદુર્ગમાં આવી રહેવા લાગ્યો. તેને આવે આજે આઠ દિવસ થઇ ગયા છે. તેમાંથી પહેલા ત્રણ ચાર દિવસો તો પોતાને માટે જુદી જુદી જાતની સગવડો કરવામાં વ્યતીત થયા. તે આઠ દિવસોમાં સજ્જનસિંહ ત્રણા ભાગે પોતાના પત્રવ્યવહારમાં ગુલતાન હતો. ચંદ્રસિંહ અને લલિત પોતાનો સમય નવીન નવીન શિકારો કરવામાં વ્યતીત કરતા. પ્રભાવતી પોતાની સખી મધુરી સાથે તે દુર્ગમાંના સર્વોત્તમ પુસ્તકાલય, કોશભંડાર, અદ્વિતીય કારીગરીવાળાં શિલાલેખો, તામ્રપત્રો તેમજ બહુ અભિમાનથી પોતાનું ઉત્તમ સ્વરૂપ દર્શાવનારાં શૈલ-શિખરો, અનુપમ વનસૌંદર્ય અને સૃષ્ટિશોભાનું અવલોકન કરવામાં નિમગ્ન થઇ પોતાનો સમય વ્યતીત કરતી.

ભગવાન્ સૂર્યનારાયણે તપ્ત સુવર્ણ જેવા પોતાના ઝળહળતા દેદીપ્યમાન કિરણો દિગ્મંડળમાંથી ખેંચી લીધા. આકાશમાં સર્વ સૃષ્ટિને અને પ્રાણીમાત્રને અનુપમ આનંદનો અનુભવ આપનાર રોહિણીકાન્ત —ચંદ્ર—નો આકાશમાં ઉદય થયો. આ સમયે ભોજનાદિ કામોમાંથી પરવારી દુર્ગના એક વિશાળ અને સુશોભિત દિવાનખાનામાં સરદાર સજ્જનસિંહ પોતાના પુત્ર ચંદ્રસિંહ અને લલિતસિંહની સાથે શાન્તચિત્તે વાર્તાલાપ કરતો બેઠો હતો. તેણે તે બન્ને યુવકોને પૂછ્યું:—

" મારા વ્હાલાં બાળકો ! તમને પર્વતમાં આજે શો શિકાર મળ્યો?"

" અહીંથી ચાર ગાઉ દૂર આવેલ સ્ફાટિકસ્તંભ પાસે લલિતે એક મૃગનો સંહાર કર્યો અને મેં એક સસલાનો શિકાર કર્યો."

" તો તો આજે દુર્ગરક્ષકને મોટી મિજમાની મળી!"

" નાજી. તેમ નથી. ચંદ્રસિંહ પોતાના શિકારને કિલ્લામાં લઇ આવ્યા અને મારો શિકાર હું ત્યાંજ નાંખી આવ્યો. જો તે વખતે જે અકસ્માત્ બન્યો-અચાનક ન ધારેલો બનાવ બન્યો-તે ન બન્યો હોત તો હું મારો શિકાર લઇ આવત; પરંતુ તે વિચિત્ર બનાવ બનવાથી અફસોસ કે લાચારીથી મારે મહામહેનતે મેળવેલ શિકાર ત્યાંજ નાંખી આવવું પડયું." લલિતે કહ્યું.

" એટલે? લલિત! ત્યાં એવો તે શો વિચિત્ર બનાવ બન્યો? અહીં આપણા સાંભળવામાં જે કાંઇ આવ્યું તેવુંજ કાંઇ તારા જોવામા આવ્યું કે કેમ?" સજ્જનસિંહે અજાયબીથી પૂછ્યું.

" હા. આપનું કહેવું બરાબર છે. તેવોજ બનાવ બન્યો હતો."

" તો તે બનાવની શરૂઆતથી છેલ્લે સુધીની તમામ હકીકત તું મને કહી સાંભળાવ."

" વારૂ, શિકાર કરી અમો બન્ને વિશ્રાંતિ લેવા માટે એક શિલા ઉપર બેઠા. સંધ્યા સમયનું મનોહર સૃષ્ટિસૌંદર્ય અવલોકન કરતા-આનંદથી હાસ્યજનક વાર્તાલાપ કરતા-હતા ત્યારે અમારી નજર પર્વતની ગાઢ ઝાડી તરફ ગઇ અને તત્કાળ એક વૃદ્ધા-વનચરી અમારા જોવામાં આવી."

"પિતાજી! તે ડોસી મનુષ્ય નહીં પણ કોઇ રાક્ષસી કે પિશાચિણી હોવી જોઇએ. તે એકદમ ઝાડીમાંથી નિકળી અમારી સામે આવીને ઉભી રહી અને તેને જોતાંજ મને બહુ ભય લાગ્યો." ચંદ્રસિંહે કહ્યું.

" હા. તેના આચરણ ઉપરથી અને સ્વરૂપ ઉપરથી તે કોઇને પણ ભય ઉપજાવે તેવી હતી. તેના શરીર ઉપર ફાટેલાં વસ્ત્રો હતાં અને જટા જેવા થઇ ગએલા વાળ તેની છાતી, પીઠ અને ખભા ઉપર ફેલાઇ ગએલા હતા. તેની આંખો લાલચોળ, ઉગ્ર, અને ભયંકર દેખાતી હતી. તે જોનારના હૃદયમાં તેથી તત્કાળ ભયનો સંચાર થાય તેમ હતું. ઘણા વખત સુધી તેણે પોતાની તીવ્રદ્રષ્ટિથી અમારા તરફ જોયાજ કર્યું. હું પણ તેવીજ નજરે તેની તરફ જોતો હતો. આમ કેટલોક વખત ચાલ્યા પછી તેણે પોતાનો કાષ્ટ જેવો હાથ કિલ્લા તરફ લંબાવ્યો અને કર્કશ કઠોર તથા આખા જંગલને ગજાવી મૂકે તેવા અવાજે બોલી-" દેશ

પાર થઇને અહીં આવેલા સરદાર સજ્જનના કુટુંબમાંના તમે છો, ખરૂં ને?" એના જવાબમાં અમે હકાર સૂચક ઇશારત કરી. તે જોઇને તે વૃદ્ધા સ્ત્રી ફરી બોલવા લાગી—" હે શૂરવીર યુવક! તે કિલ્લામાં ભયંકર દેખાવો તારા જોવામાં આવશે અને વિચિત્ર તેમજ ભયસૂચક–ભયાનક સ્વરો તને સંભળાશે." એમ કહી તેણે મારા તરફ આંગળી કરી અને કિલ્લામાંથી કેવા ભયંકર અવાજો સંભળાશે, તે જણાવવા માટે એક અજબ જેવી ચીસ પાડી. તેથી આસપાસનું જંગલ ગાજી ઉઠયું. તે ગર્જના શાન્ત થયા પછી તે ફરી બોલી કેઃ—" અને જો તમે નવા વર્ષના પ્રથમ દિવસ સુધી અથવા મહીષબલી મહોત્સવ સુધી કિલ્લામાં રહેશો તો મિજમાનીને વખતે અજયદૂર્ગનો ખરો માલેક તમારા જોવામાં આવશે." લલિતે કહ્યું.

"વારૂ, પછી શું થયું?" અજાયબી અને ઉત્સુકતાથી વૃદ્ધ સરદાર સજ્જનસિંહે પૂછ્યું. તે જ્યારે રાજધાનીમાં હતો ત્યારે અજયદૂર્ગના સંબંધમાં જે જે વિચિત્ર વાતો તેના સાંભળવામાં આવી હતી તેનું સ્મરણ થઇ આવવાથી તેની જીજ્ઞાસામાં બહુજ વધારો થયો.

"ત્યાર પછી મહિષબલી મહોત્સવ અને કિલ્લાના ખરા માલેકના સંબંધમાં મેં તે ડોસીને પુછ્યું—પરંતુ તેણે મને કાંઇ પણ સ્પષ્ટ ઉત્તર આપ્યો નહીં. તે થોડો વખત સુધી વિચિત્ર ચાળા કરતી અમારી સમક્ષજ ઉભી રહી હતી. તે કાંઇક બબડતી હતી. એટલામાં તેની દ્રષ્ટિ મારા શિકાર તરફ ગઇ કે તરતજ તેણે તે મૃત પ્રાણિને ઉપાડ્યો અને બોલી–" શૂરવીર યુવક! જો હું આ તારો શિકાર લઇ જાઉં તો તને જરાએ ખેદ થશે નહિ, એવી મને ખાત્રી છે." એમ કહી તેણે વિકટહાસ્ય કર્યું અને મારો શિકાર લઇ એકદમ ઝાડીમાં અલોપ થઇ ગઇ.

"પણ આ વાત તેં મને પહેલાંજ કેમ ન જણાવી?"

"અમો શિકાર કરીને પાછા આવ્યા તે વખતે આપની પાસે પ્રભાવતી બેઠી હતી અને તેની સમક્ષ આપને એવી વાત કહેવાનું મને યોગ્ય ન લાગવાથી મેં આપને કહી નહીં. એ માટે આશા છે કે–આપ મને ક્ષમા કરશો."

"લલિત! તારૂં કથન ઉચિત છે. આમાં ક્ષમા માગવાની કાંઇ પણ જરૂર નથી–પણ આ બાબતમાં તેં જે પુખ્ત વિચાર કર્યો તે બહુજ પ્રશંસનીય છે. દુર્ગાધિપતિની બાબતમાં તે ડોસીએ જે કાંઇ કહ્યું તે બાબતમાં આવતી કાલેજ મારે દૂર્ગરક્ષક રણમલને પૂછીને આ બાબતમાં પૂરેપૂરી ચોકસી કરવી પડશે."

"પણ આમાં આટલું બધું પૂછવા જેવું છે શું?" ચંદ્રસિંહે બેદરકારપણે કહ્યું.

"વિશેષ તો કાંઇજ નથી. વારૂ, હવે એ વાતો પડતી મૂકો. રાત્રી બહુજ વ્યતીત થઇ ગઇ છે માટે તમને ઉંઘ આવતી હશે. હવે તમે તમારા શયનગૃહમાં જઇને સૂઇ જાઓ. આવતી કાલે આપણે આ બાબતમાં કાંઇક વધારે વિચાર કરીશું."

ચંદ્ર અને લલિત ત્યાંથી પોતપોતાના શયનગૃહ પ્રત્યે ચાલ્યા ગયા.

---

## પ્રકરણ ૬ ઠ્ઠું.

---

### માયાભાસ.

ચંદ્ર અને લલિતના ચાલી ગયા પછી વૃદ્ધ સરદાર સજ્જનસિંહ પણ પોતાના શયનગૃહ તરફ ગયો. વીસ વર્ષ પહેલાં તે કિલ્લામાંના શયનગૃહો ઉંચા સામાનથી અને સુગંધિત પદાર્થોથી સુશોભિત કરવામાં આવતા પરંતુ હમણાં હમણાં તેમાંનું કાંઇ પણ થતું નહિ. આજે ઘણાં વર્ષો થયાં કિલ્લાના માલેક દુર્જનસિંહે રાજધાની મંદારનગરમાં પોતાને માટે મહેલ જેવું મકાન બંધાવવાથી કિલ્લા તરફ જેવું જોઇએ તેવું ધ્યાન અપાતું નહીં. સરદાર સજ્જનસિંહ અચાનક પોતાના માણસો સાથે ત્યાં આવવાનો છે, એ વાત દુર્ગરક્ષકના જાણવામાં આવતાંજ બહુ ઉતાવળથી તેણે કિલ્લો સાફસુફ કર્યો હતો.

સજ્જનસિંહે શયનગૃહમાં આવતાંજ ખુણામાંનો દીપક પ્રકટાવ્યો. શયનગૃહને બે દરવાજા હતા. એક ખુણામાં બારીની પાસેજ એક ચંદનમંચક ઉપર તેને સુવાને માટે શય્યા પાથરેલી હતી. આ શયનગૃહની મજબુતમાં મજબુત ચાર બારીઓને લોઢાના મજબુત ગજ એવી રીતે બેસાડવામાં આવ્યા હતા કે જો બહારથી કોઇ દુશ્મન બાણ મારે તો તે પણ અંદર પ્રવેશ કરી શકે નહીં તો પછી કોઇ મનુષ્ય તો આવીજ શી રીતે શકે? દીપકનો પ્રકાશ મંદ હોવાથી તે ભવ્ય શયનગૃહ તે સમયે ભયાનક લાગતું હતું. પહેલ વહેલાં તો આ વાત વૃદ્ધ સરદાર સજ્જનસિંહના જાણવામાં આવી નહીં. ધીમે ધીમે તે મંચક—પલંગ—ઉપર જઇ બેસે તેટલામાં તો દીપકનો પ્રકાશ મોળો થયો હોય, તેમ તેને લાગ્યું. તેણે પાછું વાળીને જોયું તો તેને એમ લાગ્યું કે તે દીવાનો પ્રકાશ એટલો બધો મન્દ થઇ ગયો છે કે જેથી

એક પળ પછી બધે અંધકાર થઇ જશે. સરદાર પાછો દીવાની પાસે જવા લાગ્યો. તે તેની પાસે પહોંચે તે પહેલાંજ તે દીપકમાં મોટો ભડકો થયો અને ભીંત ઉપર એક ભયંકર આકૃતિનો પડછાયો તેને સ્પષ્ટ દેખાવા લાગ્યો. તેને જોતાં જ તેનું શરીર ધ્રુજી ઉઠયું-તેના આખા શરીરમાં ભયનો સંચાર થયો. એકદમ વૃદ્ધ સરદારે પોતાની કંબરે લટકતી તરવાર હાથમાં લીધી. તરવાર હાથમાં લઇ તે દીવાલ પાસે જઇ પહોંચે તે પહેલાંજ દીવો પોતાની પૂર્વસ્થિતિમાં આવી ગયો અને ભીંતપરનો પડછાયો પણ અદ્રશ્ય થઇ ગયો. પોતે શું જોયું, એ બાબતમાં ઘણો વખત સુધી અનેક વિચારો કરવા છતાં તેના ધ્યાનમાં કાંઇ પણ આવી શકયું નહિ. તે ઘણો વખત સુધી દીપક અને દિવાલ તરફ જોતો રહ્યો. આખરે પોતાને જણાએલ એક પ્રકારનો ભાસ છે-સત્ય નહીં-એમ મન વાળી લઇ તે પાછો પલંગ ઉપર આવીને બેઠો.

ઘણો વખત સુધી તે વૃદ્ધ સરદાર આંખો બંધ ધરી શય્યા ઉપર પડયો રહ્યો હતો. કેમે કરી તેને નિદ્રા આવી શકી નહિ. લલિતસિંહે તેને તે વૃદ્ધ વનચરીની જે વાત કહી હતી તેજ તેના વિચારનો વિષય થઇ ગઇ હતી. "ભયંકર અવાજ સંભળાશે-ભયાનક દેખાવ દેખાશે." એ વાક્ય યાદ આવ્યું અને પોતે થોડાજ વખત ઉપર જે ભયાનક દેખાવ જોયો તે કેવળ ભાસજ નહિ પણ ખરો દેખાવ હતો એમ તેને લાગવા માંડયું. તે વાત સત્ય તરીકે તે માની લે તેટલામાંજ ધડ઼ધાડ઼ એવા ભયંકર અવાજ થવા લાગ્યા. તે અવાજ સાંભળતાંજ તે એકદમ ઉઠીને બેઠો થયો. તેણે શયનગૃહમાં ચારે તરફ નીરખીને જોયું તો ત્યાં તેને ચમકતી વીજળીના જેવો પ્રકાશ જણાયો. તે એકદમ પલંગ ઉપરથી નીચે ઉતર્યો અને હાથમાં સમશેર લઇ શયનગૃહની વચ્ચોવચ આવીને ઉભો રહ્યો. સરદાર સજ્જન ભૂત પ્રેત-પિશાચ-યક્ષ-રાક્ષસ અને કિન્નર વગેરેથી ડરી જાય તેવો નહોતો. છતાં તે ભયંકર અવાજ અને આશ્ચર્યજનક અજવાળું જોઇ થોડા વખતને માટે પોતાની શી સ્થિતિ થઇ, તે બાબતમાં ને પોતેજ કાંઇ પણ સમજી શકયો નહીં. પોતાના હૃદયે આવી રીતે બીકણપણું સ્વીકાર્યું તેને માટે તેણે તેનો ખુબ તિરસ્કાર કર્યો અને બહુજ અભિમાનથી બબડયો કે "મારા જેવા પુરૂષે આવી તુચ્છ અફવાઓને ખરી માનવી, એ ખરેખર શરમભરેલું છે-બીકણપણાનું લક્ષણ છે."

તે પાછો ફર્યો, તરવાર પલંગની પાસેજ મૂકી દીધી અને કોઇ પણ પ્રકારનો વિચાર મનમાં ન લાવતાં શાન્તપણે નિદ્રાધીન થઇ જવાનો વિચાર કર્યો-તે સૂઇ ગયો. થોડો વખત વ્યતીત થયો. સર્વત્ર

શાન્તિ અને સ્તબ્ધતાનું સામ્રાજ્ય હતું તેટલામાં દરવાજો ખખડવાનો અવાજ થયો. તે તરફ તે સરદારે ઘણો વખત સુધી ધ્યાનજ આપ્યું નહિ. છતાં તેના ચિત્તની વૃત્તિઓ શાન્ત રહી શકી નહિ. ફરી તેના હૃદયમાં ભયંકર ચળવિચળ થવા લાગી. તેની ઇચ્છા ન છતાં તેણે ફરી આંખો ઉઘાડી તે સાથેજ દરવાજામાંથી એક પુરૂષ જેવો ધોળો આકાર ધીમે ધીમે શયનગૃહ–તરફ–માં ચાલ્યો આવે છે, એમ તેને દેખાયું! તે જોઇ સરદાર ચમક્યો અને શય્યામાં ઉઠીને બેઠો થયો. તરતજ તેના શરીર ઉપર રોમાંચ થયું. થોડો વખત સુધી તે, તે ધોળી આકૃતિ તરફ જોતો રહ્યો. તે આકૃતિ ધીમે ધીમે મંદ મંદ બળતા દીપક પાસે ગઇ અને ત્યાંજ ઉભી રહી. સરદારે પોતાના હાથમાં તરવાર લીધી કે તરતજ તે આકૃતિ અલોપ થઇ ગઇ. તે પલંગ ઉપરથી ઉઠયો અને દીવા પાસે જઇ જમીન તપાસવા લાગ્યો, તે જગ્યાની તેણે બહુજ સૂક્ષ્મતાથી તપાસ કરી પણ જમીનની નીચે કાંઇક છે, એવી શંકા લાવવાનું તેને કાંઇ પણ જણાયું કે દેખાયું નહીં. આખરે તે કેવળ ભાસજ હતો અને પોતે પાગલની જેમ તે તરફ ધ્યાન આપે છે, એમ પોતાના મનનું ઉપર ઉપરથી સમાધાન કરી તેણે જળપાત્ર હાથમાં લીધું–તેમાંથી થોડુંક પાણી લઇ હાથ–પગ અને મુખ ધોઇ લીધાં.

વૃદ્ધ સરદાર ફરી પલંગ ઉપર જઇ સૂઇ ગયો પણ કેમે કરી તેને નિદ્રા ન આવી તે નજ આવી. આ સમયે દોઢ પ્રહર રાત્રિ વીતી ગઇ હતી. સરદાર સજ્જનના મનમાં અનેક જુદી જુદી જાતના સાધક બાધક અને શુભાશુભ વિચારોનું તુમલયુદ્ધ થવા લાગ્યું. તેનું શરીર બહુજ ધ્રુજવા લાગ્યું. થોડા વખત પહેલાં તેણે જે આશ્ચર્યજનક દેખાવ જોયો હતો તેમાં કાંઇ પણ ગુપ્ત રહસ્ય તો રહેલું હોવુંજ જોઇએ, એમ તેને લાગવા માંડયું. એટલામાં તો પોતાને કોઇ ખભામાંથી ઝાલીને હલાવે છે, એમ તેને લાગ્યું. તે ધ્યાનમાં આવતાંજ વૃદ્ધ સરદાર ખરેખર ચમકી ગયો–ગભરાઇ ગયો. હવે કોઇક ભયંકર દેખાવ દેખાશે, તે જોવા માટે તેણે આંખો ઉઘાડી, થોડી વારમાંજ તેને જોયું કે–ધીમે ધીમે દરવાજો ઉઘડે છે. દરવાજો પૂરેપૂરો ઉઘડતાંજ ફરી બીજીજ એક ધોળી આકૃતિ શયનાગૃહમાં આવી. તેની તરફ જોતાંજ સરદાર બહુજ ભયભીત થયો. તે આકૃતિને સારી રીતે જોતાંજ તેને જણાઇ આવ્યું કે–પહેલાં જે આકૃતિ આવી હતી તે આકૃતિ આ નથી. આ સમયે સરદારનું શરીર થરથર ધ્રુજતું હતું, શરીર પરસેવાથી ભીંજાઇ ગયું હતું અને ભવ્ય ભાલ પ્રદેશપર પરસેવાના બિંદુઓ બાઝી જઇ ટપોટપ ગાલ ઉપર થઇ વક્ષઃસ્થળ

ઉપર આવીને તેને ભીંજવી નાંખતા હતા. સજ્જનસિંહ જેવો કસાયલો અને શૂરવીર યોદ્ધા કે રણભૂમિમાં પ્રાણ જાય તો ભલે જાય પણ પાછું તો હઠવુંજ નહિ, એવી માન્યતા વાળો હતો—પ્રાણની પણ પરવાહ કરે તેમ નહોતો—તેના આખા જીવનમાં ભય એ શો પદાર્થ છે, તેનો આજે સંપૂર્ણપણે તેને અનુભવ મળ્યો. આ વખતે તેની છાતી ધડકતી હતી, પગ શક્તિહીન થયા હતા અને જે નેત્રો નિદ્રાથી જડ જેવા થઇ ગયા હતા તે પુનઃ ભયભીત અને ચૈતન્યયુક્ત બન્યા. ફરી સરદારે જેમ તેમ કરી પોતાના મનનું નહીં જેવું સમાધાન કર્યું. એક તુચ્છ જેવા બનાવથી પોતાનું ચિત્ત ભયભીત થયું અને ધૈર્યરૂપી મેરૂ તુચ્છ કારણથી ડગમગી ગયો તેથી તેણે પોતાના ચિત્તને ધિક્કાર આપ્યો. ફરી ચિત્ત સારી રીતે શાંત થયા પછી અને તેણે ધૈર્ય ધારણ કર્યા પછી હાથમાં વિદ્યુલ્લતાની જેમ ચમકતી નગ્ન તરવાર લઇ સરદાર પલંગની નીચે ઉતર્યો. પણ બીજીજ પળે તેની ધીરજ અને શાન્તિનો અંત આવી ગયો. અચાનક તે શક્તિહીન બની ગયો અને એક પત્થરના પુતળાની જેમ તેજ આકૃતિ તરફ જોતો ઉભો રહ્યો.

સજ્જનસિંહ જેવા શૂરવીર પુરૂષને ભય ઉત્પન્ન થાય તેવું તે શયનભુવનમાં કોણ હતું? મસ્તક ઉપર લોઢાનો ટોપ, શરીરે બખ્તર પહેરેલ અને બન્ને હાથમાં શસ્ત્ર ધારણ કરેલ તે એક યોદ્ધો હતો. દરવાજો ઉઘાડીને અંદર આવતાંજ તેણે આંગળીથી સરદારને ચુપ રહેવા સૂચવ્યું. ત્યાર પછી ઘણો વખત સુધી તે યોદ્ધા સરદાર તરફ જોઇ રહ્યો. તેજ વખતે સરદારની હિંમત હરાઇ ગઇ હતી. તે ગભરાઇને એટલો બધો તો હતબુદ્ધ થઇ ગયો કે—તેની ઇચ્છા છતાં પણ તેનાથી સારી રીતે એક શબ્દ પણ બોલી શકાયો નહિ. થોડી વાર પછી તે યોદ્ધાની આકૃતિ શાન્તપણે અને ધીમે ધીમે ચાલતી આગળ આવવા લાગી. મંદ મંદ રીતે બળતા દીપકના પ્રકાશમાં તે આકૃતિ આવતાંજ સરદાર તેને નિરખી નિરખીને જોવા લાગ્યો. તે સાથેજ તેને લાગ્યું કે—તે આકૃતિ ખરેખર કોઇ માનવપ્રાણિની નહીં પણ પિશાચયોનિમાંની એક જેવી આકૃતિ છે. તે સાથેજ નગ્ન તરવાર મજબૂત રીતે હાથમાં પકડી સરદારે તે આકૃતિ ઉપર હુમલો કરવા તે તરફ ધસી ગયો પણ તે આકૃતિએ પોતાનો હાથ લાંબો કરતાંજ સરદારની તમામ હિંમત હરાઇ ગઇ. પછી તે આકૃતિએ દરવાજા તરફ કાંઇક દેખાડયું, સરદારે ડરતાં ડરતાં દરવાજા તરફ જોયું અને ફક્ત તે આકૃતિ તરફ જોવા લાગ્યો તો તે આકૃતિજ અચાનક ત્યાંનેિ

ત્યાંજ અલોપ થઇ ગઇ હતી. આથી તો તે સરદાર બહુજ આશ્ચર્ય-ચાકત થઇ ગયો.

આટ આટલું થયા પછી હવે સરદારની સ્થિતિ ખરેખર શોચ-નીય થઇ ગઇ. તેનું મસ્તક ભમવા લાગ્યું. ઘણો વખત સુધી પોતાની તરવાર જમીન ઉપર ટેકવી તેની મૂઠ ઉપરજ પોતાના શરીરનો તમામ ભાર તેણે રાખ્યો હતો. હવે તેજ સ્થિતિમાં ઉભા રહેવાની તેનામાં શક્તિ રહી નહીં. જેમ તેમ કરી-મહા મુશીબતે તે પલંગની પાસે જઇ પહોંચ્યો. માણુ માણુ પલંગ ઉપર ચઢીને તે એકદમ પછડાઇ પડ્યો અને મૂર્છિત થઇ ગયો!

---

# પ્રકરણ ૭ મું.

## પિતા-પુત્ર-પુત્રી-અને પાલકપુત્ર.

પ્રાતઃકાળનો સમય. ચંદ્રિકા રહિત ચંદ્ર આકાશમાં નિસ્તેજ થઇ ગયો. ગગનપ્રદેશ ઉપરથી જેમ જેમ અંધકાર ઓછો થવા લાગ્યો તેમ તેમ તારાઓ પણ અલોપ થવા લાગ્યા. પ્રભાતસૂચક શીતળ અને સુગંધમય વાયુ વહેવા લાગ્યો. તેથી વસન્તવલ્લભ આમ્રવૃક્ષ વિગેરે વૃક્ષોનાં કોમળ પલ્લવો ડોલવા લાગ્યાં. પક્ષીઓના કર્ણમધુર કૂજનનો પ્રારંભ થઇ ચૂક્યો.

પ્રાતઃકાળ થતાંજ સરદાર સજ્જનસિંહ શયનગૃહમાંથી બહાર આવ્યો. રાત્રે જોએલ ભયંકર આકૃતિઓ અને ભીતીજનક દેખાવો, એમાંનું કાંઇપણ તેના ધ્યાનમાંજ રહ્યું નહિ! પોતે રાતે જે કાંઇ જોયું તે એક સ્વપ્નજ જોયું એમ તેને લાગવા માંડ્યું. પહેલે દિવસે રાત્રે લલિતસિંહે જે કાંઇ કહ્યું તેની સજ્જડ અસર પોતાના અંત-કરણ ઉપર થવાથી રાત્રે તેજ દેખાવો સ્વપ્નમાં જોવામાં આવ્યા, એમ તેણે પોતાના શંકિત અને ચળવિચળ થએલા ચિત્તનું સમાધાન કરી લીધું. પોતે જેવું સ્વપ્ન જોયું તેવુંજ સ્વપ્ન-ભયંકર આકૃતિઓ અને ભય ઉપજાવે તેવા દેખાવો-કુમાર ચંદ્રસિંહ અથવા લલિતસિંહ કે પ્રભાવતીના જોવામાં આવેલ હશે કે નહીં? એ બાબતમાંજ હવે સરદાર પોતે પોતાનાજ મન સાથે બહુ બહુ વિચાર કરવા લાગ્યો. તેવું સ્વપ્ન જો તેમના જોવામાં આવ્યું હશે તો તે બિચારાં બાળકોની કેવી સ્થિતિ થઇ હશે, તેની તે કાંઇ પણ કલ્પના કરી શક્યો નહિ. કારણ કે તે પોતેજ સ્વપ્ન જોઇ ડરી ગયો હતો-તેનું સ્મરણ થવાથી તે

હજુ પણ જરા જરા ધ્રુજતો હતો. આખરે વિચારમાંથી પરવારી તે સભામહેલમાં ચાલ્યો ગયો.

આખા અજયદુર્ગમાં સભામહેલ જેવી વિશાળ અને રમણીય જગ્યા બીજી કોઇ પણ નહોતી. એ મહેલનો શિરોભાગ ઘુમટના આકાર જેવો હતો. તેની ચારે તરફની દિવાલો વિવિધ રંગોથી, વિધવિધ અને જુદી જુદી જાતના ચિત્રોથી ચિતરવામાં આવેલી હતી. બારીઓમાં રંગબેરંગી પડદાઓ બાંધી દીધા હતા. ઠેકઠેકાણે મોટી મોટી છબીઓ ટાંગી દેવામાં આવી હતી અને તે છબીઓની ફ્રેમો રૂપાના પાણીથી રસી નાંખી તેના ઉપર મીનાકારીનું અદ્વિતીય નકસીકામ કરેલું હતું. તેની જમીન ઉપર એક મૂલ્યવાન ગાલીચો પાથરેલો હતો. તે મહેલની છતમાં બિલોરી કાચ જડી લીધેલા હતા અને તેની વચ્ચોવચ્ચ એક મોટું ઝુંમર લટકતું હતું. સભામહેલની વચમાં ચંદનના લાકડાથી બનાવેલા અને ઉંચામાં ઉંચી મખમલથી જડેલા છ કોચ મૂકેલા હતા. ઘણા વર્ષોથી તે મહેલ વપરાએલો ન હોવાથી તરતમાં ઝાડીઝુડીને અને લુછી કરીને સાફસુફ કરવામાં આવ્યો હતો. તે ભવ્ય અને સુશોભિત દિવાનખાનામાં ચંદ્રસિંહ, પ્રભાવતી અને લલિતસિંહ બેઠા હતા. તેઓ પરસ્પરમાં હાસ્યજનક છતાં બોધક વાર્તાલાપ કરી રહ્યા હતા, એટલામાં સરદાર સજ્જનસિંહ ત્યાં જઇ પહોંચ્યો. સરદારને ત્યાં આવેલ જોતાંજ લલિત ઉઠીને ઉભો થયો.

"ભાઇ લલિત! બેસી જા!" એમ કહી તે પ્રભાવતીની પાસે જઇ બેઠો. થોડો વખત સુધી સરદાર તે ત્રિપુટીના બોલવા, હસવા અને નેત્રો તરફ જોઇ રહ્યો. તે ત્રણે જણા આનંદમાં હોવાથી પોતાની જેમ તેમણે ભયંકર સ્વપ્ન જોયું નથી, એવી તે સરદારને પાકી ખાત્રી થઇ ગઇ. પોતે જે ભયંકર સ્વપ્ન જોયું છે, તેની વાત ચંદ્ર અને લલિતને કહેવાનો તેણે વિચાર કર્યો પણ થોડી વાર પછી કોણ જાણે શાએ કારણથી સરદારે તે વિચાર માંડી વાળ્યો. બનતાં સુધી સ્વપ્નની વાત છુપાવી રાખવી, દુર્ગરક્ષક રણમલને આ બાબતમાં ખુલાસો પૂછવો અને પોતાના સ્વપ્ન સાથે તે જે કાંઇ કહે તેનો બંધ બેસે છે કે નહિ, તે જોવું અને પછી જો યોગ્ય લાગે તોજ સ્વપ્નની વાત પોતાના બાળકોને કહેવી, એવો વિચાર સરદારે નક્કી કર્યો. આ બાબતમાં રણમલ સાથે વાતચિત કરવા માટે ખાસ કરી એકાંત જોઇએજ, અને તે પોતાના બાળકો કિલ્લામાંથી બહાર જાય તોજ મળી શકે તેમ હતું. હમણાં હમણાં દિવસનો ઘણો ખરો ભાગ પ્રભા-

વતી પોતાના પિતાની પાસે રહીનેજ વીતાવતી. એટલા માટે–પોતાને એકાંત મળે માટે–સરદારે એક યુક્તિ કરી. તે બોલ્યો "પ્રિયપુત્રી ! તારો સમય અહીં અત્યંત આનંદમાં જતો હશે નહીં પ્રભા ? ખરેખર તમારા જેવા તરૂણોને આવીજ રીતે હમેશાં સ્થળાંતરની જરૂર છે. આપણા કિલ્લામાંથી આપણે અહીં આવ્યા પછી મને પણ ઠીક લાગે છે. આજ સુધીમાં આ અજયદૂર્ગની જે કીર્તિ મારા સાંભળવામાં આવી હતી તે યોગ્યજ છે, એમ મને લાગે છે. અહીંના સંગ્રહાલયમાં જુદી જુદી જાતના જે અદ્વિતીય અને લોકોત્તર પદાર્થો છે તે જોઇ તેના સંગ્રહ કરનારની ચતુરાઇ અને ઉચ્ચ શોખની તારીફ કરવી પડે છે અને તેજ પદાર્થો તેની સાક્ષી પૂરે છે.

"ખરેખર તે પુરૂષ વિદ્વાન્ અને હોંસીલો હોવો જોઇએ." લલિતે કહ્યું.

"બરાબર છે. પણ પ્રભા ! તું અહીં આવી ત્યાર પછી કોઇ વખતે પેલી તરફનું નયનાલ્હાદક વનસૌંદર્ય જોવા ગઇ હતી કે નહીં ?"

"ના જી, પણ આજે અમે ત્રણે જણા તે તરફ જવાનો વિચાર કરીએ છીએ. પણ પિતાજી, આપ અમારી સાથે આવશો કે ?"

"ના પુત્રી. રાજધાનીમાં મોકલેલા પત્રોના પ્રત્યુત્તરો આવવાની હું રાહ જોઉં છું. મેં મોકલેલા પત્રોના પ્રત્યુત્તર નહિ આવે ત્યાં સુધી મને ચેન પડે તેમ નથી. ઘણા ભાગે આજ સાંજ સુધી મારા તમામ પત્રોના પ્રત્યુત્તર આવી જવા જોઇએ. આપણે આ દુર્ગમાં આવી રહ્યા છીએ, એ જાણતાંજ રત્નગઢના સરદાર મને અહીં મળવા માટે આવવાના છે. મારે કામ બહુજ છે તેથી હું આવી શકું તેમ નથી અને તેટલા માટે તમારા આનંદમાં ભંગ થાય તે પણ મને પસંદ નથી. માટે તમે ત્રણે જણ બપોર પછી જજો. મને તો વિશ્વાસ છે કે–તમે તે પર્વતની શોભા અને વનશ્રીનું સૌંદર્ય જોઇ પરમાનંદ પામશો. ત્યાર પછી તે વનશ્રીની શોભાને સૃષ્ટિદેવીના અનુપમ સૌંદર્યના એક અનુપમ વિલાસમંદિર તરીકેજ ઓળખશો. માટે તમે સુખેથી જજો.

આમ કહી સરદાર ત્યાંથી બીજી તરફ ચાલ્યો ગયો. ચંદ્ર અને લલિતે બપોર થયા પછી સૃષ્ટિસૌંદર્ય જોઇ આવવાનું નક્કી કર્યું અને બીજે દિવસે પ્રભાવતીને લઇ જવાનો વિચાર રાખ્યો.

તેજ દિવસે ઠરાવેલા વિચાર પ્રમાણે બન્ને જણા–ચંદ્ર અને લલિત–શિકાર કરવા તેમજ વનશ્રીના સૌંદર્યને જોવા માટે નિકળી પડયા. તેઓએ પોતાની સાથે બે હથિયારબંધ સિપાઇઓ લઇ લીધા. થોડાજ

વખતમાં તે ચારે જણા અજયદૂર્ગના પુર્વભાગ તરફ આવેલા જંગલમાં આવી પહોંચ્યા. તેઓએ જંગલી ઝાડીમાં પ્રવેશ કર્યો એટલે તેમની નજરે જુદી જુદી જાતના શિકાર પડવાથી ચંદ્રસિંહ ધીરજ ધરી શક્યો નહિ અને તેણે એક મૃગ તરફ જોઇ લલિતને કહ્યું કે-" લલિત ! હું તો આ મૃગનો શિકાર કરવા જાઉં છું અને પછીથી તને ધોરી રસ્તા ઉપર આવી મળીશ."

આટલુંજ કહી ચંદ્ર લલિતથી છૂટો પડયો. ત્યાંથી લલિત પણ આગળ ચાલ્યો અને એક મૃગનો શિકાર કરી એક અશોક નામક વૃક્ષની નીચે બાંધેલા ઓટલા ઉપર જઇ બેઠો.

ત્યાર પછી શું થયું ? તે અમારા વાંચકો આ નવલકથાના પ્રારંભમાંજ જોઇ આવ્યા છે.

---

## પ્રકરણ ૮ મું.

---

### રણમલે કહેલો વૃત્તાંત.

સરદાર સજ્જનસિંહ શા કારણથી અજયદૂર્ગમાં આવી રહ્યો હતો તે કારણ અમારા ચતુર વાંચકોના જાણવામાં આવી ગયુંજ છે. ચંદ્રસિંહ, લલિત અને પ્રભાવતી વનસૌંદર્ય જોવા માટે ગયા પછી તરતજ સજ્જનસિંહે દૂર્ગરક્ષકને બોલાવી લાવવા એક નોકરને મોકલ્યો.

થોડીજ વારમાં દૂર્ગરક્ષક રણમલ જ્યાં સજ્જનસિંહ બેઠો હતો ત્યાં આવી પહોંચ્યો. સરદારને જોતાંજ તેણે અદબથી મુજરો કર્યો અને સરદારથી થોડેક છેટે ઉભા રહીને પૂછ્યું. " આપે મને ખાસ બોલાવી મંગાવ્યો તો આપને મારૂં જે કાંઇ જરૂરી કામ હોય તે ફરમાવો ! હું હાજર છું-આપની આજ્ઞાની વાટ જોઉં છું."

" ના-ના. તેવું કાંઇ કામ નથી. ફક્ત એક બે વાતોના ખુલાસા તમને પૂછવાના છે એટલુંજ." સરદાર સજ્જને રણમલને કહ્યું.

" આપને જે વાતના ખુલાસાની જરૂર હોય તેનો ખુલાસો આપવા હું હાજર છું. નામવર ! તે શિવાય હું જે કાંઇ ખુલાસા આપને આપીશ તે સત્યનું સ્મરણ કરીને અને મારી નજરે જોયેલજ હશે. તેવા ખુલાસા આપીશ." એમ કહી રણમલ અદબથી સરદારની સામે બેસી ગયો.

તપાસની શરૂઆત ક્યાંથી અને શી રીતે કરવી, તેનો એક ક્ષણ વિચાર કરી સરદાર બોલ્યો.—

"આપણા આ દુર્ગની આસપાસ બીજા કેટલા કિલ્લા છે? તેની અને તે કિલ્લાના માલેકની થોડીક હકીકત જાણવાની મને જીજ્ઞાસા થઇ છે."

"ઠીક છે. અહીંથી પાંચ ગાઉ ઉપર રત્નગઢ નામક એક કિલ્લો છે અને હમણાં તે કિલ્લો સરદાર સુજાણસિંહના કબજામાં છે."

"હા, તેમના તરફથી મને કાલેજ એક પત્ર મળ્યો છે. એક બે દિવસમાં તેઓ મને અહીં આવીને મળી જવાના છે, એમ તેઓ જણાવે છે."

"તે કિલ્લાથી થોડા અંતર ઉપર એક કર્ણદુર્ગ નામનો નાનો પણ મજબુત કિલ્લો છે અને તેના અધિપતિ આજકાલ રાજધાનીમાંજ રહે છે."

"હા. તેમની સાથે મારે સારો સ્નેહ છે. હમણાં હમણાં તેની ઉપર નવીન મંત્રિમંડળની જરા અવકૃપા થઇ છે. વારૂ, પછી?"

"આ કિલ્લાની ઉત્તરે એક અજીતગઢ નામનો કિલ્લો લગભગ આઠ ગાઉ દૂર આવેલો છે. આપણા આ દુર્ગની પછી તેનો નંબર આવે છે. તેના અધિપતિ સરદાર રાજસિંહ અત્યારે ક્યાં છે, તેની મને ખબર નથી. ઘણું કરીને તેઓ પોતાના કિલ્લામાંજ રહે છે પણ હમણાં......"

"હમણાં તેઓ રાજધાનીમાં રાજખટપટની અટપટી ગડબડમાં ગુંથાયા છે. વારૂ, આ દક્ષિણ દિશા તરફ શૈલ શિખરો દેખાય છે તે શું છે?"

"પેલું કે?" બારીમાંથી દેખાતા શૈલીશિખરો દેખાડી તે બોલ્યો– "તેને સિંહગુફા કહેવામાં આવે છે અને તેમાં વજ્રેસંઘ અને અજબસંઘ એ બે ભાઇઓ રહે છે."

"એમ કે! તે સિંહગુફામાં રહેનારા તે બન્ને ભાઇઓને માટે રાજધાનીમાં કાંઇ પણ સારો મત નથી.."

"તેમ છે ખરૂં, પરંતુ તેમની સાથે મારે કાંઇ પણ સંબંધ નથી તેમજ મેં તેમને જોએલા પણ ન હોવાથી તેમની બાબતમાં ખાત્રી પૂર્વક હું કાંઇ પણ કહી શકું તેમ નથી. છતાં તેમની બાબતમાં મારા સાંભળવામાં જે કાંઇ આવ્યું છે તે ઉપરથી હું કહી શકું છું કે, તે બન્ને ભાઇઓ ઉદ્ધત, સાહસિક, શૂરવીર અને નિષ્ઠુર છે. તે બન્ને ભાઇઓની બાબતમાં તેમના નોકરો કાંઇ બુરૂં બોલતા હોય, તે મારા સાંભળવામાં આવેલ નથી. કોઇ કોઇ વખત તે બન્ને ભાઇઓ સો બસો સૈનિકોનું સૈન્ય સાથે લઇ શિકાર કરવા નિકળે છે."

"રણમલ! હું અહીં આવવા માટે તૈયાર થયો તે પહેલાં મારા કેટલાક મિત્રોએ મને તેમની બાબતમાં જુદીજ વાતો કહી હતી તે બન્ને ભાઇઓ લુંટારા છે એટલુંજ નહિ પણ ખૂન જેવા ગુનાહો કરવામાં પણ તેઓ જરાએ પાછી પાની કરતા નથી. આપણા ન્યાયાધીશને તે બન્ને ભાઇઓને સજા કરવા માટે અરજીઓ પણ આપવામાં આવી છે, એ મારા જાણુવામાં છે; છતાં તે વાતોને આપણે પડતી મૂકીએ. રણમલ! હવે આ કિલ્લાની બાબતમાં જે કાંઇ હોય તે મને કહો. હું જ્યારે રાજધાનીમાં હતો ત્યારે આ કિલ્લાની બાબતમાં ભયંકર, વિચિત્ર અને ચમત્કારિક અફવાઓ સાંભળી છે. તેમજ સરદાર દુર્જનસિંહ પણ તેમજ કહેતા હતા, આ ભવ્ય કિલ્લામાં રાત્રે ભયંકર અવાજો સાંભળવામાં આવે છે અને હૃદયને ભયભીત કરી નાંખે તેવા દેખાવો દેખાય છે. શું એ બધું ખરૂં છે?"

"પરંતુ આપે પોતેજ તેવું કાંઇ પણ જોયું કે સાંભળ્યું છે?" આ વખતે રણમલે તે વૃદ્ધ સરદાર તરફ તીક્ષ્ણ અને ભેદક નજરે જોયું.

"તે બાબતમાં તેવું કાંઇ કહી શકાય નહિ. હમણાં હું અચાનક આ કિલ્લામાં આવ્યો છું તે સિવાય ખરી સ્થિતિ શું છે, તે જાણુવાની મને જીજ્ઞાસા હોવાથીજ મેં તમને પૂછ્યું છે. તમે આ કિલ્લામાં ઘણા વર્ષોથી રહોછો, રણમલ! તમને અહીં કેટલાં વર્ષ થયાં?"

"સરદાર જ્યારે મારી પાંચ છ વર્ષની ઉમર હતી ત્યારથીજ હું આ કિલ્લામાં રહું છું. અત્યારે મારી ઉમર લગભગ બાસઠ કે પાંસઠ વર્ષની હશે. આ કિલ્લાના ત્રણ અધિપતિઓની કારકીર્દિ મારા જોવામાં આવી છે. હવે મારાથી નોકરી થઇ શકતી નથી છતાં આ કિલ્લાના અત્યારના માલેકની મારા ઉપર કૃપા હોવાથીજ મારાથી આ જગ્યા છોડી શકાતી નથી."

"અહો! તમને અહીં રહેતાં લગભગ સાઠ વર્ષ ઉપર થઇ ગયાં! તો તો મારે ખાત્રીથી કહેવું જોઇએ અને હું માનું છું કે–આ કિલ્લાની બાબતમાં તમને ઘણીજ સારી માહિતી હોવી જોઇએ. તેમજ આ કિલ્લામાં વારંવાર જે ભયંકર બનાવો બન્યા હશે, ભયાનક અવાજો સંભળાયા હશે તે તમારા જાણુવામાં–જોવામાં અને સાંભળવામાં આવેલા હોવાજ જોઇએ."

"છટ્–છટ્! તેવું કાંઇ કહી શકાય નહિ. જે પ્રમાણે મારા માલેક તે તુચ્છ વાતો તરફ ધ્યાન આપતા નથી તેમ હું પણ તે તરફ ધ્યાન આપતો નથી."

"દુર્ગરક્ષક ! આ તમારા કથનનો અર્થ શો ? તમે આટલા લાંબા સમયથી દુર્ગમાં રહો છો છતાં પણ તેવું તમે કાંઇ પણ જાણી શક્યા નથી ? એ એક અજાયબીજ છે." સજ્જને આ પ્રશ્ન દુર્ગરક્ષક રણમલને બહુજ આશ્ચર્ય પામી પૂછ્યો. તેના જવાબમાં રણમલે શાન્તતાથી નાનો ઇસારો કર્યો. ત્યારે તો તે બહુજ ગુંચવાઇ ગયો. જે વાત જાણવાની પોતાને તીવ્ર અભિલાષા હતી અને તેનો ખુલાસો રણમલ પાસેથી મળશે, એવી તેને પાકી ખાત્રી હતી, તે બધું એક તરફજ રહી ગયું અને ઉલટું જે વાતો હમેશાં બને છે તે વાતોથી--બનાવથી--સાઠ વર્ષ સુધી કિલ્લામાં રહેવા છતાં પણ--રણમલ કાંઇ પણ જાણતો નથી એ સાંભળી તેને અત્યંત આશ્ચર્ય ઉત્પન્ન થાય એ સ્વાભાવિક છે ! રણમલ આ બાબતમાં પોતાને છેતરે છે, એમ તેને લાગ્યું. પરંતુ પોતાને ખોટું કહીને છેતરવાથી રણમલને શો ફાયદો થવાનો છે ? કાંઇજ નહીં ! આ વિચાર મનમાં આવતાંજ રણમલની બાબતમાં તેને આવેલી શંકા દૂર થઇ ગઇ અને રણમલ જે કાંઇ કહે છે તે ખરૂં છે, એમ તેને લાગવા માંડ્યું. તે ઘણો વખત સુધી ચુપજ રહ્યો. એટલામાં લલિતે તેને વનચરીના જે શબ્દો કહી સંભળાવ્યા હતા તે એકાએક યાદ આવી ગયા! એટલે તરતજ ફરી તેણે રણમલને પૂછ્યું--"વારૂ, પણ રણમલ ! વર્ષપ્રતિપદાને (નવા વર્ષને પહેલે દિવસે) મહિષબલી મહોત્સવને સમયે ખરો દુર્ગાધિપતિ અહીં આવશે, શું એ ખરી વાત છે ?"

સરદારના મુખમાંથી છેવટના શબ્દો સાંભળી રણમલનું મુખ કાળું થઇ ગયું. અને હોઠ થરથર ધ્રુજવા લાગ્યા. તે અચકાતો અચકાતો બોલ્યો--"આ વાત પણ આપના જાણવામાં કે સાંભળવામાં આવી ગઇ કે શું ?"

"રણમલ ! તું આમ શા સારૂ ડરી ગયો ? આ બાબતમાં તું કાંઇ પણ જાણે છે ખરો કે ?" તેની શોચનીય સ્થિતિ થએલી જોઇ સજ્જને તેને પૂછ્યું.

"આજથી તેવીસ વર્ષ પહેલાં અહીં બનેલો શોકજનક બનાવ આપના જાણવા બહાર તો નહીંજ હોય ?"

"હા, તે બાબત લોકોના મુખેથી મેં સાધારણ રીતે સાંભળી છે પણ તેનો આ ચાલતી વાતચિત સાથે શો સંબંધ છે ?"

"સંબંધ ઘણો છે નામવર. તે બાબતમાં સાચે સાચી હકીકત હું આપને જણાવું છું. તે દુઃખદ બનાવની હકીકત શરૂ કરતાં પહેલાં આપણે ઘણા વર્ષ પહેલાંની થોડીક વાતો કરવી પડશે. આજથી લગભગ છત્રીશ વર્ષ પહેલાં મારા માલેકના પિતાશ્રી મૃત્યુશય્યા ઉપર પડયા

હતા. તેમના ઓથીકે–અત્યારના આ દુર્ગના અધિપતિ દુર્જનસિંહ અને મર્હુમ અધિપતિ કિશોરસિંહ–બેઠા હતા. પોતાના પુત્રોની ઉપર તે સરદારનો બહુજ સ્નેહ હતો. તેમણે દુર્જનસિંહનો હાથ કિશોરસિંહના હાથમાં આપીને કહ્યું કે–"આની સદાસર્વદા તારા પ્રાણુની જેમ સંભાળ લેજે." એમ કહી આ દુર્ગની તમામ માલિકી કિશોરસિંહને સોંપી તે પરલોકે પ્રયાણુ કરી ગયા. મારા વૃદ્ધ માલેક જેવા મનુષ્યો દુનિયામાં બહુજ થોડા હોય છે. આજે આ કિલ્લામાં જે અપૂર્વ પદાર્થો દેખાય છે, તે તમામ તેમની કૃતિના–શોખના–સ્મારક રૂપ છે. તેમના જેવો વિદ્યાવિલાસી, બહુશ્રુત, દયાળુ અને શૂરવીર યોદ્ધો તે એકજ થઇ ગયો. તેમના મરણુ પછી થોડાજ સમયમાં મંગળગઢના પ્રથમપંક્તિના સરદાર કીર્તિસેનની સુહાસ્યવદની કન્યા વસુમતિનું માગું આવ્યું. અમારા મરહુમ સરદાર કિશોરસિંહ વિદ્યા ઉપાર્જન કરવા માટે થોડો વખત મંગળગઢમાં રહ્યા હતા તે સમયે કુમારી વસુમતી અને તેમનું સ્નેહમિલન થયું હતું. ત્યારથી તે બન્ને પરસ્પરને ચાહતા હતા. તેની સાથે તેમનું લગ્ન બહુજ ઠાઠમાઠથી થયા પછી તે બન્ને તેજ પ્રદેશમાં લગભગ બે વર્ષ સુધી રહ્યાં હશે. આખરે તેઓને આ દુર્ગમાંજ આવી રહે, એટલા માટે એક માંગલિક દિવસ નક્કિ કરવામાં આવ્યો. તે દિવસ આ દુર્ગને બહુજ સારી શણુગારવામાં આવ્યો હતો. પોતાના રાજા–રાણીને જોવા માટે આસપાસના પ્રદેશમાંથી પુષ્કળ મનુષ્યો આવી અહીં એકત્ર થયા હતા. તે અમો સર્વેને માટે એક માંગલિક અને શુભ દિવસ હતો. તે દિવસે સંધ્યાને સમયે સરદાર! આ કિલ્લાના સ્વામી કિશોરસિંહ પોતાની પત્ની સાથે કિલ્લાની પાસે આવી પહોંચ્યા. તેમને જોઇ એકત્ર થએલા તમામ મનુષ્યોના હૃદયો આનંદથી પ્રફુલ્લિત થયાં. સર્વત્ર જયઘોષ શરૂ થયો. નૌબત વાગવા લાગી અને તોપો પોતાના રાક્ષસી અવાજો કરવા લાગી. પરંતુ સરદાર! અફસોસ! કે અમારો તે આનંદ બહુ વખત સુધી ટકી શકયો નહિ. રાજા કિશોરસિંહ ઘોડા ઉપર બેસીને દુર્ગમાં આવવા નિકળ્યાં તેમનો ઘોડો દરવાજાની અંદર આવતાંજ અચાનક અચકી ગયો અને તેઓ એકદમ જમીન ઉપર પછડાઇ પડયા! આ અકસ્માત્ થયો તેજ સમયે એક બીજો પણુ અદ્‌ભુત બનાવ કિલ્લામાં બન્યો. આ કિલ્લાના–શસ્ત્રાગારમાં આ કિલ્લાના–મૂળ પુરૂષોનાં બહુજ સાવચેતીથી રાખેલ બહુમૂલ્ય પોલાદનું સર્વાંગકવચ અને શિરસ્ત્રાણુ પણુ–કોઇપણુ કારણુ વિના–એકદમ પૃથ્વી ઉપર પછડાયાં! તે સાથેજ સર્વેના હૃદયમાં ધ્રાસકો પડયો."

" અરેરે ! કિશોરસિંહજી બહુજ અમંગળસુચક અપશુકન થયાં હશે ? "

"હાજી. એવુંજ કાંઇક થયું હોવું જોઇએ. તે દિવસથી વસુમતીની તબિયત બહુજ બગડી ગઇ. તે સમયે વસુમતી ગર્ભવતી હતી. આમ હોવાથી કિલ્લાના સર્વે મનુષ્યો બહુજ ચિંતાતુર થઇ ગયા. પ્રસવ–વેદનાથી તેમનો સુખપૂર્વક છુટકારો થાય તેને માટે અમારા સરદાર સાહેબે બહુ બહુ ઉપાયો કર્યા. કલ્યાણ પ્રદેશમાંથી પ્રવીણમાં પ્રવીણ ચિકિત્સકો બોલાવી મંગાવ્યા. આખરે પરમાત્માની કૃપાથી તે સમય સુખશાંતિથી વ્યતીત થઇ ગયો. વસુમતીએ એક સુંદર પુત્ર રત્નને જન્મ આપ્યો. ફરી આ કિલ્લો આનંદના વાતાવરણથી વ્યાપ્ત થઇ ગયો. મોટા મોટા મહોત્સવો થયા. તે બાલકની ઉપમાતા થવા માટે પાસેજ રહેનારી સુદ્રઢ, સુંદર, સુશીલ અને સદ્‌ગુણી એવી એક પચીસ વર્ષની ઉમરની સ્ત્રીને બોલાવવામાં આવી." અહીં રણમલ થોડીવાર થોભ્યો અને પછી ફરી બોલવા લાગ્યોઃ–" આ આપને મેં તેવીસ વર્ષ પહેલાં બનેલી ભયંકર હકીકત કહી સંભળાવી છે. ત્યાર પછી કિશોરસિંહજીના બાળસ્નેહી કનકદૂર્ગાધિપતિ કીરણસિંહે પોતાને ત્યાં આવી થોડા દિવસ રહેવાનો આગ્રહ કરવાથી તેમણે થોડા દિવસને માટે ત્યાંજ રહેવાનો વિચાર નક્કી કર્યો."

" વારૂ, પણ રણમલ ! રાજધાનીથી આ તરફ આવતાં રસ્તામાં જે જુનો પુરાણો એક કિલ્લો આવે છે, શું તેજ કનકદૂર્ગ કે ? " વચમાંજ સજજને પૂછ્યું.

"હાજી. તેજ કનકદૂર્ગ ! કીરણસિંહ તે કિલ્લાનો છેલ્લોજ રાજા હતો. તે નિઃસંતાન ગુજરી જવાથી આજે તે કિલ્લો ખાલસા કરવામાં આવ્યો છે. થોડાક સ્વારો અને વસુમતીને સાથે લઈ અમારા માલેક તે કિલ્લા તરફ જવા નિકળ્યા. હાય–હાય ! ફરી તે દિવસે પ્રથમના જેવોજ અકસ્માત થયો. કિશોરસિંહજીનો ઘોડો દૂર્ગના દરવાજામાંથી બહાર નિકળતાંજ ફરી શસ્ત્રાગારમાંના સર્વાંગકવચ અને શિરસ્ત્રાણ જમીન ઉપર પછડાયાં ! તે બન્ને વસ્તુઓમાં કોણ જાણે કેવીએ દૈવીશક્તિ હશે, તે તો પ્રભુ જાણે પરંતુ મારે કહેવું જોઇએ કે તે બન્ને ચીજો ભવિષ્યમાં આવનારા ભયની સૂચના આપનારી છે, એમાં તો કોઇ જાતની શંકા નથી. કિશોરસિંહ અને વસુમતી તે દિવસે આ કિલ્લો છોડી ગયા પછી ફરી આ કિલ્લો જોવા પામ્યા નહિ. નાના કુમારને વસુમતીએ ઉપમાતાની પાસે અહીંજ રાખ્યો હતો.

સુશીલા તે બાળકુમાર ઉપર બહુજ પ્રેમ રાખતી–તે તેને પોતાના પ્રાણની જેવોજ માનતી. હાય–સરદાર ! હવે આગળ હું આપને શું કહું......”

અહીં એકદમ રણુમલની આંખોમાંથી આંસુની ધારા વહેવા લાગી. તેણે પોતાના બન્ને હાથેથી મુખ ઢાંકી દીધું. વાત કહેતાં કહેતાં રણુમલની આવી શોચનીય સ્થિતિ થઇ તેથી સજ્જનસિંહ બહુજ ગુંચવારામાં પડી ગયો. થોડા વખત પછી દુઃખનો વેગ ઓછો થતાંજ ફરી રણુમલ બોલવા લાગ્યો—“તે દુર્ગાધિપતિ ઉપર મારો એટલો બધો પ્રેમ હતો કે–તે બાબતમાં હું આપને કાંઇ પણ કહી શકતો નથી. હાય–મારો તે દયાળુ સ્વામી હવે આ દુનિયામાં નથી. સરદાર ! હું બહુજ દુષ્ટ છું–પાપી છું. મારી આટલી ઉમર થઇ છતાં મને મરણ આવતું નથી, હે દયાળુ પરમાત્મા! હવે તું મને કેટલા દુઃખો દેખાડીશ ?” એમ કહી તેણે પોતાના કપાળ ઉપર હાથ માર્યો.

“રણુમલ ગઇ વાતનો શોક કરવો નિરર્થક છે. જે બન્યું તે ખરૂં ! વિધાતાના લેખ કોઇ પણ મિથ્યા કરી શક્યું છે ?”

“સરદાર ! ખરેખર હું બહુજ પાપી છું. મારે હાથે ઘણાં રાક્ષસી અને નીચ........“ એટલું કહીને તે થોભી ગયો. પોતે વ્યાજબી કરતાં વધારે હકીકત કહે જાય છે; એમ તેને લાગ્યું. એક ક્ષણ પછી તેણે સજ્જનસિંહ તરફ નીરખીને જોયું. પોતે કહેલી હકીકત સાંભળી તેના ઉપર કેવી અને કેટલી અસર થઇ છે, તે તેણે નિહાળી–નિરખીને ભેદક નજરે જોયું. તેના મુખેથી વિચિત્ર શબ્દો સાંભળી સજ્જનસિંહને બહુજ આશ્ચર્ય થયું. કિશોરસિંહની હકીકત કહેતાં તે પોતાનેજ શા માટે દૂષણ દે છે, તે બાબતમાં તે કાંઈ પણ સમજી શક્યો નહિ. એક ક્ષણને માટે તેને રણુમલ માટે શંકા આવી. થોડી વાર પછી પુનઃ રણુમલ કહેવા લાગ્યો—

“સરદાર ! મારા મનની નિર્બળતા જોઇ તમને બહુજ આશ્ચર્ય થશે પરંતુ તે પ્રસંગજ તેવો શોકજનક, કરૂણાજનક અને ભયોત્પાદક હતો. મારા મર્હુમ માલેક આ કિલ્લામાંથી ગયા પછી બાળકુમારને અચાનક કાંઇક વ્યાધી થઇ આવ્યો. તે દિવસની રાત થતાં સુધી તો તેને થએલા વ્યાધિનું સ્વરૂપ એટલું બધું તો ભયંકર થઇ ગયું હતું કે–કુમારના જીવનને માટે પણ સર્વેને શંકા થવા લાગી. મારા માલેકને કુમારને થએલા વ્યાધિની ખબર આપવા માટે રાત છતાં પણ મારે કનકદૂર્ગ તરફ ઘોડેસ્વાર મોકલવો પડયો. વૈદ્યવિદ્યામાં બહુજ પ્રવીણ રાજવૈદ્યો આખી રાત બાળકુમારની પાસેજ બેસી રહ્યા હતા.

પ્રાતઃકાળ થતાં પહેલાં તો એક બહુજ ભયંકર ખબર કિલ્લામાં આવી પહોંચી. અમારા દયાળુ સ્વામિ અને સ્વામિનીનું રસ્તામાં ભયંકર રીતે ખૂન થયું હતું. તેઓ પુત્રના વ્યાધિની હકીકત જાણતાંજ આ તરફ આવવા રવાના થયા અને રસ્તામાંજ કેટલાક લુંટારૂ લોકોએ તેમને લુંટી લીધા અને અફસોસ ! કે તે ઘાતકી નરરાક્ષસોએ દેવસ્વરૂપ પતિ-પત્નીનું ઘાતકી રીતે ખૂન કરી નાંખ્યું હતું ! આ વાત કિલ્લામાં આવી પહોંચતાંજ હાહાકાર થઇ ગયો અને આખા કિલ્લામાં શોક અને ઉદાસીનતા છવાઇ ગઇ. તે સમયની શોકજનક અને દુઃખદ સ્થિતિનું વર્ણન મારાથી થઇ શકે તેમ નથી. દુર્જનસિંહે પણ પોતાના બંધુ માટે બહુજ શોક કર્યો. સર્વે આશ્રિત લોકો રૂદન કરવા લાગ્યા અને તે સમયે આખા કિલ્લાને શોકમય અને ભયાનક સ્વરૂપ પ્રાપ્ત થયું હતું. પછી આ કિલ્લામાંથી ઘણા મનુષ્યો જે જગ્યાએ મારા માલેકનું ખૂન થયું હતું ત્યાં ગયા. ત્યાંનો ભયંકર દેખાવ જોઇ ઘણા લોકો મૂર્છિત થઇ જમીન ઉપર પછડાઇ પડયા. ત્યાં છિન્નવિછિન્ન થએલી ત્રણ લાસો પડી હતી ! હાય–હાય ! તે દેખાવ બહુજ દુઃખદાયક અને ભયાનક હતો. બિચારા ત્રણ નિરપરાધી પ્રાણીઓ અકાળે પરલોકે પ્રયાણ કરી ગયા હતા. તે લાસોની આસપાસની જમીન રક્તથી ભીંજાએલી હતી અને ચારે તરફ રક્તના છાંટાઓ પડેલા હતા. અમારા દયાળુ માલેક ઉપર અને વસુમતીબા સાહેબના શરીર ઉપર પ્રાણઘાતક અનેક ઘા થયા હતા. તે શૂરવીર નરે પોતાના અને પોતાની ધર્મપત્નના પ્રાણ બચાવવા શત્રુની સાથે બહુજ જબરદસ્ત ટક્કર ઝીલી હતી. તેમના અંગરક્ષકો ભયભીત થઇ પહાડોમાં ભટકતા સપડાયા. રાણીના શરીર ઉપરના તમામ દાગીનાઓ લુંટારા લઇ ગયા હતા. ઘણો વખત સુધી રડવાને લીધે ત્યાં ગએલા લોકોના શોકરસથી ભરેલાં અંતઃકરણોમાંથી શોક અને દુઃખનો આવેગ ઓછો થતાંજ તેઓ તે લાસો આ કિલ્લાની પાસે લઇ આવ્યા. હવે અમો તે લાસો કિલ્લાની અંદર લાવીએ તેટલામાં તો ફરીને એક દૈવી–અદ્‌ભુત–ચમત્કાર થયો. ઘણીજ સાવચેતીથી રાખેલાં તેજ સર્વાંગકવચ અને શિરત્રાણ બન્ને ફરી પૃથ્વી ઉપર આપોઆપજ પછડાયાં ! આ વખતે શસ્ત્રાગારમાં બહુજ મોટો ધડાકો થયો અને તે ધડાકો થતાંજ કિલ્લામાંના તમામ લોકો ભયભીત થયા–ગભરાઇ ગયા ! તે વસ્તુઓ બહુજ સાવચેતીથી રાખેલી હોવા છતાં પણ પોતાની મેળેજ પૃથ્વી ઉપર શા કારણથી પછડાઈ પડે છે, એ બાબતમાં કોઇને કાંઇ પણ કલ્પના થઇ શકતી નહોતી. ઘણો વખત સુધી લોકો પત્થરના

પુતળાંઓની જેમ સ્થિર થઇ ગયા હતા, એટલામાં ફરીને આવેલી આફતો ઓછી હોયની ! તેમ બીજી દુઃખદાયક ખબર કિલ્લામાંથી આવી. તેથી અમારા અને એકત્ર થએલ સર્વે લોકોના શોકનો અવધિ થઇ ગયો ! તે ખબર એ હતી કે–"બાળકુમાર મરણ પામ્યા છે !" તે સાંભળી તમામ લોકો દુઃખસાગરમાં ડૂબી ગયા ! હાય ! હાય ! તે વખતે ફરી દુઃખદાયક કોલાહલ થયો. દુર્ભાગી કિશોરસિંહ અને વસુમતીની પ્રેમ-ગ્રંથીના ફળ સ્વરૂપ બાળકુમાર પણ અમને છોડી ગયો. સરદાર ! તે સમયે દુર્ગમાં જે શોક અને રૂદન થયું તેનું સંપૂર્ણ તો શું પણ થોડુંએ વર્ણન કરવા હું અસમર્થ છું." ફરી એક ક્ષણ સુધી રણમલ ચુપ થઇ ગયો–થોડી વાર પછી તે ફરીને બોલવા લાગ્યો–"કિશોર-સિંહજીના મૃત્યુ પછી આ કિલ્લાની માલેકી દુર્જનસિંહ પાસે આવી. દુર્જનસિંહ આ કિલ્લાના માલેક થયા કે તરતજ આસપાસના પ્રદેશ-માંથી પુષ્કળ લુંટારાઓને પકડી પકડીને ઘટતી શિક્ષાએ પહોંચાડયા. ઘણા ઘણા પ્રયત્નો કરવા છતાં કિશોરસિંહજીનો ખૂની ન પકડાયો તે નજ પકડાયો. પછી તરતજ દુર્જનસિંહજીએ જે જગ્યાએ કિશોરસિં-હજી વિગેરેનાં ખૂન થયા તે જગ્યાએ તરતમાંજ પુષ્કળ દ્રવ્ય ખરચીને જગ્યાએ એક ઉંચો છતાં રમણીય સ્ફાટિકસ્તંભ ચણાવ્યો. આપે તે સ્તંભ જોયો છે ખરો કે ? પેલો જુઓ ! અહીંથી સામેની ઝાડીમાં દેખાય છે તેજ સ્ફાટિકસ્તંભ !" એમ કહી બારીમાંથી તે સ્ફાટિકસ્તંભ તરફ આંગળી કરી.

"તેજ સ્તંભ કે ! રણમલ, તમે જે હકીકત કહી તે ખરેખર બહુજ શોકજનક અને હૃદયભેદક છે, એમાં જરાએ શંકા નથી. આ હકીકત મેં આજેજ તમારા મુખે ક્રમવાર શ્રવણ કરી છે. વારૂ, પણ પછી શું થયું ? તે મહિષબલી–મહોત્સવની બાબતમાં કેમ છે ?"

"સરદાર સાહેબ ! હવે હું તમને તેજ વાત કહીશ. આ મહોત્સવ દરેક નવા વર્ષના પહેલા દિવસેજ ઉજવવાનો બહુજ પ્રાચીનકાળથી રિવાજ ચાલ્યો આવે છે. તે દિવસે કિલ્લામાં મહાન્ ભોજન સમારંભ થાય છે. તે દિવસે દુર્ગાધિપતિએ ઉપવાસ કરવો જોઇએ અને પોતાના આશ્રિત મનુષ્યો જ્યાં સુધી જમી ન રહે ત્યાં સુધી સભામહેલમાં હાજર રહેવુંજ જોઇએ. કિલ્લામાંના તમામ લોકો સારી રીતે જમી રહ્યા પછી તેણે જમવું જોઇએ."

"આ રિવાજ બહુજ સારો છે, આ રિવાજથી પ્રજામાં ઉત્સાહ વધે છે અને પોતાના માલિકની બાબતમાં પ્રજાનું ચિત્ત બહુજ શુદ્ધ

બને છે અને તેની વફાદારીમાં પણ વધારો થાય છે. વારૂ, પણ પછી શું થયું ? ”

“દુર્જનસિંહજી આ કિલ્લાના માલેક થયા પછી તરતજ વર્ષ-પ્રતિપદાનો દિવસ આવી પહોંચ્યો. તે વખતે ચાલતા આવેલા રિવાજ મુજબ તે મહોત્સવ કરવામાં આવ્યો. તમામ લોકો ભોજન કરવા માટે બેઠા. એટલામાં કિલ્લામાંથી એક હૃદયભેદક વિચિત્ર ચીસ સંભળાઇ તથા એકાએક છુપો દરવાજો ઉઘડયો. તે સાથેજ એક સશસ્ત્ર યોદ્ધા આવીને ત્યાં ઉભો રહ્યો. તેને જોઈ એકત્ર થએલા સર્વે મનુષ્ય એકદમ ભયભીત અને આશ્ચર્યચકિત થયા ! થોડો વખત સ્થિર રીતે ઉભા રહ્યા પછી તે યોદ્ધાએ પોતાના માથા ઉપરનો ટોપ ઉપાડયો. તે સાથેજ તમામ લોકો ચમકયા અને ગભરાયા. કોઇએ ચીસ પાડી, કોઇ ભાગી ગયો, કોઇ મૂર્છિત થઇ ગયો, કોઇ એકદમ જમીન ઉપર પછડાઇ પડયો અને કોઇ તો બેશુદ્ધ થઇ ગયો ! તે યોદ્ધા પિશાચયોનિમાંના એક પ્રેત જેવો લાગતો હતો.”

“ પણ તે કોણ હતો-કેવો હતો ? “ વચમાંજ સરદારે પુછ્યું. પહેલે દિવસે રાત્રે તેણે જે ધોળી આકૃતિ જોઇ હતી તે પિશાચ જેવી આકૃતિ કોની હતી, તે જાણવાની તેને અનહદ ઉત્કંઠા લાગી.

“ તે આકૃતિ બીજા કોઇની નહીં પણ અમારા મર્હુમ સરદાર કિશોરસિંહની હતી !!”

“ રણમલ-રણમલ ! તું આ શું કહે છે ? શું ખરૂંજ કહે છે ?” આ વખતે સરદાર સજ્જનસિંહ જ્યાં બેઠો હતો ત્યાંથી એકદમ ઉઠીને ઉભો થયો અને અત્યંત આશ્ચર્ય પામી બોલ્યો—

“તે આકૃતિ પણ સરદાર કિશોરસિંહનીજ હતી !!”

---

## પ્રકરણ ૯ મું.

---

### પિતાની હૃદયભેદક આજ્ઞા.

દુર્ગરક્ષક રણમલે કહેલા તે વિચિત્ર વૃત્તાંતની બાબતમાં સરદાર પોતાના મનની સાથેજ વિચાર કરી રહ્યો હતો. ગઇ રાત્રે પોતે જે કાંઇ જોયું તે સ્વપ્ન નહિ પણ સત્યજ હતું. જે ધોળી આકૃતી જોવામાં આવી તે મૂર્તિમાન રૂપે આ કિલ્લાના મર્હુમ માલેક કિશોરસિંહની જ હતી, એવી હવે તેને સંપૂર્ણ ખાત્રી થઇ. અજયદૂર્ગની બાબતમાં પોતે રાજધાનીમાં જે જે અફવાઓ સાંભળી હતી તે અફવાઓ ખરી છે, એમ તેને હવે સમજાયું. ખરી રીતે જોતાં રણમલના

કહેવા મુજબ તે પિશાચમૂર્તિ વર્ષપ્રતિપદાને દિવસે ફક્ત મહિષમર્દી-મહોત્સવને સમયેજ દેખાવી જોઇએ પણ વચમાંજ પોતાને શા માટે દેખાઇ? આ વિચાર તેના મનમાં આવતાંજ તેને ભય લાગ્યો. રાત્રે પોતે એક સાક્ષાત્ પિશાચમૂર્તિ જોઇ છે, એવો વિચાર જ્યારે તેને આવતો ત્યારે તે ધ્રુજી ઉઠતો. ઘણો વખત થઇ ગયો છતાં પણ તે ઉક્ત પ્રકારના અનેક વિચારોમાં નિમગ્ન થઇ ગયો હતો. એટલામાં તે મકાનનો દરવાજો ઉઘાડી ઉતાવળો ઉતાવળો કુમાર ચંદ્રસિંહ અચાનક ત્યાં આવી પહોંચ્યો. ચંદ્રની નિસ્તેજ મુખમુદ્રા અને તેની અજાયબી ઉપજાવે તેવી હીલચાલ જોઇ વૃદ્ધ સરદાર જરા ચમકી ગયો. કાલની જેવોજ કોઇ અજબ બનાવ જંગલમાં બન્યો હશે કે કેમ, એવી તેને તત્કાળ શંકા થઇ આવી. જો કદાચ તેવો બનાવ બન્યો હોય તો તે બહુજ વિચિત્ર કહી શકાય. વધારામાં પ્રભાવતી પણ તે બન્નેની સાથે ગઇ હતી, એનું સ્મરણ થતાંજ વૃદ્ધ સરદાર જરા ગભરાઇ ગયો અને તરતજ તેણે એકદમ કુમારને પૂછ્યું:—

"પ્રભા ક્યાં છે?"

"તે તેના નિવાસસ્થાનમાં ગઇ છે અને મને લાગે છે......"

"તે ઠીક છે, તને ગમે તેમ લાગતું હોય પણ કાલના જેવો બનાવ તો આજે નથી બન્યોને?"

"હા. પિતાજી! કાલના કરતાં પણ ભય ઉપજાવે એવો ભયંકર બનાવ આજે બન્યો છે અને તમારે તેનો સંપૂર્ણ વિચાર પહેલીજ તકે કરવાનો છે!"

"પણ એ તો કહે કે તે બનાવ કેવો હતો-શી બાબતનો હતો?"

"પિતાજી! લલિત અને પ્રભા પરસ્પરને ચાહે છે!" આ વાત કુમાર ચંદ્રસિંહે દાંત હોઠ કરડીને કહી.

"એક બીજાને ચાહે છે એટલુંજ ને?"

"હાજી!"

"તે તો હું પણ જાણું છું. તેઓ એક બીજાને ભાઇ-બ્હેનની જેમ ચાહે છે."

"પિતાજી-પિતાજી! આપની આ માન્યતા ભુલ ભરેલી છે. આપણુ કુલીન કુળની કીર્તિને તે નીચ લલિતે કલંક લગાડયું છે. તે દુષ્ટ સર્પ થઇને આપણી માન મર્યાદાને અને આપણા અંતઃકરણને ડંખ્યો છે. આપણે તેના ઉપર કરેલા ઉપકારનો બદલો તેણે અપકારથી વાળ્યો છે."

"પણ તું કહેવા શું માગે છે?"

" એજ કે-તમે જે માનો છો તે ભૂલ ભરેલું છે. તેઓનો એક બીજા પ્રત્યેનો પ્રેમ ભાઇ-બહેન જેવો નથી. તેઓના પ્રેમે તમે કહો છો તેવા પ્રકારના પ્રેમની મર્યાદાનો ક્યારનોએ ત્યાગ કર્યો છે."

" ચંદ્ર આ તું શું કહે છે? તેઓના પ્રેમે મર્યાદાનો ત્યાગ કર્યો એટલે શું? તે મને સાફ સાફ સમજાવ!"

અહીં કુમારે થોડોક વિચાર કરીને કહ્યું:—" પિતાજી! મારા સમજવામાં કદાચ ભૂલ થતી હશે પરંતુ જ્યારે તેવું તેમનું આચરણ મેં મારી નજરોનજર જોયું ત્યારે મને બહુજ આશ્ચર્ય થયું. પ્રથમ તો મને એમજ લાગ્યું કે-આવું આચરણ આપની આજ્ઞાથીજ થતું હશે પરંતુ આપણા અભિમાની કુલશીલનો વિચાર મારા મનમાં આવતાંજ આપણા અત્યંત ઉચ્ચકુળમાં જન્મ પામેલી પ્રભાવતી સાથે તે નીચ કુળમાં ઉત્પન્ન થએલો લલિત..........."

" ચંદ્ર! તારી અલંકારિક ભાષા બંધ કર અને તારે જે કાંઇ કહેવું હોય તે સ્પષ્ટપણે મને કહી સંભળાવ." સરદાર સજ્જને બહુ જ તપી જઇને કહ્યું.

" પિતાજી! આજે અમે ત્રણે જણા જ્યારે જંગલમાં ગયા હતા ત્યારે હું તે બન્ને જણાઓથી છૂટો પડીને બીજી તરફ નિકળી ગયો. પરંતુ થોડીવાર પછી મેં લલિતની પાસે આવીને જોયું તો મને બહુજ અજાયબી ઉત્પન્ન થઇ. મેં તે બન્નેને પરસ્પરના બાહુપાશમાં બદ્ધ થયેલા જોયા! તે વખતે મને એટલો બધો તો ક્રોધ આવી ગયો કે જેથી મારૂં આખું શરીર બળવા લાગ્યું. તેજ વખતે અને તેજ જગ્યાએ હું તે નીચ-દુષ્ટ અને હરામી લલિતને ત્યાંજ પૂરો કરી નાંખત પરંતુ આ વાત આપને કહીને પછી જે કાંઇ યોગ્ય લાગે તે કરવું, આવો વિચાર આવવાથી મેં તેવું ઉછાંછળું પગલું લીધું નથી."

" વારૂ, પછી શું થયું?"

" તેમના કાર્ય તરફ મારૂં બિલકુલ ધ્યાનજ નથી, એમ મેં તેઓને દર્શાવ્યું અને અમે પાછા કિલ્લા તરફ આવવા લાગ્યા. ત્યાં વચમાંજ તે વૃદ્ધ રાક્ષસી અમને મળી. તે દુષ્ટાએ પણ તે કાર્યની વિષમતામાં જરા વધારો કર્યો. તેણે તે બન્ને તરફ જોઇને કહ્યું કે-" આ દંપતિનું યુગલ બહુજ શોભે છે. ઇશ્વર! એમને સદા સર્વદા સુખશાન્તિમાં રાખજે!" તે દુષ્ટાના મુખમાંથી નિકળેલા શબ્દો સાંભળી તેને શિક્ષા કરવા હું તેની ઉપર ધસ્યો. પણ એક પળમાંજ તે રાક્ષસી રમણી એકાએક ઝાડીમાં કોણ જાણે ક્યાંએ અલોપ થઇ ગઇ. ત્યાર

પછી અમે એકપણ શબ્દ ન બોલતાં ચુપચુપ કિલ્લામાં ચાલ્યા આવ્યા."

આ વાત સાંભળી તે વૃદ્ધ સરદાર હાથપર હડપચી ટેકવી થોડા વખતને માટે વિચારમાં મગ્ન થઇ ગયો. પછી તે એક લાંબો નિસાસો નાંખીને બોલ્યો-" ચંદ્ર! આજે પર્વતમાં બનેલા બનાવની હકીકત સાંભળી મારૂં ઉદ્વિગ્ન ચિત્ત વધારે-બહુજ-ઉદ્વિગ્ન થઇ ગયું છે. આ બાબતનો અત્યારેને અત્યારેજ ઘટતો બંદોબસ્ત કરી નાંખવો જોઇએ."

એમ કહી તે વૃદ્ધ સરદાર જ્યાં બેઠો હતો ત્યાંથી ઉઠી ગયો. તે ગંભીર અને ગહન વિચાર કરતો તે ઘરમાં ચારે તરફ ફરવા લાગ્યો. ઘણો વખત વીતી ગયા પછી તે બોલ્યો-" મારી કૃપાનો આવો દુરૂપયોગ લલિત તરફથી કરવામાં આવશે, એમ મને કોઇ કાળે પણ લાગ્યું નહોતું. તે બહુજ સદ્‌ગુણી છોકરો છે, એવી મને પાકી ખાત્રી છે પણ હવે આ બાબત હદ ઓળંગી ન જાય તે માટે આપણે યોગ્ય વિચાર અને બંદોબસ્ત કરવાની ખાસ જરૂર છે. હવે તેઓ ફરી એકત્ર ન થઇ શકે, એવી પાકી ગોઠવણ આપણે કરવી જોઇએ અને બહુજ સાવચેતી રાખવી જોઇએ. શિવાય ભાગ્ય યોગે આપણે આપણો કિલ્લો છોડયો તે પહેલાં જ સરદાર દુર્જનસિંહે પ્રભાનું પોતાને માટે માગું પણ કર્યું છે."

" કોણે-દુર્જનસિંહે? છટ્ છટ્! પિતાજી! મને તે બિલકુલ પસંદ નથી." ચંદ્રે બહુજ આશ્ચર્ય પામી કહ્યું.

" તને પસંદ નથી તેનું કાંઇ કારણ?"

" એજ કે-તેની ઉમર બહુજ મોટી હોવા સબબ તે પ્રભાને માટે લાયક નથી."

" ચંદ્ર! તેનો ઉચ્ચ દરજ્જો, વિશાળ વૈભવ અને રાજદરબારમાંનું તેનું વજન એ બધા તરફ જોતાં ફક્ત એક મોટી ઉમર હોવા સબબ તેવો વર હાથમાંથી જવા દેવો, એ મને તો યોગ્ય લાગતું નથી. તેમજ આપણી પ્રભાને માટે આ સમયે-આપણી સ્થિતિનો વિચાર કરતાં આવો વર મળે એ અશક્ય છે અને આવો મળેલો સમય હાથમાંથી જવા દેવો, એમાં ડહાપણ નથી. હવે આપણે લલિત અને પ્રભા ન મળી શકે-એકત્ર ન થઇ શકે-તેમના ચિત્તમાં રોપાએલું પ્રેમનું બી વધારે ન વધી શકે-એટલા માટે દુર્જનસિંહને અહીં બોલાવી તેની સાથે પ્રભાનો વિવાહ કરી નાંખવો, એ રસ્તો વધારે સારો, સરસ અને સગવડવાળો છે. આ બાબતમાં તારો શો અભિપ્રાય છે."

" એજ કે-આપની ઇચ્છા મુજબ કાર્ય થતાં બે મહાબળવાન

કુટુંબોમાં અનાયાસે એકતા થઇ જશે. પણ પિતાજી! આ વાત પ્રભાને પસંદ પડશે ખરી કે? મુખ્ય આધાર તો તેની પસંદગી ઉપર છે, એ વાત આપની જાણમાંજ હશે." કુમારે આનંદથી કહ્યું.

" શું તે મારો હુકમ નહીં માને? મારી આજ્ઞા માનવાથી પ્રથમ તો તેને થોડું-ઘણું દુઃખ થશે, એ વાત જો કે ખરી છે છતાં પણ તેના હૃદયમાં લલિતને માટે ઉદ્દભવેલા પ્રેમના તરંગો હૃદયમાંજ સમાઇ જતાં પછી દુઃખને બદલે ઉલટો અત્યંત આનંદ થશે. તેના સુખની તેના કરતાં મને વધારે ચિંતા છે. મારી પરમપ્રિય પુત્રી પ્રભા ભવિષ્યમાં દુઃખી થાય, એવો વિચાર મને કે તને કોઇપણ કાળે થશે ખરો કે? અથવા તે દુઃખી થાય એ મને કે તને ગમશે ખરૂં કે? ચંદ્ર, મને તો પ્રભાનો સંપૂર્ણ વિશ્વાસ છે કે-તે મારા હુકમનો કદાપિ અનાદર કરશે નહિ!"

" પ્રભાનું તો જાણે ઠીક છે, પરંતુ લલિતનું શું કરશો? પહેલાં મારા હૃદયમાં તેને માટે જેટલો પ્રેમ હતો તેના કરતાં હજાર ગણો દ્વેષ હવે મારા મનમાં ઉત્પન્ન થઇ ગયો છે."

" ચંદ્ર! શાન્ત થા. આપણે તેનો દ્વેષ તો નજ કરવો જોઇએ. કારણ કે ગમે તેટલો તોએ તે આપણો આશ્રિત છે, આપણેજ તેને પાળી પોષીને મોટો કર્યો છે, આપણા તે ખરા અંતઃકરણથી નિઃસંકોચ થઇ ઘણા ઘણા ઉપકારો માને છે. માટે તેનો દ્વેષ કરવો એ વ્યાજબી નથી. એક કીડી ઉપર કટક ચઢાવવું આપણને શોભતું નથી."

" જો આપની એવીજ ઇચ્છા હોય તો તેને અહીંથી કાઢી મૂકો!"

" નહીં. તેમ પણ કરી શકાય નહીં. તેના પહેલાજ અપરાધને માટે તેને આટલીજ શિક્ષા બસ છે કે-પ્રથમની જેમ તે હવે પછી પ્રભા સાથે હળીમળી શકે નહિ. ચંદ્ર! એ વાત તું ભૂલી ન જઇશ કે તારી જેમ મેં તેને પણ પાળી પોષીને નાનાથી મોટો કર્યો છે. હોય, બન્યું છે; કોઇ વખત ભૂલ પણ કરે. ધાર કે-કદાચિત્ હું તેને કાઢી મુકું તો તે આપણા દુશ્મનોને જઇ મળે, તેમાં આપણું શ્રેય નથી. જો કે-તે આટલી બધી નીચતા કરે તેવો નથી છતાં માણસ છે, દુઃખનો માર્યો કાંઇક આડું અવળું પગલું ભરે તો તેથી આપણને બહુજ નુકસાન થાય તેમ છે. હવે આપણે ધીમે ધીમે યુક્તિપ્રયુક્તિથી તેને તેના દરજ્જા ઉપર મૂકી દેવો એટલે થયું. મેં તેને જે સ્વતંત્રતા આપી તેજ મારી મોટી ભૂલ થઇ. ખરી રીતે આનો વિચાર મારે પહેલાંથીજ કરવાની જરૂર હતી. હવે તો જે કાંઇ બની ગયું તેને માટે નિરૂપાય છું છતાં હું ધારૂં છું કે તે ભૂલ હું હજી પણ સુધારી શકીશ. આજથી

તેણે આપણી સાથે બેસીને નહીં પણ પોતાની ઓરડીમાંજ બેસીને તેણે ભોજન કરવું, એવી હું તેને આજ્ઞા કરીશ. આમાં તારો શું મત છે. ?"

"આપના જેવોજ; પણ હવેથી હું તેને બોલાવીશ નાહ કે બોલીશ પણ નહીં."

"તને જેમ ઠીક લાગે તેમ કર જે મને હરકત નથી."

થોડી વાર સુધી તે પિતાપુત્ર લલિતનો બંદોબસ્ત કરવા—તેને શિક્ષા કરવા—અનેક વિચારો કર્યા. આખરે સજ્જને પોતાના પુત્રને કહ્યું—

"ચંદ્ર ! હવે તું જા અને પ્રભાને મારી પાસે મોકલી આપ."

"તે સાંભળી ચંદ્ર ત્યાંથી ચાલ્યો ગયો. થોડી વારમાંજ પ્રભાવતી પોતાના પિતા પાસે આવી પહોંચી. પિતાએ શા માટે બોલાવેલ છે, એ બાબતમાં તેને કુમારે થોડીક સૂચના પહેલેથીજ આપી દીધી હતી. આ વખતે પ્રભાના હૃદયપર ભય અને અશાન્તિની છાયા છવાઇ ગઇ હતી. તેનું સુંદર મુખ નિસ્તેજ અને કળાહીન દેખાતું હતું. તે રડતી રડતી પિતાની પાસે આવી અને તેના ગળે બાઝી પડીને બોલી—"પિતાજી ! શું તમે મ્હારા ઉપર ગુસ્સે થયા છો ?"

"ગાંડીરે ગાંડી ! તારા જેવી આજ્ઞા ઉઠાવનારી પુત્રી ઉપર મને કોઈ કાળે પણ ગુસ્સો આવશે નહિ. પણ પ્રભા ! પ્રથમ મને એટલુંજ જણાવ કે લલિતે તારી પાસે કોઇ પણ પ્રકારની પ્રતિજ્ઞા તો નથી કરાવીને."

"ના ના. પિતાજી, તેવું કાંઇ બન્યું નથી, તમે કહો છો તેમાંનું કાંઇ પણ તેણે મારી પાસે કરાવ્યું નથી. પિતાજી ! તેને માટે આવો વિચાર મારા મનમાં કવચિતજ આવ્યો હશે. આમાં તેનો કાંઇ પણ વાંક નથી—સર્વ વાંક મારોજ છે. તેણે અહીંથી ચાલ્યા જવાની વાત મારી પાસે કાઢી અને કહ્યું કે 'તારા પિતાશ્રીની કૃપાનો દુરૂપયોગ કરીને ઓશિઆળું જીવન ગાળવા કરતાં હું મારી પોતાનીજ હિમ્મત ઉપર મુસ્તાક રહી અહીંથી ચાલી જવા માગું છું. હું મારા જીવનનો નિર્વાહ ગમે તે રીતે સુખેદુઃખે કરી લઇશ.'' ત્યારે મેંજ તેને રહેવા માટે બહુ આગ્રહ કર્યો."

"પ્રભા ! મારા સાંભળવામાં આવ્યું છે કે તું તેને ચાહે છે. પરંતુ દિવાની છોકરી, હજુ તું નાદાન છે. તને સારાસારનું ભાન નથી. મેં સાંભળેલી વાત જો ખરી હોય તો મારે કહેવુંજ જોઇએ કે તે તારી એક જાતની બાળચેષ્ટા કે રમત સિવાય બીજું કાંઇ નથી.

અસ્તુ, હું તે બાબતમાં તને કાંઇ પણ દોષ દેતો નથી કે ઠપકો પણ આપતો નથી. તારા ભવિષ્યના સુખ અને કલ્યાણ તરફ ધ્યાન આપવાની મારી ફરજ છે અને તે ફરજ હું બહુ સારી રીતે અદા કરીશ. માટે હવે તું લલિતની બાબતમાં કાંઇ પણ વિચાર કરીશ નહિ, તેને તું મળીશ નહીં અને કદાચિત્ અચાનક રીતે મળી જવાય તો તેની સાથે વાતચિત પણ કરીશ નહીં ! એવી મારી તને ભલામણ છે—નહીં, આજ્ઞા છે. શિવાય મારે તને એક વાત જણાવવાની છે અને તે એ કે આપણે આ વૈભવવાળા કિલ્લામાં આવ્યા તે પહેલાંજ આ કિલ્લાના માલેક દુર્જનસિંહે પોતાને માટે તારી માગણી કરી છે."

"શું—શું ! પિતાજી ! આપ આ શું બોલો છો ? હું બેભાન તો નથી થઇને ? !" એમ કહેતાંજ તે એકદમ બેભાન બની પિતાના ખોળામાં પછડાઇ પડી !

થોડી વાર પછી તે શુદ્ધિમાં આવી. તેણે પોતાની વિશાળ આંખો ઉઘાડી પરંતુ તેમાંથી અશ્રુપ્રવાહ એક સરખી રીતે ચાલ્યો જતો હતો તેના સર્વ શરીરમાંનું રક્ત બંધાઇ ગયું હતું અને તેની મુખમુદ્રા સફેદ થઇ ગઇ હતી. તેને પોતાના ખોળામાં બેસાડી પ્રેમથી તેના મુખ ઉપર હાથ ફેરવી સરદાર સજ્જન બહુજ મૃદુ સ્વરે બોલ્યો—" પુત્રી ! તારા કલ્યાણ અને સુખને માટે આ તારા પિતાએ તને જે આજ્ઞા કરી છે તે તું પાળીશ કે નહિ ?"

"પિતાજી—પિતાજી ! આવી દયાહીન આજ્ઞા આપતાં કાંઇક વિચાર કરો ! તમારી પુત્રી ઉપર આવો જુલમ ન કરો. પિતાજી, તમારી આજ્ઞાનું પાલન કરવાથી મારૂં મધુર જીવન શુષ્ક—નીરસ અને ખારૂં થઇ જશે. તમારી આજ્ઞાથી મારૂં હૃદય બહુજ દુઃખી થશે અને તેજ મારાં સર્વ સુખ અને શાન્તિનું સત્યાનાશ કરી નાંખશે. માટે કાંઇક વિચાર કરો." પ્રભાએ રડતાં રડતાં કહ્યું.

"ઓ નાદાન છોકરી ! આ તારા વૃદ્ધ થઇ ગએલા પિતા તરફ તો જો. પ્રભા ! હું તારો જન્મદાતા છું અને તેથી તને આજ્ઞા કરૂં છું કે—જો તું મારા પ્રત્યે જરા પણ પૂજ્યબુદ્ધિ ધરાવતી હોય અને મારો જરા પણ ઉપકાર માનતી હોય તો મેં કરેલી આજ્ઞાનું પાલન કર. જો તું મારી આજ્ઞાનું પાલન નહીં કરે તો લે, હું આ ખંજરથી મારા પ્રાણ કાઢીને પરમાત્માને સોંપી દઉં !"

આમ કહી ખરેખર તે જક્કી અને દૃઢ આગ્રહી સરદારે એક તીક્ષ્ણ ખંજર હાથમાં લઇ પોતાની છાતીમાં મારવા હાથ ઉંચો કર્યો !

તે હાથ નીચે આવે તે પહેલાંજ કોણ જાણે ક્યાંથીએ એકદમ લલિત ત્યાં આવી પહોંચ્યો અને બોલ્યો—"મુરબ્બી શ્રી ! સબુર કરો ! શાન્ત થાઓ; ઉતાવળા ન બનો ! ! "એટલું કહી તેણે સરદારના હાથમાંથી ખંજર લઇ લીધું !

લલિતને ત્યાં આવેલો જોઇ તે વૃદ્ધ સરદાર આશ્ચર્યચકિત થયો છતાં તેની કાંઇ પણ દરકાર ન કરતાં આજ્ઞાદર્શક સ્વરે કહ્યું કે—"પ્રભા ! બોલ, તારા શબ્દો ઉપર તારા આ જન્મદાતાની જીંદગીનો આધાર છે. માટે બોલ, તું મારી આજ્ઞા પાળીશ કે નહિ ?"

આ વખતે બિચારી મુગ્ધબાલા પ્રભાવતીની બુદ્ધિ હરાઇ ગઇ અને તે અચકાતાં અચકાતા બોલી કે—"પિતાજી ! હું તમારી આજ્ઞા પાળીશ !" એમ કહી તે રડતી રડતી પોતાના નિવાસ તરફ ચાલી ગઇ. લલિતસિંહ ત્યાંજ ઉભો હતો. તે આ પિતા–પુત્રિના ગોટાળામાં કાંઇ પણ સમજી શકયો નહિ. તેમજ આજ્ઞા કેવી અને શાની તે બાબતમાં પણ બિચારો નિર્દોષ યુવક કાંઇ જાણી શકયો નહિ. તેને સરદારે ત્યાંથી ચાલી જવાની આજ્ઞા કરતાંજ તે પણ પોતાના નિવાસ પ્રત્યે ચાલ્યો ગયો.

તે દિવસે સરદારે રણમલને પોતાની પાસે બોલાવી મંગાવ્યો અને દુર્જનસિંહની પાસે—રાજધાનીમાં—અત્યંત જરૂરનો એક પત્ર લઇ જવા એક ઘોડેસ્વારને તૈયાર કરવાની તેને આજ્ઞા આપી.

---

## પ્રકરણ ૧૦ મું.

### લલિતસિંહનું સાહસ.

સરદાર સજ્જનસિંહની પાસેથી પોતાના ઓરડામાં આવી લલિતસિંહ પોતાના મનમાંજ અનેક પ્રકારના—જુદી જુદી જાતના—વિચારો કરતો હતો. પરમ દિવસે પ્રભાવતી પાસે પોતાનું હૃદય ખુલ્લું કરી બતાવવાનું પોતે જે સાહસ કર્યું તેને માટે રહી રહીને તેના મનમાં આશ્ચર્ય થતું હતું. પોતાની ઉપર તેનો જે પ્રેમ છે, તેનું અંતિમ પરિણામ શું આવશે, તે બાબતમાં તેને ચિંતા થતી હતી. કારણ કે સજ્જનસિંહના અભિમાની સ્વભાવથી તે જાણીતો હતો. પોતાના આધારે અને પોતાનાજ અન્નથી મોટો થએલો એક નિરાધાર મનુષ્ય એકદમ પોતાની પુત્રીને ચાહે, એ વાત તે ગર્વિષ્ટ સરદારને કોઇ કાળે રૂચશે નહીં, એ વાત પણ તેના જાણવામાં હતી. આવા વિચારથી તેના

છાતી ધડકવા લાગી. પર્વતમાંથી પાછા આવતાં કુમાર ચંદ્રસિંહના વર્તન ઉપરથી તે પોતાની છાની વાત જાણી ગયો છે, એમ તેને ખાત્રીથી લાગ્યું. તેમજ એ વાત પણ જાણી ગયો હતો કે-તે અભિમાની કુમાર સદરહુ વાત પોતાના પિતાને કહ્યા વિના પણ રહેશે નહિ. પોતાની પુત્રીને એક તુચ્છ મનુષ્ય ચાહે છે, એ વાત જાણતાંજ તે સરદાર પણ ક્રોધાંધ થઇ જશે અને તે ક્રોધમાં ને ક્રોધમાંજ કાંઇનું કાંઇ કરી નાંખશે. એ બાબતમાં તેના હૃદયમાં ભયનો સંચાર થયો. થોડો વખત સુધી તે વિચારમાંજ ગુલતાન હતો એટલામાં તેના ઓરડાનો દરવાજો ઉઘડયો અને સરદારનો સેવક વીજલ અંદર આવ્યો. તે થોડીવાર પછી બોલ્યો-"લાલત! તમને કહેતાં મને બહુજ દુઃખ થાય છે છતાં લાચાર છું કે-મારા માલેકની આજ્ઞા આપને મારે કહી સંભળાવવીજ જોઇએ. અને તે દુઃખદાયક ફરજ મારે બજાવવીજ જોઇએ."

"શું માલેકનો હુકમ ?!" વીજલના મુખમાંથી તે શબ્દ સાંભળી લલિત એકદમ ચમક્યો. પોતે જે આફતથી ડરતો હતો તેજ તેની સમક્ષ આવીને ઉભી રહી. હવે ધીરજ ધરવીજ જોઇએ એવો વિચાર કરી તેણે ગંભીરતાથી કહ્યું-"વીજલ સરદારસાહેબની મને શી આજ્ઞા છે ?"

"તેમણે મારા મુખે તમને કહેવરાવ્યું છે કે આજથી બીજો હુકમ થતાં સુધી આજ ઓરડામાં તમારે ભોજન લેવું જોઇએ ?"

"બીજો હુકમ ?" લલિતે હુકમ એ શબ્દ ઉપર બહુજ ભાર દઇને કહ્યું-"એટલે શું-હવેથી સરદાર સાહેબ મારા પ્રત્યે એક નોકરની જેમ વર્તવા માગે છે ?" અહીં તેણે પોતાના ગુસ્સાને દબાવી દીધો. ક્રોધના આવેશમાં પોતાના મુખથી જે અવિચારી શબ્દો બોલાઇ ગયા તેને માટે તેને બહુજ માઠું લાગ્યું. થોડીવાર સુધી થોભી જઇને તે બોલ્યો-"બરાબર છે. હું તેમના અત્યંત આભારના ભારથી દબાએલો હોવાથી મને ગમે તેવી આજ્ઞા આપવાનો તેમને અધિકાર છે. વીજલ! તું સરદાર સાહેબને કહેજે કે-લલિત આપની ગમે તેવી આજ્ઞાનું પાલન કરવા તૈયાર છે અને આપે અત્યારે જે આજ્ઞા આપી છે, તેનું પણ તે પાલન કરશે."

"કુમાર! આપ મારા ઉપર તો ગુસ્સે નથી થયા ને? સરદાર સાહેબનો હુકમ આપને કહી સંભળાવવામાં મને બહુજ દુઃખ થયું છે, પરંતુ લાચાર કે હું તેમનો નોકર હોવાથી નિરૂપાયે મારે તેમ

કરવું પડયું. આપના ઉપર તેમની અવકૃપા થઇ છે તે માટે મને બહુજ દુઃખ થાય છે."

"વીજલ ! તારી આવી ભલી લાગણી માટે હું તારો અત્યંત આભાર માનું છું."

આ વાત સાંભળી ચતુર વીજલ ચેતી ગયો કે આ વખતે લલિતને એકાંતની બહુજ જરૂર છે, માટે તે એકદમ ત્યાંથી ચાલ્યો ગયો. તેના ગયા પછી લલિતે પોતાના ઓરડાનો દરવાજો બંધ કરી લીધો અને પોતે એક કોચ ઉપર આડો થયો. તેણે બન્ને હાથવડે પોતાનું મુખ ઢાંકી દીધું. તે થોડીવાર પછી પાછો ઉઠયો. આ વખતે તેની મુખમુદ્રા ઉપર ઉત્સાહનું કાંઇ પણ ચિહ્ન જણાતું ન હોતું. પળપળમાં તેની ચિત્તવૃત્તિઓ બદલાતી હતી—નવીન નવીન સ્વરૂપ ધારણ કરતી હતી. વચમાં તે મનમાં ને મનમાંજ બબડયો કેઃ—"મેં મારા હાથેજ આવી સ્થિતિ વહોરી લીધી છે." એટલુંજ કહી તે પાછો કોચપર ચિંતાતુર થઇને બેસી ગયો. આજ સુધી પોતાની બાબતમાં સરદારનો કેવો સારો મત હતો, પોતાની ઉપર તેમનો કેટલો બધો પ્રેમ હતો અને આજે પોતાના આચરણની હકીકત ચંદ્રને મુખે સાંભળી તેમને કેટલો બધો ખેદ થયો હશે—માઠું લાગ્યું હશે—પોતાની બાબતમાં તેમના મનમાં કેવા કેવા વિચારો આવ્યા હશે, તેની તેને કાંઇ પણ કલ્પના થઇ શકતી નહોતી. ઘણો વખત સુધી તે પોતાનેજ દોષ દેતો બેસી રહ્યો હતો.

સંધ્યાનો સમય થતાંજ વીજલ ભોજનનો થાળ લઇ અંદર આવ્યો. હજુ સુધી લલિત ચિંતામાં ને ચિંતામાંજ બેસી રહ્યો હતો. વીજલે પોતાના હાથમાંનો થાળ નીચે મૂકયો અને ખુણામાં પડેલો દીપક પ્રકટાવ્યો. પછી તે લલિતની પાસે જઇને બોલ્યોઃ—"કુમાર ! સરદાર સાહેબે મને આપની સેવામાં હાજર રહેવાનો હુકમ આપ્યો છે. આપને કોઇ પણ ચીજની જરૂર હોય તો મને કહેજો, હું આપને તે ચીજ લાવી આપીશ. કુમાર ! આપને કાંઈ પણ જોઇએ છે ?"

"મારે કોઇ પણ ચીજ જોઇતી નથી. પણ અત્યારે સરદાર સાહેબ શું કરે છે ?"

"કુમાર અને સરદાર બન્ને ભોજન કરે છે."

"અને પ્રભાવતી ?"

"તેમની તબિયત સારી નથી. મધુરી કહેતી હતી કે—થોડા

દિવસ પહેલાં પર્વતમાં એક વૃદ્ધ સ્ત્રીને જોવા સબબ તેમના હૃદયમાં ભયનો સંચાર થયો છે અને તેથીજ તેમની તબિયત સારી નથી. પણ કુમાર! તે સ્ત્રીની બાબત તો તમે પણ જાણતાજ હશો. કારણ કે તમે પણ તે વખતે તેમની સાથે હતા."

"હા. વીજલ, તારૂં કહેવું ખરૂં છે, પણ વીજલ, તેં મારો સંદેશો સરદાર સાહેબને કહ્યો હતો."

"તમારો સંદેશો મેં તેમને કહ્યો હતો પરંતુ તે સાંભળી સરદાર સાહેબ કાંઇ પણ બોલ્યા નહિ."

"વારૂ, વીજલ, હવે તું જા. મારે કાંઇ પણ જોઇતું નથી."

વીજલ ત્યાંથી ચાલ્યો જતાંજ લલિતે ઓરડાનો દરવાજો વાસી દીધો. પ્રભાવતીની તબિયત સારી નથી, તે જાણતાંજ તેના વિચારનો પ્રવાહ તે તરફ વળ્યો. ખરેખર પ્રભાવતી શું તે ભયાનક વૃદ્ધાને જોઇ ડરી ગઇ હશે? કે તેના પિતાએ તેને તેના ઓરડામાંજ રહેવાનું કહ્યું હશે? કે તેણે પોતેજ ઓરડામાંથી બહાર ન આવવા માટે પ્રકૃતિ સારી નથી, એવું બાનું કાઢયું હશે, એ બાબતનો જવાબ તે પોતાની વિચાર શક્તિ પાસેથી મેળવી શકયો નહિ. તે ઓરડામાંજ આમ તેમ ફરવા લાગ્યો. ઘણો વખત વીતી ગયા પછી ભોજનના થાળ તરફ તેની નજર ગઇ પરંતુ જમવાની તેને ઇચ્છા થઇ નહિ; છતાં બે કોળીઆ ખાઇ લેવાનો તેણે નિશ્ચય કર્યો. ભોજન ઉત્તમ હતું છતાં તેને તે ઠીક લાગ્યું નહિ. જેમ તેમ થોડું ઘણું ખાઈ તેણે હાથ ધોઇ લીધા અને પાછો તે કોચ ઉપર આવીને બેસી ગયો. આજથી પોતાનું તેજ ઓછું થઇ ગયું છે અને પોતે સરદારની નજરે તિરસ્કારને પાત્ર થયો છે, આ વિચાર તેના મનમાં આવતાંજ આ કિલ્લાનો ત્યાગ કરવાનો વિચાર તેના મનમાં આવ્યા વિના રહ્યો નહિ. આ વિચાર ઉત્પન્ન થતાંજ બીજો વિચાર પણ તેના મનમાં આવ્યો—આથી તેને કાંઇક ઠીક લાગ્યું. પ્રભાવતીને ચાહવામાં પોતાના તરફથી કાંઈ પણ ગુનો થયો હોય, એમ હવે તેને લાગ્યું નહિ અને જો કદાચ તે ગુનો હોય તો પણ આવા વખતે પ્રભાવતીને એકલીનેજ સંકટમાં સપડાવી દેવા જેવું છે, એમ તેને લાગ્યું. આવો વિચાર મનમાં આવતાંજ કિલ્લો છોડી જવાનો વિચાર તેણે ત્યાગી દીધો. આજે જો કે સરદારની પોતાના ઉપર ઇતરાજી થઇ છે, છતાં તેમની ભૂલ તેમને જણાઇ આવ્યા વિના નહીં રહે.

આવા આવા અનેક વિચારો તે કરતો હતો. આ વખતે અર્ધી રાત થઇ ગઇ હતી છતાં હજુ સુધી લલિતસિંહ પોતાના વિચારો-

માંને વિચારોમાંજ ગુલતાન હતો. કિલ્લાની ઘડીયાળમાં બારના ટકોરા થયા. લલિતની આંખો નિશ્ચળ હતી. નિદ્રાએ તેના ઉપર પોતાની સત્તા ચલાવવા માંડી હતી પરંતુ લલિતને 'તેના વિચારો નિદ્રાસ્વાદ લેવા દેતા નહોતા. ઘણો વખત સુધી તે નિશ્ચળ નજરે દીવાની તરફ જોતો સ્તબ્ધ રહ્યો હતો. વચમાં વચમાં દીપકનો પ્રકાશ નાનો મોટો થયા કરતો હતો. જેમ જેમ વખત વીતતો ગયો તેમ તેમ દીવાનો પ્રકાશ ઝાંખો થવા લાગ્યો. હવે દીવામાંનું તેલ પુરૂં થવા આવ્યું હશે, એમ તેને લાગ્યું પણ તેટલામાંજ દીપકનો બહુજ પ્રકાશ થયો. તેના ઓરડાનો દરવાજો ધીમે ધીમે ઉઘડવા લાગ્યો. થોડીજ વારમાં એક મોટો ધોળો પડછાયો દિવાલની ઉપર દેખાવા લાગ્યો. તે તરફ લલિતનું ધ્યાન ખેંચાયું. તે જોઇ લલિત જરા પણ ગભરાયો નહિ કે ભય પણ પામ્યો નહીં. તે નિશ્ચલ નજરે તે પડછાયા તરફ જોવા લાગ્યો. તેને એમજ લાગ્યું કે પોતે સ્વપ્નમાં છે અને કાંઇક જુએ છે; એટલુંજ ! ધીમે ધીમે દિવાલ ઉપરનો તે પડછાયો અલોપ થઇ ગયો અને તેને બદલે ત્યાં એક ધોળી આકૃતિ દેખાવા લાગી. તે ફેર-ફાર જોઇ લલિતે પોતાની આંખો ઉપર હાથ ફેરવી તે આકૃતિ તરફ ઝીણી નજરે નિરખીને જોવા લાગ્યો, પણ તે આકૃતિ કોની છે, એ તેના ધ્યાનમાં આવી શક્યું નહિ. ધીમે ધીમે તે આકૃતિ દીવાની પાસે આવવા લાગી. દીવાની પાસે આવતાંજ તે આકૃતિ પારદર્શક છે, એમ લલિતને જણાયું. કારણ કે તે આકૃતિની અંદરથી દીપ-કનો પ્રકાશ સાફ સાફ દેખાતો હતો. ફરતી ફરતી તે આકૃતિ લલિ-તની પાસે આવી અને પોતાનો હાથ લાંબો કરી લલિતને પોતાની પાછળ પાછળ ચાલ્યા આવવાની ઇશારત કરી. લલિતના મનમાં તે વખતે તે આકૃતિને જોઇ-શા વિચારો આવ્યા તે, તે પોતે સમજી શક્યો નહિ કે જાણી શક્યો નહિ ! અથવા તે આકૃતિને જોવાથી તે પોતે જરા પણ ભય પામ્યો નહિ. તે એકદમ કોચ ઉપરથી ઉઠીને ઉભો થયો અને તે આકૃતિની પાછળ પાછળ ચાલવા લાગ્યો.

લલિતસિંહ પોતાની પાછળ પાછળ ચાલ્યો આવે છે, તે જોતાંજ તે ધોળી આકૃતિ ઓરડામાંથી બહાર નિકળી. તે આકૃતિથી લગભગ દસબાર હાથ છેટે લલિત તેની પાછળ પાછળ ચાલ્યો જતો હતો. તેણે પોતાની સાથે દીવો પણ લીધો નહીં અને દીવાની જરૂર પણ નહોતી. કારણ કે તે ધોળી આકૃતિનો પ્રકાશ આસપાસમાં એટલો બધો પડતો હતો કે-જેને લીધે રસ્તામાં ચાલવા જેટલો ભાગ લલિતને સારી રીતે

દેખાતો હતો. આ સમયે કિલ્લામાં સર્વત્ર શાન્તતા હતી. તે આકૃતિ ધીમે ધીમે ચાલતી કિલ્લામાંના દેવમંદિરની પાસેના એક ખુણા પાસે આવી ઉભી રહી. તે બન્નેના ચાલવાનો જરાપણ અવાજ થતો નહોતો. તે આકૃતિ ઉભી રહી એટલે લલિતને પણ ઉભું રહેવું પડ્યું. મંદિરનો દરવાજો ઉઘાડો હતો અને દેવમૂર્તિ સમક્ષ બે દીવા બળતા હતા. થોડીવાર પછી તે આકૃતિએ પોતાનો હાથ તે મંદિર તરફ લંબાવ્યો. લલિતને તે મંદિરમાં જવા માટે આંગળી વતી તે આકૃતિએ ઇશારો કર્યો. મંદિરમાં એક માણસ નીચું માથું કરીને બેઠો હતો. તેણે બન્ને હાથથી પોતાનં મુખ ઢાંકી લીધું હતું. તે માણસ ઘણો વખત સુધી ચુપચાપ બેઠો હતો. પછી તે ઉઠીને ઉભો થયો અને કાંઇક બબડતો તથા બહુજ ઝીણા સ્વરે રોવા લાગ્યો. પછી તેણે ધીમે ધીમે પોતાના ગાલ ઉપર તમાચા મારી લીધા અને પરત્માની મૂર્તિને સાષ્ટાંગ નમસ્કાર કર્યા. આ આશ્ચર્યજનક દેખાવ લલિત જોઇ રહ્યો. આટલી મોડી રાત્રે એકલોજ તે મનુષ્ય પશ્ચાત્તાપ કરે છે એ ઉપરથી લલિતને લાગ્યું કે–તે મનુષ્ય પાપી હોવો જોઇએ. થોડી વાર પછી તે પાપી મનુષ્ય ઉઠયો અને આસપાસ ભયભીત દૃષ્ટિ નાંખી ત્યાંથી બહાર આવ્યો. તે લલિતની પાસેથી પસાર થયો. તેને ઓળખવા માટે લલિતે બહુજ કોશીશ કરી છતાં તે મનુષ્યની મુખમુદ્રા તેના જોવામાં ન આવી તે નજ આવી. તે મનુષ્યે દેવમંદિરમાંથી નિકળતાંજ મંદિરનો દરવાજો બંધ કરી લીધો. રાત્રિના અંધકારમાં તે મનુષ્ય અદ્રસ્ય થતાંજ લલિતને આકર્ષી જનારી આકૃતિ હાલવા લાગી. તે આકૃતિ લલિતનેજ સ્પષ્ટપણે દેખાતી હતી. હવે પોતે પાછો પોતાના ઓરડામાં જશે, એમ લલિતને લાગ્યું પણ તેની આગળ ચાલનારી તે આકૃતિએ પોતાનો રસ્તો બદલ્યો. તે બન્ને કિલ્લાના દક્ષિણ દરવાજા પાસે આવી પહોંચ્યાં. આકૃતિએ પોતાના સામર્થ્યથી ધીમે રહી દરવાજો ઉઘાડયો અને તે બન્ને કિલ્લાની બહારના ભાગમાં આવ્યા. હવે તેઓ એક ગાઢ ઝાડીમાંથી પસાર થવા લાગ્યા. લલિત તે આકૃતિની પાછળ પાછળ ચાલ્યો જતો હતો. પોતે જરા આગળ વધીને જોયું તો તેની આગળજ એક માણસ ઉતાવળો ઉતાવળો ચાલ્યો જાય છે, એમ તેના જોવામાં આવ્યું. તેની પાછળ પાછળ–લગભગ એક કલાક સુધી ચાલ્યા પછી તેને એક સ્ફાટિકસ્તંભ દેખાવા લાગ્યો. ત્યાંજ લલિતની આગળ ચાલનારા મનુષ્યે આસપાસ પોતાની નજર ફેરવી. તે મનુષ્ય ભયભીત જેવો લાગતો હતો અને તેની નજરમાં શંકાનો નિવાસ હતો. આ વખતે

લલિત એક વૃક્ષની પાછળ છુપાઇ ગયો. તેણે પુનઃ બારીક નજરે જોયું તો તેને જણાયું કે–તે સ્થાને સરદાર કિશોરસિંહ અને તેની ધર્મપત્નીનું ખૂન થયું હતું અને તેજ સ્થાનપર તેમના સ્મરણ માટે બાંધેલો સ્ફાટિકસ્તંભ હતો.

તે દુર્ભાગી–લલિતની આગળ આગળ ચાલનાર–મનુષ્યે તે સ્તંભની પાસે જતાંજ ઢીંચણ ભૂમિ ઉપર ટેકવી લગભગ અર્ધો કલાક મનમાં ને મનમાંજ કાંઇક બબડતો હતો. પરંતુ લલિત તેનાથી છેટે હોવા સબબ તેના બબડવાનો ભાવાર્થ જરા પણ સમજી કે જાણી શક્યો નહિ. તે મનુષ્ય પાછો ફર્યો અને કિલ્લા તરફ જવા લાગ્યો. તેની પાછળ પાછળ લલિત પણ જવા લાગ્યો. ગાઢ ઝાડીમાં આવતાંજ તે મનુષ્ય કોણ જાણ ક્યાંએ ગુમ થઇ ગયો અને અનુમાનથી લલિત પણ દુર્ગના દરવાજે આવી પહોંચ્યો. લલિતે દરવાજો હડસેલી જોયું તો દરવાજો અંદરથી બંધ હોવાનું તેના જાણવામાં આવ્યું. ઘણું કરીને પોતાની આગળ આવેલા મનુષ્યે અંદરથી દરવાજો બંધ કર્યો હશે, એમ તેને લાગ્યું. તે એક ક્ષણને માટે જરા ગુંચવાઇ ગયો, હવે પોતે કિલ્લામાં જઇ શકશે નહિ અને સવાર થતાં સુધી બહાર પડી રહેવું પડશે, એવો વિચાર મનમાં આવતાંજ તેનું ધ્યાન દરવાજાના એક ખુણા તરફ ખેંચાયું-તો તે ચમત્કારિક આકૃતિ તેના જોવામાં આવી. તે આકૃતિએ દરવાજાને હાથ અડકાડયો તેટલામાંજ ધીમેથી દરવાજો ઉઘડયો અને તે આકૃતિએ કિલ્લામાં પ્રવેશ કર્યો. તેની પાછળ લલિત પણ કિલ્લામાં આવ્યો. તે બન્ને દરવાજો ઓળંગી ગયા કે દરવાજો પુનઃ બંધ થઇ ગયો. હજુ લલિતની આગળ તે શ્વેતાકૃતિ ચાલતી હતી. તે આકૃતિએ આખરે લલિતને તેના ઓરડામાં લાવી મૂક્યો. ઓરડામાં આવતાંજ લલિતને લાગ્યું કે–પોતે બહુજ થાકી ગયો છે. તે એકદમ પથારીમાં સૂઇ ગયો. થોડીવાર પછી તેણે આંખો ચોળી ઓરડામાં ચારે તરફ જોયું તો તે આકૃતિ તેના જોવામાં આવી નહિ! અને જોત જોતામાંજ તે ગાઢ નિદ્રામાં પડયો. બીજે દિવસે ઉઠતાંજ તેના પગ અને માથું દુખવા લાગ્યાં. રાત્રે જોએલ ચમત્કારિક બનાવની બિના એક પછી એક તેને યાદ આવવા લાગી. ઘણો વખત સુધી વિચાર કર્યા પછી રાતે જોયેલો તમામ બનાવ સ્વપ્ન જેવો હતો એમ તેને લાગ્યું પણ પગ તરફ નજર જતાંજ તે બહુજ ગુંચવાઇ ગયો. જો તે પોતે રાતના સઇજ રહ્યો હોય તો પગ અને માથું દુખવાનું કારણ શું? એ વા-

તનો કાંઇ પણ ખુલાસો તે કરી શકયો નહિ અને આશ્ચર્યના સાગરમાં—વિચાર સાગરમાં—તે વધુને વધુ ગોથાં ખાવા લાગ્યો. એટલામાં તેને પુનઃ કાંઇક સ્મરણ થયું એટલે તેણે પોતાના પગ ઉપરનું વસ્ત્ર કાઢી નાંખ્યું. પોતાના પગ ધૂળથી ખરડાએલા છે, કેટલેક ઠેકાણે કાંટા લાગ્યા છે અને તેમાંથી લોહી નિકળ્યું, તે જામી ગયું છે, અને તેનાજ ડાઘ કપડા ઉપર પણ પડયા છે, તે જોતાંજ તે જરા ચમકયો!

રાત્રે પોતે જે કાંઇ જોયું તે માત્ર સ્વપ્નજ નહીં પણ સર્વથા સત્ય હતું એમ તેને લાગવા માંડયું. વિચારને અંતે તેમાં કાંઇ પણ શંકા કરવા જેવું તેને લાગ્યું નહિ. પણ પોતે જે મનુષ્યને રાત્રે જોયો હતો તે કોણ હશે—તે સ્ફટિકસ્તંભ પાસે ગયો અને તેણે પશ્ચાત્તાપ કર્યો તેનું કારણ શું હશે—તેવો પશ્ચાત્તાપ કરવા જેવું એવું કયું પાપ તે માણસના હાથે થયું હશે—તે અદ્‌ભૂત શ્વેતાકૃતિએ તે સર્વ પ્રકાર પોતાને દેખાડવામાં તેનો શો હેતુ હશે—એવા એવા એક નહિ પણ અનેક વિચારોનું તુમુલયુદ્ધ તેના હૃદયમાં ચાલતું હતું. તેણે તે રાત્રે જે કાંઇ અનુભવ્યું હતું તે બાબતમાં તેને જરા પણ ભય લાગ્યો નહિ. તે બનાવ જો કે ભયંકર હતો પણ લલિતસિંહ જેવો શૂરવીર યુવક તેથી ડરી જાય, એ અશકય હતું. તેના મનને એમ પણ લાગ્યા વિના રહ્યું નહિ કે—તે શ્વેતાકૃતિએ પોતાને જે બનાવ દેખાડયો તેમાં કોઇ પણ પ્રકારની દૈવિક પ્રેરણા તો જરૂર હોવીજ જોઇએ અને આ કિલ્લામાંના ભયંકર રહસ્યનો સ્ફોટ થવા માટે પોતાની તરફથી કોઇ પણ જબરદસ્ત કોશીશ થવીજ જોઇએ અને તેથીજ આ વિચિત્ર બનાવ પોતાની નજરે પડયો હોવો જોઇએ! આવા વિચારથી તેણે પોતાના મનનું સમાધાન કર્યું ખરૂં છતાં તેને આ બાબતમાં રહી રહીને અત્યંત આશ્ચર્ય તો લાગતુંજ હતું!

---

## પ્રકરણ ૧૧ મું.

---

### દુર્જનનું આગમન.

ગયા પ્રકરણમાં અમે જે હકીકત લખી આવ્યા તેને આજે એક અઠવાડિયું થઇ ગયું હતું. હજુ સુધી અમારી આ નવલકથાનો મુખ્ય નાયક લલિતસિંહ પોતાના ઓરડામાંજ જમતો હતો. હમણાં હમણાં તે કિલ્લામાંથી બહાર જવા લાગ્યો હતો. કોઇ કોઈ વખતે ચંદ્રસિંહ સાથે તેને અચાનક ભેટો થઈ જતો, પણ તે તેની સાથે કાંઇ પણ બોલતો

નહિ. લલિત તેની યોગ્યતા યાદ કરી વિનયથી તેને નમતો. લલિત તરફ સરદાર સજ્જનસિંહની વર્તણુક પોતાના પુત્ર કરતાં ઉલટીજ હતી. તે હજુ પણ તેની સાથે પ્રેમપૂર્વક વાતચિત કરતો હતો, પણ તે ભાષણમાં નકામી સાવચેતી બહુ રાખતો. જ્યારથી લલિતને પોતાના ઓરડામાંજ ભોજન કરવાની સજા થઇ ત્યારથી પ્રભાવતીની મુલાકાત તેને થઇ નહિ. હમણાં હમણાં પ્રભાવતી ભાગ્યેજ પોતાના ઓરડામાંથી બહાર નિકળતી અને જ્યારે તે બહાર ફરવા જતી ત્યારે તેનો પિતા અથવા ભાઇ તેની સાથે જતા. વીજલ વિગેરે નોકરો તેની સાથે પહેલાંની જેમજ વર્તતા. વૃદ્ધ સરદારની તેના ઉપર ઇતરાજી થઇ તે રાત્રે તેણે જોએલ ચમત્કારિક દેખાવ કે તેવીજ કોઇ વાત તેણે પુનઃ અનુભવી નહિ. તે વિષય ઉપર લલિતે ઘણા ઘણા વિચારો કર્યા પણ તે ચમત્કારિક રહસ્યની બાબતમાં તે કાંઇ પણ જાણી કે સમજી શક્યો નહિ.

લલિતસિંહ એક બાબતમાં બહુજ દુઃખી હતો. દિવસનો ઘણો ભાગ તે પ્રભાવતીના વિચારમાં વિતાવતો. તેના સુખ સમાગમમાં વીતાવેલા દિવસોનું તેને ઘડી ઘડી સ્મરણ થતું અને તેથી તેનું હૃદય દુઃખથી વ્યાપ્ત થઇ જતું. ઘણા દિવસ થયા છતાં તેની તરફના કાંઇ પણ સમાચાર તેને ન મળવાથી દિવાના જેવી તેની સ્થિતિ થઇ ગઇ હતી. પોતે અત્યારે અહીં બેઠો છે, આ સમયે તે શું કરતી હશે? તે દુઃખમાં હશે કે સુખમાં? તે કોઇ વાર પોતાની બાબતમાં વિચાર કરતી હશે કે કેમ? તેને મારી અત્યારની સ્થિતિ માટે દુઃખ થતું હશે કે નહીં? આવા પ્રશ્નો તે પોતાના મનને પૂછી દિવાનાની જેમ વિચાર, વિચાર ને વિચારજ કર્યા કરતો.

થોડા દિવસ પહેલાંજ વીજલે કિલ્લાનો માલેક થોડા દિવસમાં અહીં આવનાર છે, એવી ખબર તેને આપી હતી પણ તે શા માટે આવનાર છે, તેની તેને ખબર નહોતી. તેના આવવાનું ખરું કારણ સરદાર સજ્જનસિંહ, ચંદ્રસિંહ, પ્રભાવતી અને તેની સાહેલી મધુરી એ ચાર જણાજ જાણતા હતા અને તેઓએ તે છુપું રાખ્યું હતું. પોતાના પરમપ્રેમનું પવિત્ર સ્થાન પ્રભાવતીનો દુર્જનસિંહ સાથે સત્વર વિવાહ થવાનો છે, એ વાત લલિતની કલ્પનામાં કે સ્વપ્નમાં પણ આવી નહીં. તે બન્નેનો વિવાહ થઇ જાય ત્યાં સુધી પોતાને સજ્જનસિંહે કિલ્લામાં રાખી લીધો હતો, એ પણ તેના પર ઉપકાર કરનારનો વિચાર, તેના જાણવામાં આવ્યો નહોતો.

વ્હાલા વાંચક! આપણી આ નવલકથાના નાયકની થોડી ઘણી

સ્થિતિ તમારા જાણુવામાં આવી ગઇ છે પરંતુ નાયિકાની સ્થિતિ કેવી હતી? તે હવે આપણે જોઇએ.

અરેરે! તે બિચારી ભગ્નહૃદય મુગ્ધાકુમારીનો સર્વ તરફથી નિરાશા થઇ હતી. લલિત ઉપર પોતાનો પ્રેમ છે ખરો કે? એ બાબતમાં તેને પ્રથમ નિશ્ચય નહોતો. પણુ તેનું દર્શન અચાનક બંધ થતાંજ તેને ખરા પ્રેમની કલ્પના આવવા લાગી. હમણાં હમણાં લલિત શિવાય તેને કાંઇપણુ સૂઝતું નહોતું. તેની તમામ ક્રિયામાં તેનો હૃદયવલ્લભ લલિત તેને દેખાઇ આવતો. તેને એક વખત જોઇ આવું, તેની સાથે થોડી પ્રેમની વાતચીત કરી આવું અને તેને હિંમત પણુ આપી આવું, એમ વારંવાર તેના મનમાં આવતું પરંતુ પોતાના પિતાની ક્રોધાંધ અને ઉગ્રમૂર્તિ ધ્યાનમાં આવતાંજ તેના વિચારો કોણુ જાણે કયાંએ ઉડી જતા! અને તે નિરાશ, હતાશ અને નાહિંમત થઈ જતી. આમ વારંવાર થઇ આવવાથી તે હમણાં હમણાં લલિતની બાબતમાં સંપૂર્ણુ નિરાશ થઇ હતી. ગમે તેમ થાય છતાં પિતાનું વચન—આજ્ઞા—પોતે માન્ય કરવુંજ જોઇએ, એ વાત તે પિતૃભક્તપુત્રીના જાણુવામાં હતી. વચમાં વચમાં તે લલિતને ભૂલી જવાની કોશીશ કરતી પરંતુ હજુ સુધી તેમાં તેની ઇચ્છા પૂર્ણુ થઇ નહોતી. છેલ્લા બે ત્રણુ દિવસથી તે પોતાના ઓરડામાંથી બહાર પણુ આવતી નહીં. દિવસે દિવસે તેની સ્થિતિ શોચનીય થવા લાગી. પ્હેલાંનું તેનું આનંદજનક અને પ્રફુલ્લિત મુખકમલ ક્યાં અને અત્યારેની કરમાઇ ગએલી અને દુ:ખથી વ્યાપ્ત થએલી મુખમુદ્રા ક્યાં!! બન્નેમાં અવની અને આકાશ જેટલું અંતર પડી ગયું હતું. તેની સ્થિતિ બહુજ શોચનીય થઇ ગઇ હતી. તે જયારે ને ત્યારે ઉદાસ દેખાતી. હમણાં હમણાં તો તે બહુજ થોડું બોલતી. તેની દાસી મધુરી તેને આનંદ થવા માટે અનેક પ્રયત્નો કરતી પરંતુ તેનો જરાએ ઉપયોગ થતો નહિ.

અજયદૂર્ગમાં આવી રહેલા સરદાર સજ્જનસિંહની ઉપર પ્રમાણેની સ્થિતિ હતી. એક દિવસે કિલ્લામાં એક સ્વાર એવા ખબર લઇ આવ્યો કે—કિલ્લાનો માલિક અહીંથી છ સાત ગાઉના છેવટના મુકામ ઉપર આવી પહોંચ્યો છે અને તરતમાં જ તે અહીં આવી પહોંચશે. તે ખબર સાંભળતાંજ સજ્જનસિંહ પોતાનો પુત્ર અને બીજા પણુ કેટલાક માણુસો લઇ સરદાર દુર્જનસિંહને માન આપવા તેની સામે જવાની તૈયારી કરવા લાગ્યો. તેણે પોતાની પુત્રીને તેવા ખબર આપવા એક માણુસને મોકલ્યો અને પોતે પોતાના પુત્ર અને

કેટલાક ઘોડેસ્વારો સાથે લઇ કિલ્લાની બહાર નિકળ્યો. તે ક્રમે ક્રમે સામેથી ચાલ્યા આવતા દુર્જનસિંહને જઇ મળ્યો. એક બીજાની કુશળતા પૂછાઇ. દુર્જનસિંહની સાથે પણ કેટલાક હથિયારબંધ ઘોડેસ્વારો અને નોકરો હતા. તે સર્વેના પોશાક અને ઘોડાઓ ભપકાબંધ તથા ઉત્તમ હતા. દુર્જનસિંહનો પોશાક તો બહુજ કિંમતી હતો. તે એક દેખાવડા અને ઉત્તમ ઘોડા ઉપર સ્વાર થયેલો હતો. તેણે બહુ લાંબી મુસાફરી કરી હતી છતાં તેનો ઘોડો બીજા ઘોડાઓ કરતાં તાજો અને ઉત્સાહિત લાગતો હતો. એકંદરે તેની બાહ્ય પરિસ્થિતિ પ્રમાણે મુખમુદ્રા પ્રફુલ્લિત કે આનંદિત લાગતી નહોતી અને તેનું કારણ સજ્જનસિંહે તેને પૂછ્યું પણ ખરૂ ! તેના જવાબમાં તેણે જણાવ્યું કે આજે ઘણા દિવસ થયા મારી તબિયત સારી નહોતી. ઉપરાંત લાંબેથી હું કંટાળા ભરેલી મુસાફરી કરતો આવું છું તેથી તમને મારા ચહેરા ઉપર જરા ઉદાસી જણાતી હશે. " થોડીવાર પછી દુર્જને ચારે તરફ જોઇને કહ્યું–" શું આપની સાથે લલિત આવ્યો નથી ? "

" ના. હમણાં હમણાં તેના ઉપર મારી અવકૃપા થઇ છે અને મેં તેને તેના ઓરડામાંજ રહેવાની આજ્ઞા કરી છે. પણ હવે તે વાત જવા દો. તેની બાબતમાં તમે મને વધારે ન પૂછો તો બહુ સારૂં ! " સરદાર સજ્જને કહ્યું.

આવી રીતે વચમાં વચમાં વાતચિત કરતું તે મંડળ ચાલ્યું જતું હતું. સરદાર સજ્જન અને દુર્જનના ઘોડાઓ સૌથી આગળ હતા. થોડીવારમાં તેઓએ એક સાધારણ ઝાડીમાં પ્રવેશ કર્યો. તે ઝાડીમાં દસબાર ડગલાં આગળ વધી સરદાર દુર્જનનો ઘોડો એકદમ અચાનક ચમક્યો. દુર્જન બળવાન હતો છતાં ઘોડા ઉપર કાબૂ રાખી શક્યો નહિ. ઘોડાએ કાન ફફડાવીને પોતાના નાકમાંથી ફુંફૂં એવો અવાજ કાઢી એવી રીતે કૂધો કે જેથી તેનો સ્વાર એકદમ નીચે પૃથ્વી ઉપર પછડાઇ પડ્યો ! દુર્જનસિંહને ઘોડા ઉપરથી નીચે પછડાઇ પડેલો જોતાંજ સજ્જન, ચંદ્ર અને તેના અનુચરો તેની મદદ દોડી આવ્યા. તેઓએ તેને બેઠો કર્યો. એટલામાંજ તે ઝાડીમાંથી અચાનક એક વૃદ્ધ સ્ત્રી બહાર નીકળી આવી ! તેના શરીર ઉપરનાં વસ્ત્રો ફાટેલાં હતાં અને તેના હાથમાં એક લાંબી લાકડી હતી અને તેને તે વારંવાર ફેરવતી હતી. તેના તરફ કુમાર ચંદ્રસિંહની નજર જતાંજ તે બોલ્યો–"જુઓ, જુઓ ! આ તેજ દુષ્ટ ડોસી છે ! "

હમણાં ઘોડા ઉપરથી કોણ પછડાઇ પડયું ?" તે ડોસીએ ચંદ્ર પાસે આવી કર્કશ સ્વરે તેને પૂછ્યું.

" ચાંડાળણી ! તે કોણુ હતું, એ તારે શા માટે પૂછવું પડે છે ? ઓ દુષ્ટા ! તારે લીધે જ સરદાર દુર્જનસિંહને આજે અકસ્માત નડ્યો !"

"કોણુ સરદાર–દુર્જન ? શું દુષ્ટ દુર્જન ઘોડા પરથી પડ્યો ?" એટલુંજ તે કઠોર સ્વરે બોલી અને પછી એવા તો જોસથી એક ચીસ પાડી કે જેથી તમામ સ્વારોના ઘોડા ચમકી ગયા–ભડકી ગયા. પછી તેણે વાંકુ ચુંકું મુખ કરીને–" દુષ્ટ સરદાર દુર્જન !" પાંચ વાર કહી જોર જોરથી ભયંકર બૂમો પાડવા માંડી. તેની બૂમોથી આખું જંગલ ગર્જવા લાગ્યું. દરેક સ્વાર પોતાના ઘોડાને કબજામાં રાખી શક્યો નહિ. આખા મંડળમાં ભયંકર કોલાહલ શરૂ થયો અંત તે જોતાંજ તે વૃદ્ધ સ્ત્રી ફરી વિકટહાસ્ય કરી એક ક્ષણુમાં તે ઝાડીમાં અલોપ થઇ ગઇ !

"આ ભયંકર સ્ત્રી કોણ છે ?" પોતાના સેવકો તરફ જોઇ દુર્જને પૂછ્યું. તેના આ સવાલનો તેના સેવકોમાંથી કોઇએ કાંઇ પણ ઉત્તર આપ્યો નહીં. ત્યારે ચંદ્રસિંહને તેણે પૂછ્યું–" કુમાર ! શું તે સ્ત્રીને તમે ઓળખો છો ?"

"આ સ્ત્રીને મેં એજ જંગલમાં પહેલાં બે વાર જોયેલ છે. તે સ્ત્રી મહાન્ જાદુગરણી કે ચેટકી હોવીજ જોઇએ. એવી મારી માન્યતા છે."

"આવી ભયંકર અને દુષ્ટ સ્ત્રી મારા રાજ્યની સરહદમાં રહે, એ સારૂં નહિ. રણુમલને કહી મારે તેનો બંદોબસ્ત કરવો જોઇએ."

"પણુ આપને કાંઇ ઇજા તો નથી થઇને ?" સજ્જને પૂછ્યું.

"ના. ફકત જરા હાથે વાગ્યું છે એટલુંજ." એમ કહી તે ફરી ઘોડા ઉપર ચઢી બેઠો.

ફરી તે મંડળ અજયદુર્ગના માર્ગે ચાલવા લાગ્યું. ઝાડીમાંથી ખુલ્લા મેદાનમાં આવતાંજ ઘણા માણુસો દુર્જનને મળવા આવ્યા હતા તે તેને મળ્યા. સૌની આગળ વૃદ્ધ દુર્ગરક્ષક રણુમલ હતો. દુર્જનના આશ્રિત લોકોને આજે આનંદ થવાનું કારણુ એટલુંજ હતું કે દુર્જન ઘણા દિવસ પછી ત્યાં આવ્યો હતો. આ મનુષ્યો પહેલાથીજ ખુલ્લા મેદાનમાં આવી એકઠા થયા હતા. ત્યાં–દુર્જન પોતાના મંડળ સાથે આવતાંજ ત્યાં–એકત્ર થએલા સર્વ લોકોએ તેને અદબથી–વિનયથી નમન કર્યું. તે સર્વ મંડળ આનંદપૂર્વક દુર્ગના દરવાજા સુધી આવી પહોંચ્યું. દુર્જનસિંહ ત્યાં આવતાંજ રિવાજ પ્રમાણે મૂઠી ભરીને સોનાનાણું પોતાના ઉપરથી ઓવારી ફેંકી દીધું.

આ વખતે તે સર્વની આગળ હતો. તેના ઘોડાએ દરવાજામાં પગ મૂકતાંજ શસ્ત્રાગારમાં સર્વાંગકવચ અને શિરસ્ત્રાણુ બન્ને પોતાની મેળેજ જમીન ઉપર પછડાયાં. તે સાથેજ એક ગર્જના કરતો ભયંકર અને હૃદયભેદક અવાજ દુર્જન અને રણમલના સાંભળવામાં આવ્યો. તે સાંભળતાંજ એકદમ તે બન્નેનાં મુખ ઉતરી ગયાં. સજ્જનસિંહ પણ ચમકયો અને ત્યાં એકત્ર થએલા તમામ લોકો તથા ઘોડેસ્વારો ભય અને આશ્ચર્યથી ચકિત થઇ એક બીજા તરફ જોવા લાગ્યા!

તે અવાજ સજ્જનસિંહના સાંભળવામાં આવતાંજ—વૃદ્ધ રણમલે થોડાં વર્ષો પહેલાં કિલ્લામાં બનેલા બનાવની જે ભયંકર અને સંપૂર્ણ હકીકત કહી સંભળાવી હતી તે તમામ હકીકત તેની દૃષ્ટિ સમક્ષ આવીને ખડી થઇ. તે સમયથીજ સજ્જનસિંહ માનવા લાગ્યો હતો કે આવો ચમત્કારિક બનાવ બને તે ભવિષ્યમા આવનારી કોઇક ભયાનક આફતની સૂચના આપનાર છે. તેણે એકદમ રણમલ તરફ જોયું—પણ તે વૃદ્ધ વાંદરાએ સજ્જન પોતાની તરફ જુએ છે, એમ જાણતાંજ પોતાના ચહેરામાં બિલકુલ ચળાવિચળ થવા દીધી નહિ. આખરે તમામ મનુષ્યો દુર્ગમાં જઇ પહોંચ્યા.

---

## પ્રકરણ ૧૨ મું.

---

### વીજલની મદદ.

તે દિવસે દુર્ગમાંના સર્વે લોકોને—કિલ્લાના માલેકના આવવાથી બધાને—બહુજ આનંદ થયો અને તેમ થાય એ સ્વાભાવિકજ હતું; પરંતુ તરતમાંજ થએલા અકસ્માતથી અને અચાનક બનેલા ભયંકર બનાવથી સર્વનાં ચિત્ત અશાંત થઇ ગયાં હતાં. કેટલાંક વર્ષો પહેલાં તે કિલ્લાના મર્હુમ માલેકે દુર્ગમાં પ્રવેશ કર્યો ત્યારે પણ એવોજ ભયાનક બનાવ બન્યો હતો અને તેનું પરિણામ પણ બહુજ ભયંકર અને શોચનીય આવ્યું હતું. એ વાત વર્ષોના વર્ષો વીતી ગયાં હતાં છતાં તે તેઓ ભૂલ્યા નહોતા. સાયંકાળે ભોજનની સર્વ તૈયારી થઈ. સર્વે લોકો ભોજન કરવા એકઠા થયા. ત્યારે સરદાર સજ્જનસિંહે ચંદ્રસિંહને પ્રભાને બોલાવી લાવવા મોકલ્યો. ત્યાર પછી દુર્જનસિંહે કહ્યું:—"સરદાર સજ્જનસિંહજી! આજે મારા મનમાં જરા પણ ઉત્સાહ નથી. આજે ઘણાં વર્ષો પછી અહીં આવતાં રસ્તામાંના

જાણીતાં સ્થળો અને મારા પ્રિય મોટાભાઈના સ્મરણાર્થે બંધાવેલો સ્તંભ વિગેરે......

" જોઇને ચિત્તને ખેદ થાય એ બનવા જોગ છે. ઉપરાંત અહીં આવતાં દરવાજે બનેલા અકસ્માતો ! એટલે હૃદયને ખેદ તો થાયજ ! " સરદાર સજ્જનસિંહે વચમાંજ કહ્યું.

સજ્જનસિંહનો જવાબ સાંભળતાંજ દુર્જન મનમાંને મનમાંજ જરા ચમક્યો. તેને શો જવાબ આપવો, તેની તેને સૂઝ પડી નહિ. એટલામાંજ પ્રભાવતી ત્યાં આવી પહોંચવાથી બન્નેમાં થતી વાતચિત અટકી. પોતાના પિતાની આજ્ઞાથી અને તેને નારાજ ન કરવાના હેતુથીજ તેણે આજે કિંમતી પોશાક પહેર્યો હતો. તેને લીધે તેના રૂપ વૈભવમાં પહેલાં કરતાં હજાર ગણી શોભા આવી હતી અને તે પહેલાં કરતાં બહુજ મનમોહક દેખાતી હતી. તેણે કાળારંગનો સાળુ પહેર્યો હતો. તેનાથી તેની શ્વેતવર્ણી કમનીય કાયા બહુજ શોભતી હતી. જરીથી ભરેલી તંગ અને તસતસતી કંચુકી–ધારણ કરવાથી કુચપ્રદેશ પુષ્પગુચ્છની જેમ શોભતો હતો. તે કુચપુષ્પના ગુચ્છના મધ્યભાગમાં જુદી જુદી જાતનાં હીરામોતીના કિંમતી દાગિનાઓ ચમકતાં હતાં. યૌવનાવસ્થાને લીધે તેનાં સર્વે અવયવો પ્રફુલ્લિત થવાથી તેની દેહલતા બહુજ રમણીય દેખાતી હતી. અહાહા ! તેની દેદીપ્યમાન–કમનીય કોમળ કમળના કુસુમ જેવી ખીલેલી ગુલાબી કાન્તિ, મધુર અવયવો, ગૌરવર્ણની શરીરપ્રભા ઇત્યાદિકોનું સૌંદર્યમયી સુંદરીની સાથે સમ્મેલન થવાથી તે ઉપર ઉપરથી અનહદ રમણીય લાગતી હતી છતાં તેના મુખ ઉપર શોક અને ચિંતાની આછી આછી છાયા તો છવાએલી હતીજ !

આવા અલૌકિક રમણીય રત્નની પોતાને પ્રાપ્તિ થવાની છે, એવો વિચાર દુર્જનના મનમાં આવતાંજ તત્કાળ તે થોડા સમય પહેલાં બનેલા ભયંકર બનાવ અને અકસ્માતને એકદમ ભૂલી ગયો. તે પ્રભાવતીના ચંચળ–ચપળ–કુરંગ નયનો તરફ જોવા ક્ષણે ક્ષણે–પળે પળે–લાગ્યો. એમ ઘણો વખત સુધી વારે વારે તેની તરફ જોવાથી તેના જાણવામાં આવી ગયું કે–પ્રભાવતી પોતાની તરફ બહુજ તિરસ્કારથી જુએ છે !

વાંચકો ! આપણે આ સ્થળ છોડી કિલ્લાની બીજી તરફ–એજ સમયે–શું થાય છે, તે જોઇએ.

આજે આખો દિવસ લલિતસિંહ પોતાના ઓરડામાં ઉદાસ થઇ બેસી રહ્યો હતો. પોતાને આજે આમ કેમ થાય છે, તે બાબતમાં તે કાંઇ પણ સમજી શકતો નહોતો. તેની આટલી ઉમરમાં તેને આજે

બહુજ બેચેની થવાથી તે અશાન્ત થઇ ગયો હતો. તેના હૃદયમાં જુદી જુદી જાતના અનેક વિચારો આવતા હતા પણ તે તદ્દન અસ્થિર હતા-સ્થિર રહી શકતા નહોતા. પોતાની આજે આવી વિચિત્ર સ્થિતિ શા માટે થઇ-તેનું કારણ શું ? તેની તેને જરા પણ કલ્પના થઇ શકતી નહોતી. ઘડીમાં તે ઓરડામાં ફરતો, ઘડીમાં કોચ ઉપર જઇ પછડાઇ પડતો અને ઘડીમાં બારી પાસે જઇ ઉભો રહેતો. તેને એક બે વાર એવો પણ વિચાર આવ્યો કે-જરા વાર બહાર ફરી આવું પણ તે વિચારને અમલમાં મૂકવાની તેના હૃદયે ના કહી અને આખરે ઓરડામાંથી બહાર ન જવાનો તેણે નિશ્ચય કર્યો.

સંધ્યા થઇ. હમેશના નિયમ પ્રમાણે તેને માટે વીજલ ભોજન લઇ આવ્યો. તેણે થાળ નીચે મૂકી દીવો કર્યો અને પછી લલિતની સામે ઉભો રહ્યો અને તેણે કહ્યું-

" આજે આપને માટે ભોજન લાવતાં જરા વિલંબ થયો છે તેને માટે ક્ષમા કરશો. કારણ કે-આજે કિલ્લામાં બહુજ ગડબડ છે...

" વીજલ ! તારે ક્ષમા માગવાનું કાંઇ પણ કારણ નથી અને આજે મને ભૂખ નથી તેમજ ખાવાની ઇચ્છા પણ નથી."

એક પળને માટે વીજલે લલિત તરફ જોયું અને પછી સ્નેહ પૂર્ણભાવે કરૂણાજનક સ્વરે બોલ્યો-" લલિત ! આજે તમે આમ કેમ કરો છો ? દિવસે દિવસે અન્નપરથી તમારી રૂચિ ઉઠતી જાય છે. હમણાં હમણાં તમારી સ્થિતિ અને ચિત્તવૃત્તિ પહેલાંની જેમ પ્રસન્ન કે પ્રફુલ્લિત કેમ દેખાતી નથી ? લલિત ! તમેજ કહો કે તમને આનંદ થવા માટે હું શું કરૂં ? તમારૂં કોઇપણ કામ કરવામાં મને બહુજ આનંદ થશે. માટે તમારૂં કાંઇ કામ હોય તો ખુશીથી મને કહો."

" વીજલ ! મારા પ્રત્યે તારો આટલો બધો સ્નેહ જોઇ ખરેખર મને બહુજ આનંદ થાય છે પરંતુ તને કહેવા જેવું એકપણ કામ અત્યારે મારી પાસે નથી."

" લલિત ! શું તમને મારાપર વિશ્વાસ નથી ? પણ તમે ચોક્કસ માનજો કે-તમારે માટે હું ગમે તે સાહસ કરવા તૈયાર છું." વીજલે રૂદ્ધ સ્વરે કહ્યું.

" વીજલ ! મને તારો સંપૂર્ણ વિશ્વાસ છે. આજે આટલા દિવસથી હું જોઉં છું કે-ફક્ત તનેજ મારા ખોટું લાગે છે-તારૂં અંતઃકરણ મારે માટે દ્રવે છે-દુઃખી થાય છે-તે મને સ્પષ્ટપણે જણાઇ આવે છે. પરંતુ ખરેખર હું દુઃખી છું, એમ તને લાગે છે ?"

"જો તમે તમારા અત્યારના બંદિવાસને સુખ માનતા હો તો કોણ જાણે!? પરંતુ મને તો ખાત્રી છે કે તમે દુઃખી છો-બહુજ દુઃખી છો! સુખી નથી. તમારા ઉપર સરદાર સાહેબની અવકૃપા થવાના કારણની હું ઘણા દિવસથી શોધ કરતો હતો તે કારણ આજે મારા જાણવામાં આવ્યું છે. આ કિલ્લામાં કુમાર તમે એકલાજ દુઃખી નથી પણ બીજું પણ એક પ્રાણિ દુઃખી છે!"

"એકંદરે તેં મારી બધી છુપી વાત જાણી ખરી!"

"હા. તમારી છુપી વાત આજે મારા જાણવામાં આવી છે. લલિત! તમારી જેમજ પ્રભાવતીબા પણ દુઃખી છે."

"વીજલ! જ્યારે મારી તમામ છુપી વાત તારા જાણવામાં આવી છે તો હવે હું તારાથી કાંઇ પણ છુપાવવા માગતો નથી. પ્રભાવતી ઉપર મારો પ્રેમ છે, શું એ મારો અપરાધ થયો? તે કુલીન છે માટે તેને ચાહવી, એમાં શું ગુનોહ છે? અરે! આતે કેવો ઘોર અન્યાય! હું એક પારકો અને નિરાધાર છું. મારે બાપ નથી-મા નથી કુળશીળ પણ નથી અને હોય તો તે હું જાણતો નથી. તેથીજ તે અમૂલ્ય રત્ન તરફ નજર કરી મારાથી જોઇ શકાતું નથી. શુદ્ધ પ્રેમની આગળ તેની શી કિંમત? કાંઇજ નહીં! સાત્વિક, શુદ્ધ અને દૈવી પ્રેમને શ્રીમંત, ગરીબ, કુળશીલ, કુરૂપ કે સુરૂપ વિગેરેની જરૂર રહેતી નથી. ખરા શુદ્ધ પ્રેમને મહાન્ મંદિરમાં રાખો કે કંગાલ ઝુંપડીમાં રાખો તેની કિંમત એક સરખીજ હોય છે. પરંતુ આ વાત તેમના-પ્રેમપાત્રોના અને તેના સંબંધીઓના સમજવામાં આવવી જોઇએ. આજે જો હું ધનવાન્ હોત તો પ્રભાવતી મારી થવામાં જરાએ વિલંબ લાગત નહીં. અમો બન્નેની વચમા જો કે આ સમયે બહુ બહુ મુશીબતો છે છતાં હું નિરાશ થયો નથી. દયાળુ સર્વવ્યાપક સચરાચર પરમાત્મા ઉપર મને સંપૂર્ણ વિશ્વાસ છે. મારા હૃદયમા પ્રભાવતીને માટે ઉત્પન્ન થએલા શુદ્ધ પ્રેમને તે ઘણીજ સારી રીતે જાણે છે. મારા ચિત્તની સ્થિતિ કેવી છે, તે તેના જાણવા બહાર નથી. તે શિવાય મારૂં હૃદય વારંવાર મને કહે છે કે-"લલિત! તું નિરાશ થઇશ નહિ."

"જ્યારે એમ છે ત્યારે તમે દુઃખી શા માટે થાઓ છો?"

"તેનું કારણ ફક્ત મારી અંધશ્રદ્ધા છે. આશા એ એક કેવળ મૃગજળ જેવી છે, એ વાતને હું ઘણીજ સારી રીતે જાણું છુ છતાં મારૂં મન નિરાશ થતું નથી. વીજલ! શું તને એમ લાગે છે

કે મને બિલકુલ અભિમાન નથી ? પ્રભાવતીના પ્રેમમાં સપડાઇ વગર કારણે મારા ઉપર થએલા સરદાર સાહેબનો ક્રોધ શું હું ચુપચાપ સહન કરૂં છું અથવા નિરૂત્સાહ થઇ દીન હીન થઇ ગયો છું ? ના–તેમ નથી. વીજલ ! અંદરથી મારૂં રકત તપી જાય છે. પ્રભાવતીના પ્રેમને ફેંકી દઇ આ કિલ્લાનો ત્યાગ કરી દેવા માટે મારૂં અભિમાની હૃદય મને વારંવાર કહ્યા કરે છે. એક તરફથી હૃદય કહે છે કે કિલ્લાનો ત્યાગ કરવો અને બીજી તરફથી સરદાર સાહેબના ઉપકારો મને તેમ કરતાં અટકાવે છે. આટ આટલું છતાંએ હું પ્રભાવતીના પ્રેમને અને સરદારના ઉપકારોની સ્મૃતિને એક બાજુએ મૂકી કયારનોએ આ દુર્ગનો ત્યાગ કરી જાત પરંતુ નહીં ! આ દુર્ગમાંજ રહેવાની મને એક દૈવી સૂચના થઈ છે. મને જો કાંઇ પણ સુખ મળવાનું હોય તો તે ફક્ત આ દુર્ગમાંજ મળી શકે તેમ છે, એમ મને મારૂં મન વારંવાર કહ્યા કરે છે ! મને ઉપરા ઉપરી નવીન નવીન ભાસ થાય છે. જ્યારે જ્યારે હું નિરાશ થાઉં છું ત્યારે ત્યારે મારા કાનની પાસે કર્ણપિશાચની જેમ કોણ જાણે કોણ, આવીને કહ્યા કરે છે કે–“ એ યુવક ! નિરાશ ન થા. તને આ કિલ્લામાંજ સુખ મળવાનુ છે.” એથી મને બહુજ ધૈર્ય આવે છે. વીજલ ! તારી પાસે મેં સર્વ વાતો ઉઘાડી કરીને કહી છે, શું હવે પણ તું મને દુઃખી કહીશ ?”

“ ના, કુમાર. આપના દરેક શબ્દ ઉપર મને સંપૂર્ણ વિશ્વાસ છે. આપને આશા છે કે તમે સુખી થશો એમ તમારા આશ્ચર્યજનક ભાષણ ઉપરથી મને લાગે છે અને હું પણ તેમજ ચાહુ છું પરંતુ લલિત !... અહીં આગળ વીજલ કાંઇ પણ બોલી શકયો નહિ.

“ પરંતુ શું ? વીજલ ! બોલ, પરંતુ શું ? ” અત્યંત ઉત્સુકતાથી લલિતે પૂછ્યું.

“ પરંતુ કિલ્લામાં જુદીજ વાતો મારા સાંભળવામાં આવે છે અને તેટલા માટેજ આજે આ કિલ્લામાં દુર્જનસિંહ આવેલા છે. ”

“ શું ? ” અહીં એકદમ લલિતસિંહ પોતાના આસન ઉપરથી ઉઠીને ઉભો થયો. તેના શરીરમાં અનહદ સંતાપનો સંચાર થયો. તે અત્યંત આશ્ચર્ય પામીને બોલ્યો “ તે હું નથી માની શકતો ! ”

“ હું જે કાંઇ કહું છું તે તદ્દન ખરૂં છે, કુમાર. લલિત ! હવે પ્રભાવતીના તરજ દુર્જનસિંહની સાથે વિવાહ થવાના છે, એમાં કાંઇ પણ શંકા નથી. બધું નક્કી થઇ ચૂકયું છે. ”

આ વાત સાંભળી લલિત જરા ગભરાયો. તે આવેશમાં ને આવેશમાં બે ચાર વાર ઓરડામાં ફર્યો અને આખરે તે એકદમ

વીજલની સામે ઉભો રહ્યો–" પરંતુ આ વાત તારા જાણવામાં શી રીતે અને ક્યાંથી આવી ? તું એમ શા ઉપરથી કહે છે ? દુર્જનસિંહના અહીં આવવાનું તે શિવાય શું બીજું કોઇ કારણ નહોઇ શકે ? શું એ બનવા જોગ નથી ? "

" હશે–પણ કુમાર, આપનું આ કથન બરાબર નથી. આજે કિલ્લામાં જે જે અદ્‌ભુત બનાવો બન્યા અને અકસ્માત્ થયો તે જો તમે પ્રત્યક્ષ જોયા હોત તો મારી જેમ તમને પણ ખાત્રી થાત. "

ત્યાર પછી વીજલે દુર્જનસિંહ ઘોડા ઉપર પડી ગયાની અને શસ્ત્રાગારમાં પછડાએલાં સર્વાંગકવચ અને શિરસ્ત્રાણ પછડાયાની અથથી ઇતિ સુધી હકીકત કહી સંભળાવી અને પછી તે બોલ્યો કે–

" ત્યાર પછી ભોજન સમયે આપણા સરદારે પ્રભાવતીબાનો હાથ પકડી હાથ જોડયા અને દુર્જનસિંહને કહ્યું કે–' આ મારી પુત્રીનો આપ સ્વીકાર કરો ! ' આવી વિનંતિ કરી. "

" વીજલ ! હવે બસ કર ! " એટલુંજ કહી લલિત કોચ ઉપર બેસી ગયો.

વીજલે તેનું સાંત્વન કરવા માટે ઘણા પ્રયત્નો કર્યા. આખરે તે બોલ્યો–" લલિત ! આમ તદ્દન નિરાશ ન થાઓ. હવે તમે મને એકાદ પત્ર લખી આપો અથવા તમારી કોઇક નિશાની આપો. "

" નહીં. વીજલ ! હું તેમ કરી શકતો નથી. મારે હવે ગમે તેમ કરી પ્રભાવતીને મળવુંજ જોઇએ અને મારે મારૂં ભાગ્ય જાણવુંજ જોઇએ. મારા સુખદુઃખની વાત મારે તેને મુખેજ સાંભળવી જોઇએ. જો તેનો વિવાહ ખરેખર દુર્જનસિંહની સાથેજ થવાનો હોય તો મારે આજે ને આજેજ આ કિલ્લાનો ત્યાગ કરવો જોઇએ. હાય હાય ! ઓ વિધાતા ! આ તારૂં કેવું વિચિત્ર અને વિષમતાથી ભરેલું વિધાન છે ! કેવું નિર્દયી નિર્માણ છે ! "

એમ કહી લલિત ફરી ઓરડામાં ફરવા લાગ્યો. ઘણો વખત સુધી બન્ને સ્તબ્ધ હતા. પોતાના હાથમાં જો કાંઇ ઉપાય હોત તો તેથી અવશ્ય લલિતને સુખી કરત, એવો વિચાર વીજલને આવ્યો. તેણે ઘણા ઘણા વિચારો કરી લલિતને કહ્યું–" લલિતકુમાર ! પ્રભાબેનની દાસી મધુરીનો સ્વભાવ બહુજ ઉત્તમ છે અને તે પ્રભાવતીને બહુજ ચાહે છે. મને વિશ્વાસ છે કે તે પ્રભાવતીની ગુપ્ત વાતો જાણતી હશે. ગમે તેમ કરી આજે હું તેને મળીશ અને આ બાબતનો ખરો તથા પાકો ખુલાસો તેની પાસેથી મેળવીશ. "

"વીજલ! આ અસહ્ય સંકટમાં તું મને એક ખરો મિત્ર મળ્યો છે. તારા ઉપર મને સંપૂર્ણ વિશ્વાસ છે. આ કામ હું તને સોંપું છું. હવે તને યોગ્ય લાગે તે કર. પણ જો જે બહુજ સાવચેત રહેજે!"

"તેને માટે તમે જરાએ ચિંતા કરશો નાહ. બનશે તો આજે જ અને નહીં તો આવતી કાલે તો હું મધુરીને જરૂર મળીશ. હવે હવે હું રજા લઉં છું."

એમ કહી વીજલ ત્યાંથી ચાલ્યો ગયો અને લલિત બીજા વિચારોમાં ગુંચવાયો.

---

## પ્રકરણ ૧૩ મું.

---

### અદ્દભુત ચમત્કાર.

વીજલના ચાલી ગયા પછી લલિતે કાંઇ ખાવાનો વિચાર કર્યો અને ખાવા બેઠો. તેનાથી કાંઇ પણ ખાઇ શકાયું નહિ. તે એમને એમ પાછો ભાણા ઉપરથી ઉઠી ગયો. તેના ચિત્તની સ્થિતિ બહુજ વિચિત્ર થઇ હતી અને વીજલે દુર્જનસિંહની જે હકીકત કહી હતી તે વાત તેને બહુજ ચમત્કારિક લાગી હતી. દુર્જનસિંહ દુર્ગમાં આવતાંજ સર્વાંગકવચ અને શિરસ્ત્રાણ પછડાયાં, એ વાત તેને વીજલે કહી હતી અને તે હજુ પણ તેના હૃદયમાં રહી રહીને ઉદ્દભવતી હતી. આ કોઇક દૈવી પ્રકાર છે અને થોડા દિવસ પહેલાં પોતે જે ચમત્કારિક બનાવ જોયો તેનો આની સાથે જરૂર કાંઇ ન કાંઇ સંબંધ અવશ્ય છેજ, એમ તેને લાગવા માંડયું. એટલામાં તેને પ્રભાવતીનું સ્મરણ થઇ આવ્યું. ફરી વિચારોનો પ્રવાહ બદલાયો. તેણે ઘણા વખત સુધી વિચારો કરવાથી હવે તેનું મસ્તક—મગજ—ભમવા લાગ્યું. તે કોચ ઉપર આવીને બેઠો અને બોલવા લાગ્યો કે—"પ્રભા! તારી મુલાકાત થઇને મને જો સત્ય વાત સમજાશે તો મારૂં દુઃખી ચિત્ત શાન્ત થશે."

ઉપરનું વાક્ય પુરૂં થતાંજ એકાએક લલિતના ઓરડામાં વિજળીના જેવો સર્વત્ર પ્રકાશ થયો અને એક ક્ષણમાંજ તે પાછો હતો ન હતો થઇ ગયો, આ વિચિત્ર પ્રકાર જોઇ લલિત જરા ચમક્યો. તેણે દીપક તરફ જોયું તો તેને જણાયું કે તે બહુજ ધીમે ધીમે બળતો હતો અને તેનો પ્રકાશ પણ ઓછો થતો જતો હતો. થોડીજ વારમાં

દીવો તદ્દન બુઝાઇ ગયો. તેને બદલે ત્યાં ઇંદ્રધનુષ્યના જેવો પરંતુ ઝળહળતો પ્રકાશ તેને દેખાયો. તેનો તેને જરા પણ ભય લાગ્યો નહિ. પહેલાંની જેમ આજે પણ પોતાને કાંઇક અદ્ભુત દેખાવ જોવા મળશે, એમ લાગવાથી તેને આનંદ થયો. તેમાં પણ આજે પોતે ખરેખર જાગે છે, તેથી તો તેને બહુજ આનંદ થયો. તેણે પોતાની આંખો ઉપરથી હાથ ફેરવીને તે તેજસ્વી–પ્રખર પ્રકાશ તરફ અચળ દ્રષ્ટિ લગાવી. થોડાજ વખતમાં તે પ્રકાશનું પ્રતિબિંબ દિવાલ ઉપર પડયું અને તે સાથેજ તે દિવાલ કાચની દિવાલ હોયની ! તેમ પારદર્શક દેખાવા લાગી. તે જોઇ ફક્ત એકજ પળને માટે તે જરા ગુંચવાયો. પુનઃ પોતાને ભાસજ થાય છે કે શું? એમ તેને લાગ્યું, તેટલામાં તો પેલી તરફના મહેલમાંની વસ્તુઓ તેને સાફ સાફ દેખાવા લાગી. ત્યાંના દરવાજા, બારીઓ, દિવાલ ઉપરનું કોતરકામ, ત્યાં ખુણાઓમાં મૂકેલી નાની મોટી ચીજો તેને એટલી બધી તો સ્પષ્ટપણે દેખાવા લાગી કે–તે પોતેજ તે ચીજોની પાસે જઇને જોતો હોય ! ફરી તે પ્રકાશ જરા વધ્યો. તે સાથે લલિતની દ્રષ્ટિ આઘે સુધી ગઇ. પહેલાંનો દેખાવ દૂર થયો અને તેની પેલી તરફનો દેખાવ તેને દેખાવા લાગ્યો. ત્યાં તેની દ્રષ્ટિ સ્થિર થઇ. તેનું ધ્યાન તે તરફ ખેંચાયું. વાંચક! જ્યાં આપણી આ નવલકથાના નાયકની દ્રષ્ટિ અચળ થઇ તે દેખાવ શાનો અને કેવો હશે વારૂ?

તે પ્રભાવતીનો ઓરડો હતો. આ સમયે તે અવ્યવસ્થિત રીતે શય્યા ઉપર પડી હતી અને તેણે પોતાની આંખો બંધ કરી લીધી હતી. તેનો કાળો કેશકલાપ વિખરાઇ જઇ તેના મસ્તકની આસપાસ પ્રસરી ગયો હતો. તેનાં વસ્ત્રો અવ્યવસ્થિત થવાથી વક્ષઃસ્થળનો ભાગ ઉઘાડો થએલો હતો. તેની પાસેજ તેની દાસી મધુરી બેઠી બેઠી તેને ધીમે ધીમે પવન નાંખતી હતી. થોડા વખત પછી પ્રભાવતી ઉઠી. તેની હૃદયવ્યથા તેના મુખ ઉપર સ્પષ્ટપણે દેખાતી હતી. થોડાજ વખત પછી તેના રડવાનો ધીમો અવાજ લલિતને સંભળાવ્યો–તેથી તે જરા ગુંચવાયો. જેમ આ પ્રકાશમાં પારદર્શક શક્તિ હોવાથી આઘેનો દેખાવ પાસેજ દેખાય, એવી અદ્ભુત કરામત છે તેમ છેટે જે ભાષણ થાય છે તે, તે અદ્ભુત શક્તિના પ્રભાવે સંભળાશે કે નહિ, એવી તેને શંકા થઇ આવી. એટલામાં તો તેને વાતચિત પણ સંભળાઇ.

" સખી ! મારી તમામ આશાઓ ઇન્દ્રના ધનુષ્યની જેમ ઉત્પન્ન થઇ, પોષાઇ અને આખરે વિલય પણ પામી ગઇ. હવે મારૂં

હૃદય ચીરાઇ જઇ છિન્ન–ભિન્ન થવા માગે છે. થયું, હવે આ સંસારમાં મારે માટે સુખનું નામ પણ રહ્યું નથી, મારી પ્રિય સખી ! તુંજ કહે કે હવે હું શું કરૂં ? પિતાજીએ અને મોટા ભાઇએ રાત દિવસને માટે મારા ઉપર સખત પહેરો રાખ્યો છે. હું કયાં જાઉં અને શું કરૂં ? મને કાંઇપણ સૂઝતું નથી. આંખ છતાં દેખાતું નથી અને બુદ્ધિ છતાં કાંઇ સમજાતું નથી. મધુરી! હવે મને લલિતની મુલાકાત થશે કે ? તેમના દર્શનનો મને લાભ મળશે ખરો કે ? મારૂં પ્રેમધન મને મળશે–મારા મનોરથ સફળ થશે–મને અભાગણીને તે પરમ પ્રેમની પવિત્ર પ્રતિમા કોઇ પણ કાળે ફરી–મને દેખાશે ? ઓ સખી ! હાય–હવે મારૂં શું થશે ? ”

“ બ્હેન ! આમ શોક ન કર. તારૂં દુઃખ જોઇ મારૂં હૃદય દુઃખી થાય છે. જો તું હમેશાં આમને આમ શોક કરતી રહીશ તો તારી કેવી સ્થિતિ થશે, તેનો તને કાંઇ પણ વિચાર આવે છે ખરો કે ? આજે તેં નથી કાંઇ ખાધું કે નથી કાંઈ પીધું ! આમ કરવાથી સખી ! જો તો ખરી કે તારી કમનીય કાયાની કેવી શોચનીય સ્થિતિ થઇ છે તે ! ”

“ હવે હું આ કાયાને શું કરૂં ? કોને માટે હું આ શરીરની ચિંતા કરૂં ? પિતાજી–ઓ દયાહીણ પિતાજી ! તમે મને મારા મનના માનેલા મોહનથી જુલમ કરી દૂર કરી છે છતાં મારૂં ચિત્ત જ્યાં ચોંટયું છે ત્યાંજ ચોંટયું છે, એ વાત કેમ તમારા ધ્યાનમાં આવતી નથી ? સખી ! હું મારા પ્રાણનો ત્યાગ કરીશ પરંતુ મારા મોહનનો કોઇ કાળે ત્યાગ કરી શકીશ નહીં, એ તું ચોક્કસ માનજે. ” એમ કહી તેણે પોતાની શય્યાની નીચેથી એક ન્હાનકડી કટાર કાઢી.

પ્રભાવતીના હાથમાં કાતિલ કટાર જોતાંજ લલિત એકદમ ચમકયો. તે એકદમ પોતાની શય્યાપરથી કૂદી પડયો. પ્રભાવતીના હાથમાંની કટાર ખુંચવી લેવા તે પ્રેમઘેલો એકદમ ધસ્યો પરંતુ વચમાં ભીંત હોવાથી તે આગળ જઇ શકયો નહિ. તેટલામાં તો તેના ઓરડામાં અંધકાર છવાઇ ગયો અને નીચેના શબ્દો તે બોલ્યો–“ અરેરે ! બિચારી ગરીબ બાળાના હૃદય ઉપર નિરાશાનો કેટલો બધો સખત આઘાત થયો છે ? ઓ કઠોર હૃદયના સરદાર સજ્જન ! તમને તે બિચારી ગરીબ ગાય જેવી તમારી પુત્રીની દયા કેમ નથી આવતી ? ” ત્યાર પછી તે પોતે પણ નિરાશ થઇ કોચ ઉપર જઇ બેઠો. હવે તેનું હૃદય પ્રભાવતીની પીડાથી દગ્ધ થવા લાગ્યું.

એટલામાં ફરી પ્રકાશ પડયો. તે પ્રકાશ ક્રમે ક્રમે પ્રથમના જેવોજ તેજસ્વી થયો. તેનું પ્રતિબિંબ ભીંત ઉપર પડયું અને ભીંત પારદર્શક થઇ. હવે લલિતને સરદાર સજ્જનસિંહનું શયનગૃહ સ્પષ્ટપણે દેખાવા લાગ્યું. ત્યાં તે વૃદ્ધ સરદાર પોતાના પુત્ર ચંદ્રસિંહ સાથે કાંઇક વાતચિત કરતો હતો બેઠો હતો. પ્રથમની જેમ અત્યારે પણ લલિતને તે અદ્દભુત શક્તિના પ્રભાવે પિતાપુત્રની વાતચિત સંભળાવા લાગી.

"આ અપશુકનની વાત મને તે દિવસે રણમલે કહી હતી." સજ્જને પોતાના પુત્રને કહ્યું.

"તો તો પિતાજી! ખરેખર દુર્જનસિંહ ઉપર કાંઇ ન કાંઇ આફત અવશ્ય આવશેજ અને તે ઉપરાંત તેવું ખરાબ ચિહ્ન... ...

"છટ્-એવું તે કયાંએ બનતું હશે ખરૂં કે? તે કાંઇ ખરાબ ચિહ્ન નથી. ઘણાં વર્ષો સુધી એકજ ખીંટીએ ટાંગી રાખવાથી તે ખીંટી જુની થઇ ગઇ અને તેથીજ તેમ બન્યું, એ વાત મને રણમલે કહી. હવે માનો કે જો ખરેખરજ તેની ઉપર કાંઇ આફત આવવાની હશે તો આપણે શું કરી શકીશું? તેમજ તેની ઉપર કયું સંકટ આવવાનું છે તે પણ આપણને શી રીતે જાણી શકીએ? ચંદ્ર! આવી આવી નકામી વાતો ઉપર વિશ્વાસ રાખવો, એ આપણી મૂર્ખતા તેમજ નબળાઇ ગણાય." ચંદ્રને આગળ બોલતો અટકાવી વચમાંજ સજ્જને કહ્યું.

"તો તે વાત જવા દો. હું પણ કયાં આવી આવી તુચ્છ વાતો ઉપર ધ્યાન આપું છું. પિતાજી! હવે આપ લલિતનું શું કરવા ધારો છો?"

"હજુ મેં તે બાબતમાં કાંઇ પણ વિચાર કર્યો નથી. તને આપણી પ્રભાની બાબતમાં કાંઇ લાગે છે ખરૂં?"

"તે આપની આજ્ઞાને આધીન થશેજ, એવો તેનો મને સંપૂર્ણ વિશ્વાસ છે. જો કે અત્યારે તે જરા દુઃખી દેખાય છે છતાં જ્યારે તેનું લગ્ન થઇ જશે ત્યારે તે સર્વ રીતે સુખી થશે."

"નહીં! તેમ થવાથી તે સુખી થવાને બદલે ઉલટી મહા દુઃખી થઇ જશે!"

પોતે કયાં છે, તેનું ભાન ભૂલી જઇ લલિત એકદમ બુમ પાડી ઉપર પ્રમાણે બોલી ઉઠયો. એટલામાંજ તે પ્રકાશ પુનઃ નષ્ટ થઈ ગયો. ઓરડામાં અંધકાર થતાંજ તેને જરા માઠું લાગ્યું, તરતજ તેના મનમાં-તરતમાંજ સાંભળેલી વાત ઉપર-વિચાર થવા લાગ્યા.

પોતાના પ્રેમપંથમાં એક નવોજ હરીફ પેદા થયો છે, એજ તેના વિચારનો વિષય હતો. દુર્જનના સ્વભાવની બાબતમાં તેને વધારે માહિતી ન હોવાથી તે સારા સ્વભાવનો અને ડાહ્યો માણસ હશે, એમ તેની માન્યતા હતી. પ્રભાવતીની હમણાંની સ્થિતિ તેના ધ્યાનમાં આવતાંજ તે તેની સાથે સ્નેહના બંધનથી નહીં બંધાય, એમ તેને લાગ્યું. આ બાબતનો ખરો ભાવાર્થ જાણવાનું તેની પાસે સાધન નહોતું. સજ્જન કે ચંદ્ર તરફથી તેને તે સમજાય એ તદ્દન અસંભવિત હતું. કારણ કે તે બન્ને-બાપ દીકરાએ તેની ઉપર સખ્ત પહેરો રાખ્યો હતો. ઘણો વખત સુધી આવા વિચાર કરી તે પોતાના મનની સાથે પોતેજ બબડ્યો કે-" દુર્જનસિંહ ! જો પ્રભાવતીની ખરી સ્થિતિ તમારા જાણવામાં આવે છતાં પણ........

ઉપરનું વાક્ય લલિત પુરૂં કરે તે પહેલાંજ તેજસ્વી પ્રકાશ પુનઃ તે ઓરડામાં ફેલાયો અને તેનું પ્રતિબિંબ ભીંત ઉપર પડ્યું. લલિતે તત્કાળ પોતાની નજર ભીંત તરફ ફેરવી. તે સાથેજ ભીંત પારદર્શક થઇ અને તેને દુર્જનનું શયનભુવન દેખાયું. દુર્જન એક શય્યા ઉપર પડ્યો હતો. તેની હિલચાલમાં અશાંતિ અને ખેદનાં ચિહ્નો જણાતાં હતાં. તે ઘડી ઘડીમાં પાસાં ફેરવતો હતો. તેની મુખમુદ્રા ઉપર ઉદાસીનતાની છાયા છવાએલી હતી. ઘણો વખત સુધી શય્યા પર આળોટયા છતાં ઉંઘ ન આવવાથી તે નીચે ઉતર્યો. તેના હૃદયમાં કોણ જાણે કઇ જાતના વિચારોનું યુદ્ધ ચાલતું હતું. તેના મુખ ઉપર કોઇ વિચિત્ર જાતના વિચારોની છાયા જણાતી હતી. તે થોડોક વખત પોતાના શયનભુવનમાં આમતેમ ફર્યો. કોઇ વાર તે હાથના લટકા કરતો, ક્ષણમાં એક જગ્યાએ જરા ઉભો રહી જતો, ક્ષણમાં છાતી પર હાથ મૂકતો તો ક્ષણમાં મૂંછને વળ ચઢાવતો, એમ તેનો ક્રમ ચાલતો હતો. આખરે તે પોતેજ પોતાના મનમાં બબડ્યો કે- "આજે જે અપશુકન થયા તેથી મને લાગે છે કે મારા ઉપર કોઇ પણ જાતની આફત તો આવશેજ ! હવે હું પ્રભાવતીની સાથે પરણવાનો છું અને તેથી મારે બહુજ સાવચેત રહેવું જોઇએ."

" સરદાર ! પૂરેપૂરો વિચાર કરજો ! આ સમયે પ્રભાવતી બહુજ દુઃખી......બેભાન થઇ લલિત બોલ્યો. તે વાક્ય પુરૂં ઉચ્ચારે તેટલામાં તે પારદર્શક પ્રકાશ અદ્રશ્ય થઇ ગયો અને તે ઓરડામાં અંધકાર છવાઇ ગયો. તે સાથેજ લલિતના હૃદયમાં પણ અંધકાર ફેલાઇ ગયો. ત્યાર પછી શું થયું તે આગળ ઉપર જણાશે.

# પ્રકરણ ૧૪ મું.

## સરદારોની મુલાકાત.

સરદાર દુર્જનસિંહ પોતાના અજયદૂર્ગમાં ઘણા વખત પછી આવ્યો છે, એ વાત બીજા આસપાસના તેના સમોવડીઆ સરદારોના જાણવામાં આવવાથી તેઓ તેને મળવા માટે આવવા લાગ્યા. સરદાર સજ્જનસિંહ પણ કિલ્લામાં આવી રહ્યો છે, એ વાત પણ બીજા સરદારો જાણતા હતા છતાં તેને કોઈ મળવા આવતું નહિ. કારણ કે તેના ઉપર મંત્રિમંડળની ઇતરાજી થએલી હતી અને તેણેજ તેને દેશપારની સજા કરી હતી. એ વાત આસપાસના સૌ સરદારો સારી રીતે જાણતા હતા. તેમજ મંત્રિમંડળની ઇતિરાજી પોતાના ઉપર થાય એ તેઓને પસંદ નહોતું. તેઓ અંતરથી સરદાર સજ્જનને મળવા બહુજ આતુર હતા છતાં ઉક્ત કારણથી અત્યાર સુધી તેઓ તેને મળી શકયા નહોતા. દુર્જનસિંહ કિલ્લામાં આવવાથી હવે તેઓ તે નિમિત્તે બે સ્વાર્થ સાધવા લાગ્યા.

પ્રથમ તો માણિકયગઢનો માલેક દેવેંદ્રસિંહ પોતાના બે બાળકો સાથે અજયદૂર્ગમાં સજ્જન અને દુર્જનને મળવા આવ્યો. તેની સાથે પચાસ હથિઆર બંધ ઘોડે સ્વારો હતા. તે દૂર્ગમાં આવતાંજ નિયમ પ્રમાણે દૂર્ગમાંનો મોટો ઘંટ વાગવા લાગ્યો. દૂર્ગરક્ષક રણમલ પોતાના ચુંટી કાઢેલા માણસોને સાથે લઈ દેવેંદ્રની સામે તેને માન આપવા ગયો. અને તેને સન્માનપૂર્વક સરદાર દેવેન્દ્રસિંહને કિલ્લામાં લઇ ગયો. સભામહેલમાં સર્વેની પ્રેમપૂર્વક તેણે મુલાકાત થઇ. સરદાર દુર્જનસિંહ વિગેરે તરફથી પણ તેને ઘણું સારૂં સન્માન આપવામાં આવ્યું. તે દિવસે બીજા પણ બે ચાર સરદારો અજયદૂર્ગમાં આવ્યા.

બીજે દિવસે સરદાર વીરસિંહ પોતાના રસાલા સાથે અજયદૂર્ગમાં આવી પહોંચ્યો. તેને બીજા બધા સરદારો કરતાં ઘણું વધારે માન આપવામાં આવ્યું. આ સરદારનું નામ અમારા વાંચકો પ્રથમથીજ જાણે છે. આ સરદારના નામનો ઉલ્લેખ અમે ત્રીજા પ્રકરણમાં કર્યો છે, તેજ આ સરદાર-સજ્જનસિંહની ગુપ્ત યોજનામાં સામેલ હતો. એણેજ પ્રથમ સજ્જનને દેશપારની શિક્ષા થવાનું અને બીજા બે સરદારોને મંત્રિમંડળે રાજદ્રોહી તરીકે કેદ કર્યાનું જણાવ્યું હતું. એ વાત અમારા વાંચકો ભૂલી નહીં ગયા હોય. વીરસિંહ પાસેથી ઘણી

ઘણી વાતો સાંભળવાની હોવાથી સજ્જનસિંહે તેને બે દિવસ માટે રાખી લીધો. સભામહેલમાંથી તે બન્ને સરદારો એક એકાન્ત જગ્યાએ ગયા અને ત્યાં ઘણી ઘણી વાતો કરી અને છુપી યુક્તિ પ્રયુક્તિઓની યોજના પણ કરી. સાયંકાળ થતાંજ તેઓને ભોજન તૈયાર હોવાની એક નોકરે ખબર આપી. ભોજન માટે ત્યાં દુર્જન, સજ્જન, વીરસિંહ ચંદ્ર, પ્રભાવતી અને તેની દાસી એકત્ર થયાં. ત્યાં વીરસિંહે પ્રભાવતી પાસે જઇને કહ્યું—" બહેન પ્રભા ! તારા વિવાહની ખબર સાંભળી મને અત્યંત આનંદ થયો છે. હવે તું થોડાજ દિવસમાં આ કિલ્લાની રાણી થઇશ."

વીરસિંહ વાત પૂર્ણ થાય તે પહેલાંજ પ્રભાવતીએ તેના તરફથી પોતાનું મુખ ફેરવી લીધું અને મોટેથી એક લાંબો નિસાસો નાંખ્યો. થોડીજ પળ પછી તેના ગુલાબી ગાલો ઉપર આંસુના બિંદુઓ બે ચમકવા લાગ્યા. તેની આ સ્થિતિ ત્યાં એકત્ર થએલા એકજ માણસ—દુર્જનસિંહ—શિવાય બીજા કોઇના પણ જાણવામાં આવી નહીં. આખરે બધાએ ભોજન કરી રહ્યા.

ત્યાર પછીના બે દિવસોમાં કાંઇ પણ કહેવા જેવું બન્યું નહિ. જે જે સરદારો સજ્જન અને દુર્જનને મળવા આવ્યા હતા તે ચાલ્યા ગયા અને વીરસિંહ પણ ચાલ્યો ગયો. એક દિવસે એકાન્તમાં સજ્જનસિંહને બોલાવી દુર્જને કહ્યું—" સરદાર સાહેબ ! પરમ દિવસે પણ એક વિચિત્ર બનાવ જોવાથી મારૂં ચિત્ત બહુજ ખેદ પામ્યું છે. જ્યારે આપની પુત્રીને લગ્નની બાબતમાં વીરસિંહે પૂછ્યું ત્યારે તેનું મુખ ઉદાસ થઇ ગયું અને તેની આંખોમાં આંસુ પણ આવ્યાં, એ ઉપરથી મને લાગે છે કે—તે મારી સાથે લગ્નની ગાંઠથી જોડાવા ખુશી નથી."

" આપની ભૂલ થાય છે. મારી પુત્રી આપની સાથે લગ્નથી જોડાવા ખુશી છે. છતાં મારે કહેવું જોઇએ કે તેનો સ્વભાવ જરા વિચિત્ર હોવાથી વચમાંજ તે ... આટલું કહી સજ્જન અટકી ગયો.

" શું—વચમાંજ શું ? સરદાર સાચું કહો કે વચમાંજ શું ?" દુર્જને ઉત્સુકતાથી પૂછ્યું.

" તે કાંઇ નથી. ફક્ત હું તેમ બોલી ગયો એટલુંજ." ખરી વાત ઉડાવી દેવાના ઇરાદાથી સજ્જને કહ્યું પણ તે વાત દુર્જનને સાચી લાગી નહિ. તેણે બહુજ આગ્રહથી ખરી વાત જણાવવા જ્યારે સજ્જનને સોગંદ આપ્યા ત્યારે તેણે તમામ હકીકત કહી સંભળાવી. તે સાંભળી દુર્જન બોલ્યો—

"એમ કે! તેથીજ તમે લલિતને એક ઓરડામાં પૂરી રાખ્યો છે નહીં વારૂ? એકંદર રીતે જોતાં લલિત બહુજ પાજી અને હરામખોર લાગે છે. તમે મને એ વાત કહી એ એક રીતે બહુજ સારૂં કર્યું." તે દિવસે બન્ને સરદારોમાં એટલીજ વાત થઇ.

બીજે દિવસે સહવાર થતાંજ સજ્જન વ્હેલો ઉઠી નિત્યકર્મથી પરવાર્યા પછી સભામહેલમાં બેસી ખાનગી પરંતુ બહુજ જરૂરી કાગળો લખતો બેઠો હતો. વીરસિંહ સાથે કરેલી ગોઠવણુનો છેલ્લા બે દિવસોમાં સંપૂર્ણ વિચાર કરીનેજ આજે તે શાન્ત ચિત્તે ખાનગી પત્રો લખવામાં ગુંથાયો હતો. થોડાજ વખતમાં દુર્જન ત્યાં આવ્યો. તે બન્ને સરદારો બેઠા છે, તેટલામાં રણુમલ ત્યાં આવ્યો અને વિનયપૂર્વક નમન કરી બોલ્યો—"મહારાજ! સિંહગુફામાંથી એક સ્વાર આવ્યો છે અને તે તેના માલિક વજેસંઘ આપની મુલાકાત લેવા આવ્યાનું જણાવે છે."

"કોણુ? તે બન્ને લુંટારાઓ અને તે પણુ આપણે ત્યાં!? જા, રણુમલ! એકદમ દરવાજો બંધ કરાવી નાંખ!" દુર્જને ગુસ્સાથી કહ્યું.

"રણુમલ! જરા સબુર કર!" વચમાંજ સજ્જને કહ્યું અને પછી દુર્જન પ્રત્યે કહેવા લાગ્યો—

"દુર્જનસિંહજી! આમ કરવું એ સારૂં નથી. જો કે તેઓ લુંટારા છે—બહારવટીઆ છે છતાં ચાલી ચલાવીને પોતાની મેળેજ જ્યારે આપને મળવા આવ્યા છે ત્યારે દરવાજો બંધ કરાવવો, એ તેમનું અપમાન કરવા જેવું છે. મને લાગે છે કે તેઓને કિલ્લામાં તો આવવા દેવા પરંતુ આપણા રિવાજ પ્રમાણે મન ગમતા મેમાનોને આપણે દૂર્ગનો ઘંટ વગાડીને જે સન્માન આપીએ છીએ તે સન્માન તેમને ન આપવું. એમ કરીને તેઓના ધ્યાનમાં લાવી દેવું જોઇએ કે તેમના આવવાથી આપને આનંદ થયો નથી પણ ક્રોધ ઉપજ્યો છે."

"ઠીક છે. રણુમલ! તું જા અને તે પ્રમાણે ગોઠણુ કર. એજ તને મારી આજ્ઞા છે."

રણુમલ સભા મહેલમાંથી બહાર આવતાંજ ઘોડાઓના ડાબડાનો અવાજ તેના સાંભળવામાં આવ્યો. તે ઉતાવળો ઉતાવળો દરવાજા ઉપર આવ્યો અને પહેરેગીરોને પોતાના માલેકનો હુકમ કહી સંભળાવ્યો તથા દૂર્ગ ઘંટની દોરી કાઢી લેવરાવી. થોડાજ વખતમાં તે બન્ને ભાઇઓ દરવાજા ઉપર આવી પહોંચ્યા. અહીં અમારા વાંચકોને અમારે તે બન્ને—વજેસંઘ અને અજબસંઘ—ની ઓળખાણુ કરાવી દેવી જોઇએ.

વજેસંધની ઉપર લગભગ પાંત્રીસ વર્ષની હતી અને તેના નાનાભાઇ અજબસંધની ઉમર ત્રીસ વર્ષની હતી. બન્ને જણા શરીરે કદાવર, ઉંચા, બહુજ બળવાન્, શૂરવીર અને અતિશય સાહસિક બહાદુર નર હતા. તેમના શરીરનો રંગ ઘઉંવર્ણો હતો. દેખાવમાં તેઓ ક્રૂર, ખુની અને નામ પ્રમાણેજ લાગતા હતા, તેમના શરીર ઉપર કિંમતી પોશાક બહુજ ટાપટીપથી પહેરેલો હતો, ઘરેણાં પણ કિંમતી હતાં. સરદાર સજ્જનસિંહ અજયદુર્ગમાં આવી રહેલો છે અને તેની કન્યા લગ્નને યોગ્ય થએલી છે, એ વાત તે લુંટારા વજેસંઘની જાણ બહાર નહોતી. હજુ તે બન્ને ભાઇઓ અવિવાહિત હતા. તેમનાં આચરણો ઘણા ખરા લોકોના જાણવામાં હોવાથી તેમને કોઈ પોતાની પુત્રી આપતો નહોતો, તેઓ પર્વતમાં લુંટફાટ કરતા અને હમેશાં બહુજ ઠાઠ માઠથી રહેતા. તેઓ પાંચસો સશસ્ત્ર ઘોડેસ્વારો હમેશાં પોતાની પાસે રાખતા.

તે બન્ને ભાઇઓ કિલ્લાના દરવાજે આવી અંદર પ્રવેશ કરતાંજ વીસ ઘોડેસ્વારો તેમની પાછળ પાછળ આવ્યા. તેમનો કેવી રીતે સત્કાર કરવો, તેની ગોઠવણ રણમલે તરતમાંજ કરી રાખી હતી. તે બન્નેની પાસે રણમલે જઇ શાંત સ્વરે કહ્યું—

“ કેમ, આજે કઇ તરફ રસ્તો ભૂલ્યા ? ”

“ રણમલ ! અમે રસ્તો ભૂલ્યા નથી. સીધા અહીંજ આવ્યા છીએ અને તે પણ ખાસ કરીને તારા માલેકને મળવા માટેજ અમે અહીં આવ્યા છીએ. ”

વજેસંઘ અને અજબસંધ પોતાના ઘોડા ઉપરથી નીચે ઉતર્યા અને તેમના નોકરોએ પણ તેમનું અનુકરણ કર્યું. પોતે ખાસ દુર્જનસિંહને—તે ઘણાં વર્ષો પછી કિલ્લામાં આવેલ હોવાથી પોતે તેને—મળવા આવ્યા છે. એવી ખબર દુર્જનને આપવા રણમલને વજેસંઘે સૂચવ્યું—પરંતુ રણમલ ગુસ્સામાં હોવાથી તેની વાત તરફ તેણે જરાએ ધ્યાન આપ્યું નહિ. એટલામાં વજેસંઘની નજર દુર્ગના ઘંટ તરફ ગઇ અને તે પોતાના ભાઇને ઉદ્દેશીને બોલ્યો—“ અજબ ! આપણા અહીં આવવાથી આ ઘંટ કેમ વાગતો નથી ? શું આપણને અહીં કાંઈ પણ માન ન મળવું જોઇએ ? અરે ! પણ ત્યાંતો દોરીએ નથી દેખાતી ! ”

“ ફિકર નહીં ! તેની બધી ગોઠવણ હું કરી નાંખું છું.” એમ કહી અજબે પોતાના એક સ્વાર તરફ જોયું કે તરતજ તે સ્વાર

દરવાજા ઉપર ચઢી ગયો અને ઘંટ વગાડવા લાગ્યો. તે જોઈ રણુમલે વજેસંઘને કહ્યું–

"આમ કરવું એ તમારા જેવા વીર પુરૂષને શોભતું નથી."

"તો તેં અમારા અહીં આવવાના માનમાં ઘંટ કેમ ન વગાડયો. તું આટલો બધો ઘરડો થયો છતાં ગધેડા જેવોજ રહ્યો. તારે આ બાબતનો પહેલાંથી જ વિચાર કરવો જોઇતો હતો !"

"મેં વિચાર કર્યો હતો કે નહિ, તે જોવાનું તમારૂં કામ નથી. તમારી લાયકાત મુજબ જ તમને આ કિલ્લામાં માન મળશે."

"રણુમલ ! ઠીક છે. આ તું કોની સાથે બોલે છે, તેનું તને ભાન છે ખરૂં કે ? અમારા આ અપમાનનો અમે સખતમાં સખત બદલો તારી અને તારા સરદાર પાસેથી લેવા સર્વ રીતે સમર્થ છીએ–એ તું ભૂલી જઇશ નહિ !"

"હવે તમારી શી ઇચ્છા છે, તે કહો."

"એજ કે અમે તારા સરદારને મળવા માગીએ છીએ તેની તું ગોઠવણ કર. ચાલ, અમારી આગળ આગળ ચાલ અને તારા સરદાર સાથે અમને મેળવી આપ. જો તું ના પાડીશ તો અમે પ્રથમ તો હોળીના નાળીએરની જેમ તનેજ વધેરી નાંખીશું ! પછી તો જેવી તારી મરજી ! બોલ તું શું કહે છે ?"

"ચાલો, મારી પાછળ પાછળ ચાલ્યા આવો !"

એમ કહી રણુમલ તે બન્ને ભાઇઓને સભામહેલ તરફ લઇ ચાલ્યો. ત્યાં સરદાર સજ્જન, દુર્જન અને ચંદ્રસિંહ તે બન્ને ભાઇઓની વાટજ જોતા બેઠા હતા. તે બન્ને ભાઇઓ અંદર આવતાંજ દુર્જને તેમના મુજરો લીધો. તે બન્ને ભાઇ જરા નમ્યા. તેમને જોઇ દુર્જને કહ્યું–" તમારા જેવા વીર પુરૂષોની મુલાકાતથી મને બહુ આનંદ થાય છે."

"હા. એ બનવા જોગ છે છતાં તમારૂં કહેવું કેટલે અંશે ખરૂં છે, તે કહેવું એ જરા કઠિણ છે. અમે ખાસ તમારી મુલાકાત માટે કિલ્લામાં આવ્યા અને અમારો આવો સત્કાર થાય, એ નવાઇ જેવું છે અને તેમ કરવું એ તમારા જેવાનેજ શોભે ! આ તમારૂં આચરણ ભવિષ્યમાં સરદાર ! તમારા ઉપર ભયંકર આફત લાવશે, એ ભૂલી ન જતા." વજેસંઘે ભ્રકુટી ચઢાવીને કહ્યું.

"આ કેવી અસભ્યતા ?!" એમ કહી ચંદ્રે પોતાની તરવાર પર હાથ નાંખ્યો.

" અરે ઓ નાદાન છોકરા! વચમાં આમ બકવાદ ન કર! " તુચ્છતાથી તેની તરફ જોઈ અજબસંઘે કહ્યું.

" શું નાદાન છોકરો?! ઓ મુર્ખ-જંગલીઓ! મારે તમને ઘણીજ સારી રીતે સભ્યતાનો પાઠ શીખવવો જોઇએ."

એમ કહી કુમાર ચંદ્રસિંહે પોતાની તરવાર મ્યાનમાંથી બહાર કાઢી અને બહુજ જોશથી અજબની ઉપર હુમલો કરવા ધસ્યો. પરંતુ અજબે તે તરફ પોતાનું ધ્યાનજ નથી, એવો ડોળ કર્યો. કુમાર પાસે આવતાંજ તેણે એક હાથે કુમારનો હાથ ઝાલી મરડી નાંખ્યો અને બીજે હાથ તરવાર ખુંચવી લઇ એક ખૂણામાં ફેંકી દઇ બોલ્યો-"જા, ઓ નાદાન છોકરા! પહેલાં શસ્ત્ર ચલાવવાનું શીખી આવ અને પછી આ બહાદુરોની સામે લડવા આવજે! સમજ્યો કે? જા, તારૂં તે રમકડું લઇ રમત કર!"

" કેવું ભયંકર અપમાન! ચંદ્ર, સબુર કર. આ બન્ને ખુની લુંટારાઓને સરદાર દુર્જનસિંહ સખત સજા કરશે. સરદાર સજ્જને ગર્જના કરી.

" ઓ જંગલીઓ! તમે અત્યારે ને અત્યારે મારો આ કિલ્લો છોડીને ચાલ્યા જાઓ." ગુસ્સામાં આવી જઇને દુર્જને કહ્યું.

એક ક્ષણને માટે તે બન્ને ભાઇઓ ચુપચાપ ઉભા રહ્યા. તે બન્નેએ પોતાની ચારે તરફ નજર ફેરવી. તે વખતે તેઓની આંખો-માંથી અગ્નિની જ્વાળાજ નીકળતી, હોયની તેવો ભાસ થતો હતો. તેમનાં મુખો લાલચોળ-રક્ત જેવાં-થઇ ગયાં હતાં. થોડી વાર પછી વજેસંઘે દુર્જન આગળ આવી ગુસ્સાથી ગર્જના કરી કહ્યું—

"સરદાર દુર્જન! સાંભળો! આજથીજ આપણે એક બીજાના કટ્ટા દુશ્મન થઇ ચૂક્યા. આજે તમે અમારૂં જે અપમાન કર્યું છે તેનો બદલો અને જવાબ અમે તમારી પાસેથી લીધા વિના કદિ રહીશું નહિ. એ સારી રીતે ધ્યાનમાં રાખજો! સરદાર! યાદ રાખજો કે-આ કેસરીસિંહને છંછેડી તમે બહુજ ખોટું કર્યું છે. હવેથી તમારી સલા-મતી જોખમમાં આવી પડી છે."

એટલુંજ કહી તે બન્ને ભાઇઓ સભામહેલ છોડી ગયા.

જે સમયે સભામહેલમાં ઉપર પ્રમાણે ગડબડ ચાલતી હતી તેજ સમયે દુર્ગની પાસેનાજ લતાકુંજમાં પ્રભાવતી પોતાની દાસી સાથે ફરતી હતી. ફરતાં ફરતાં પ્રભાવતીએ મધુરીને પૂછ્યું-

" મધુરી! આજે કિલ્લામાં કોણ આવેલા છે?"

" બા! પેલી સિંહગુફામાં જે બે ભાઇઓ રહે છે તે આજે

અહીં આવ્યા છે. તે લુંટારા છે–ખુની છે. એમ પ્રથમજ મને આપણા વૃદ્ધ ચારણે કહ્યું હતું. પ્રથમ તો તેમને મળવુંજ નહિ, એવી દુર્ગાધિપતિની ઇચ્છા હતી પણ પિતાજી બોલ્યા કે–તેમ કરવું સારૂં નહિ. તે પોતેજ ચાલી ચલાવીને આપણને મળવા આવ્યા છે માટે તેમને તમારે અવશ્ય મળવુંજ જોઇએ. બા, પણ હવે આપણે ચાલો!" "હા, ચાલો." પ્રભાવતીએ કહ્યું અને તે બન્ને ત્યાંથી પોતાના નિવાસ તરફ ચાલી.

તેજ સમયે પોતાના અપમાનનો બદલો કેવી રીતે દુર્જન પાસેથી લેવો, એ બાબતમાં વિચાર કરતા બન્ને ભાઇઓ ચાલ્યા જતા હતા. સામેથી ચાલી આવતી પ્રભાવતી અને મધુરી ઉપર તે બન્નેની નજર પડી. તે સાથેજ બન્ને ભાઇઓએ એક બીજા તરફ જોયું. બન્ને એક બીજાના વિચારો સમજી ગયા. વજેસંઘે ચારે તરફ જોઇને પછી ધીમેથી અજબને કહ્યું–" અજબ! દરવાજો સાચવ!"

તરતજ અજબસંધે પોતાના સ્વારો તરફ જોયું. તેઓ પણ પોતાના માલેકનો હેતુ જાણી ગયા. આટલી બીના બનતાં ભાગ્યેજ એક ક્ષણ થયો હશે, પ્રભાવતીએ પોતાની દાસી સાથે દરવાજામાં પ્રવેશ કર્યો. તેની સામે જઇ વજેસંઘ તેને પ્રણામ કરતો હોયની! તેમ નીચું ધાલી ઉભો રહ્યો. તરતજ તેણે તેને ઉચકી લીધી અને એકદમ ઘોડા ઉપર ચઢી બેઠો. તેણે તત્કાળ પોતાનો ઘોડો વાયુના વેગે છોડી મૂક્યો. પ્રભાવતીનું હરણ થએલું જોતાંજ મધુરીની બોબડી વળી ગઇ. તેણે તરતજ બૂમ પાડી પરંતુ તરતમાં તેનો કાંઇ પણ ઉપયોગ થયો નહિ. વજેસંઘ પ્રભાવતીને લઇ સહિસલામત કિલ્લામાંથી નીકળી સિંહગુફાને રસ્તે ચાલ્યો ગયો.

---

## પ્રકરણ ૧૫ મું.

### પ્રભાવતીનો છુટકારો.

સભામહેલમાંથી વજેસંઘ અને અજબના ચાલી જવા પછી ત્યાં રહેલી ત્રિપુટીમાંથી થોડો વખત કોઇ કાંઇ પણ બોલ્યો નહિ. પોતાના ભવિષ્યમાં થનારા ભાવી સસરા, સાળા અને પોતાનું જે અપમાન તે બન્ને ભાઇઓએ કર્યું તે દુર્જનથી સહન થઇ શક્યું નહીં. તેના હૃદયમાં ક્રોધનો અગ્નિ સળગવાથી તે ક્રોધાંધ થઇ ગયો. તેની મુખમુદ્રા વિચિત્ર જ થઇ ગઇ. વૃદ્ધ સરદાર સજ્જન બેઠો બેઠો પોતાની મુંછો આમળ્યા કરતો હતો. તેના મુખ ઉપર પણ ક્રોધનાં ચિહ્નો

સ્પષ્ટપણે જણાઇ આવતાં હતાં. તેની ભ્રકુટી સંકુચિત થઇ ગઇ હતી. કુમાર ચંદ્રસિંહના ચિત્તની સ્થિતિ બહુજ ચમત્કારીક થઇ ગઇ હતી. એક નાના બચ્ચાની જેમ માની તે અજબસંઘે પોતાને હરાવી દીધો તે વિચાર તેના હૃદયમાં આવ્યો અને તે હતાશ થઇ ગયો. તે પોતાના પિતા અને દુર્જન તરફ જોતો સ્તબ્ધ થઇ ઉભો રહ્યો હતો. તેની સ્થિતિ જોઇ દુર્જન બોલ્યો-" કુમાર! તમે ખોટું લગાડશો નહિ. તે દુષ્ટોએ તમારા શસ્ત્રનું અપમાન કર્યું છે તેનો બદલો હું સત્વર લઇશ. જાઓ, તમારૂં તે શસ્ત્ર તમે ઉચકી લ્યો."

તે સાંભળી કુમાર તે શસ્ત્ર લેવા ગયો. સ્હેજ તેની નજર બારી-માંથી બહારના ભાગમાં ગઇ તો મધુરીએ પાડેલી બૂમ તેના સાંભ-ળવામાં આવી. તેણે તરતજ એક સિપાઇને પૂછ્યું તો તેના જાણ-વામાં આવ્યું કે-'પ્રભાવતીને વજેસંઘ ઉપાડીને ચાલ્યો ગયો છે.' આ ખબર કુમાર ચંદ્રે સરદાર સજ્જન અને દુર્જનને આપી. તે સાંભળ-તાંજ તે બન્ને બોલી ઉઠયા કે-"પકડો! તે દુષ્ટોને!!" આખરે આ ગર્જના આખા કિલ્લામાં થવા લાગી.

જોત જોતાંમાં કિલ્લામાં એક જાતનો કોલાહલ થયો. અશ્વશા-ળામાંથી ઘોડાઓ બહાર લાવવામાં આવ્યા અને ટપોટપ તે ઉપર સશસ્ત્ર સ્વારો બેસવા લાગ્યા. થોડાજ વખતમાં સરદાર સજ્જન, દુર્જનસિંહ અને ચંદ્ર પોતાની સાથે લગભગ પચાસ સશસ્ત્ર સ્વારો લઇ કિલ્લામાંથી બહાર પડયા.

આટલા વખતમાં પ્રભાવતીને લઇ વજેસંઘ બહુ આઘે જતો રહ્યો હતો. આમ અચાનક પોતાની ઉપર આવેલી આફતથી પ્રભાવતી બહુ ગભરાઇ ગઇ. તેના હૃદયે ધીરજનો ત્યાગ કર્યો. તેની સુકોમળ કાયા વજેસંઘના બહુપાશમાં થરથર ધ્રુજતી હતી. તેણે બહુજ જોરથી બૂમ પાડવાનો પ્રયત્ન કર્યો પરંતુ ભયને લીધે તેનો કંઠ સુકાઇ ગઇ ગએલો અને જીભ તાળવે ચોટી ગએલી હોવાથી તેના મુખમાંથી એક પણ શબ્દ નિકળી શકતો નહોતો. તેના હૃદય સા-ગરમાં નવીન નવીન જાતના તરંગો ઉદ્દભવવા લાગ્યા. કિલ્લાથી બહુ દૂર ગયા પછી વજેસંઘે ઘોડાનો વેગ ઓછો કરી કોમળ કંઠે બોલ્યો-" મનમોહક મોહિની સ્વરૂપ માનિની! તું જરાએ ડરીશ નહિ. તને જરા પણ ઇજા આવશે નહિ. જો તારી ઇચ્છા મારી સાથે યા મારા ભાઇની સાથે લગ્ન કરવાની હોય તો બોલ, કોઈ પણ પ્રકારનો સંકોચ ન રાખતાં તારી ખરેખરી ઇચ્છા મને જણાવ! જો તારી ઇચ્છા હશે તો હું તને મારી સિંહગુફાની સ્વામિની બનાવીશ.

તને અમારી સિંહગુફાના અનુપમ અને અપાર વૈભવોની કલ્પના પણ નહિ હોય! જ્યારે ત્યાંના મારા વૈભવો તું જોઇશ ત્યારે તને તારો અજયદુર્ગ તદ્દન તુચ્છ જણાશે."

"વજેસંઘ! આપણો પીછો પકડાયો છે." અજબે હસતાં હસતાં કહ્યું.

"ફિકર નહીં. તેમને આવવા દે! આપણે તે સર્વેનો યોગ્ય સત્કાર કરીશું." વજેસંઘે બેપરવાહી જણાવી.

પીછો પકડાયો છે, તે વાત સાંભળતાંજ પ્રભાવતીના હૃદયમાં છુટકારો થશે, એવી આશાનો ઉદય થયો, તે વખતે અજબસંઘ પાછળ જોતો જોતો બોલ્યો-"વજેસંઘ! હવે આગળના વળણ ઉપર હું થોડુંક સૈન્ય લઇ ઉભો રહું છું અને તું આડે રસ્તેથી એકદમ આપણી ગુફાને રસ્તે પડ!"

"નહીં. તે નહીં બને. તને એકલાનેજ આફતમાં નાંખી હું કદિ પણ જઇશ નહિ. તે બન્ને સરદારો બહુજ બળવાન્ છે. હું હમણાં આ બુલબુલની ગોઠવણ કરી નાંખું છું." તરતજ તેણે પોતાની ટુકડીમાંના સશક્ત અને વિશ્વાસુ બે માણસોને પોતાની પાસે બોલાવ્યા અને તેમને આજ્ઞાદર્શક સ્વરે કહ્યું-"જુઓ, તમને આ તમારી ભવિષ્યની રાણી સોંપવામાં આવે છે. તેને સાચવજો અને તરતજ એકદમ સહિસલામત રીતે આપણી ગુફામાં જઇ પહોંચજો."

પોતાના માલેકનો હુકમ સાંભળતાં પ્રભાવતીને સાથે લઇ બન્ને સ્વારો સિંહગુફા તરફ રવાના થઇ ગયા. બીજી તરફ તે બન્ને ભાઇઓ આવનારી આફતની સામે થવાની તૈયારી કરવા લાગ્યા. તેઓએ પોતાની ટુકડીને બહુજ સારી રીતે ગોઠવી અને રસ્તો રોકી અડગપણે ઉભા રહ્યા.

સામેથી આવનારાઓના સરદાર સજ્જન, દુર્જન અને કુમાર ચંદ્ર તેઓની નજરે પડતાંજ-પોતાના અપમાનનો બદલો લેવાનો આમ તરતમાંજ વખત આવી મળેલો જોતાંજ-તે બન્ને ભાઇઓને અનહદ આનંદ થયો. સરદાર સજ્જનસિંહ અને દુર્જનસિંહ પોતાના સશસ્ત્ર સિપાઇઓ સાથે તેમની પાસે આવતાંજ પ્રભાવતીને ન જોવાથી તેઓ ગોટાળામાં પડી ગયા.

"ખરેખર દુષ્ટોએ તેને પોતાની ગુફામાં મોકલી આપી હશે. સરદાર દુર્જનસિંહજી! હવે એ લોકોના વ્યુહને તોડી નાંખી એકદમ પ્રભાવતીને છોડાવો!" દાંત-હોઠ કરડતાં વૃદ્ધ સરદારે કહ્યું.

થોડીજ વારમાં ત્યાં યુદ્ધનો આરંભ થયો. બન્ને પક્ષના સૈનિકો

એક બીજા ઉપર તુટી પડયા. સ્વારો—સૈનિકોની બુમોના અને શાસ્ત્રોના ખખડાટના તે જંગલમાં પડઘા પડવા લાગ્યા અને તેથી તે પ્રદેશ ગર્જવા લાગ્યો. તેઓની સમશેરો પરસ્પર અથડાવાથી કોઇ કોઇ વાર અગ્નિ ઝરવા લાગ્યો. ભાલાઓના કકડા દૂર દૂર જઇને પડવા લાગ્યા. કુમાર ચંદ્રે વજેસંઘ ઉપર ખૂબ જોરથી પોતાનો ભાલો ફેંક્યો. પણ તે એક કસાએલો યોદ્ધા હોવાથી એકદમ તેનો વાર ચુકવી તેની ઉપર ધસી ગયો. તે જરા પોતાની પાસે આવતાંજ ચંદ્રે તેના ઉપર તરવારનો એક એવો તો વાર કર્યો કે જેથી વજેસંઘના હાથમાંની તરવારી તુટી ગઇ. અહીં તે પહાડી યોદ્ધા ક્રોધાંધ થયો અને તે ચંદ્રના ઘોડાની તદ્દન પાસેજ પોતાનો ઘોડો લઇ ગયો અને કુમાર ચંદ્ર તેના ઉપર બીજો વાર કરે તે પહેલાંજ તેણે ( વજેસંઘે ) પોતાના જબરદસ્ત હાથથી તેનું ગળું પકડી—એકદમ દડાની જેમ પકડી—ઝાડીમાં ફેંકી દીધો.

"હાય! ઓ ચાંડાળ! આ તેં કેવો જુલમ કર્યો!?" એટલું બોલી તે વૃદ્ધ સરદાર સજ્જન એકદમ વજેસંઘ તરફ વળ્યો. આ વૃદ્ધ સરદારને પોતે તરતજ જીતી લેશે, એમ પહેલાં વજેસંઘને લાગ્યું પણ આ તેની ધારણા તરતજ ધૂળમાં મળી ગઇ. સરદાર સજ્જનસિંહ જેવા જબરદસ્ત યોદ્ધા તરફથી થતા વાર ચુકવતાં ચુકવતાં વજેસંઘ હેરાન થઇ ગયો. આખરે વજેસંઘ હાર્યો. સરદાર સજ્જન તરફથી ચોથો વાર થતાંજ તે પોતાના ઘોડા ઉપરથી નીચે પછડાઇ પડયો. તે સાથેજ કુમાર ચંદ્ર તેની ઉપર એક વાઘની જેમ કૂદી પડયો અને પોતાની તરવાર તેના ગળા ઉપર ચલાવી દે તેટલામાં જ અજબ પોતાના ભાઇની મદદે દોડી આવ્યો. ત્યાં આવતાંજ તેણે ચંદ્રના મસ્તક ઉપર એવા તો જોરથી મુષ્ટિપ્રહાર કર્યો કે જેથી તે મૂર્છિત થઇ જમીન ઉપર પછડાઇ પડયો—બેભાન થઇ ગયો. પહેલેથીજ દુર્જન અને અજબ સામસામે આવી લડતા હતા. ઘણો વખત સુધી બહુજ ચતુરાઇથી તેઓ લડયા. તેમાં ઘણી વાર અજબ હાર્યો પરંતુ દુર્જનના નસીબે તેને દગો દીધો. તેનો ઘોડો ઘાયલ થયો અને તેને લીધે તે પ્રાણીએ પોતાના સ્વારને પોતાની ઉપરથી ઉડાવી દીધો. તે લુંટારાના સૈનિકોમાંથી દસબાર સૈનિકો મરાયા—ઘવાયા. પોતાના પુત્રને બેભાન થએલો જોતાંજ વૃદ્ધ સરદાર અજબ ઉપર ધસ્યો એટલામાંજ પાસેની ઝાડીમાંથી એક ભયંકર ચિચીઆરી સર્વના સાંભળવામાં આવી! તે સાથેજ લડાઇ બંધ પડી ગઇ. તમામ મનુષ્યો તે તરફ જોવા લાગ્યા.

થોડાજ વખતમાં એક વૃદ્ધ વનચરી તે ઝાડીમાંથી બહાર આવી.

"ઓ દુષ્ટો ! તમે આ શું કરવા માંડયું છે ?" પાસે પડેલા મડદાંઓ અને જખમી માણસો ઉપર પોતાના લાકડા જેવો હાથ ફેરવી તે બોલી. થોડી વાર પછી તે પુનઃ બોલી–" અરે પાપીઓ ! તમે આવી રીતે માનવોની અમુલ્ય કાયાનો નાશ કરવા માગો છો તો શું તમે તેને એક નિર્માલ્ય જીવ જંતુ જેવી માનો છો ? પણ તમે આ લડાઇ શા માટે કરો છો ? જેને માટે તમે એક બીજાના પ્રાણ લેવા તૈયાર થયા છો, તેનો તો ક્યારનોએ તે યુવક યોદ્ધાએ છુટકારો કર્યો છે ?"

"શું છુટકારો કર્યો ?" એકદમ તપી જઇ અજબે અજાયબી દર્શાવી.

"મોટા ભાઇ ! ગુફા !" એમ કહીને એકદમ તેણે સિંહગુફા તરફ પોતાનો ઘોડો દોડાવ્યો.

"હા. તેનો છુટકારો થયો. તે દુષ્ટોના હાથમાંથી તેને જેણે છોડાવી છે, તેજ નરરત્ન આખરે તેને સુખી કરશે !" તે ડોસીએ કર્કશ અવાજે હાથના વિચિત્ર ચાળા કરતાં કહ્યું અને થોડી વાર પછી પુન; બોલી–" દુષ્ટ દુર્જન ! તું તેની ઇચ્છા ત્યાગી દે. વિધાતાએ તારા જેવા પાપી નરરાક્ષસને માટે તે નારીરત્ન નિર્માણ કર્યુંજ નથી ! માટે તેના મોહને તું છોડી દે. તે તને કરોડો ઉપાયે મળશે નહિ. તારી ઇચ્છા કોઇ કાળે પૂરી થશેજ નહિ. !" એટલુંજ કહી તે ડોસીએ ફરી એક ભયંકર ચિચીઆરી પાડી એકદમ ઝાડીમાં અદૃશ થઇ ગઇ.

"પ્રભાનો છુટકારો કરનાર લલિતજ હશે." કુમાર ચંદ્રે કુત્સિત સ્વરે કહ્યું.

ચંદ્ર તે વૃદ્ધાની ચીસ સાંભળી સાવધ થઈ ગયો હતો. લલિતે પ્રભાનો છુટકારો કર્યો એ વાત સાંભળતાંજ તે ઘણોજ ગુસ્સે થઇ ગયો. પોતે આટ આટલી મહેનત કરી અને તેનું શ્રેય લલિતે લઇ લીધું, એવો વિચાર મનમાં આવવાથીજ તે ઉપર પ્રમાણે બોલ્યો. તેની ખરાબ અસર દુર્જન ઉપર પણ થયા વિના રહી નહીં. તે ડોસીની વાત સાંભળવાથી દુર્જનના મન ઉપર બહુજ ખરાબ અસર થઇ. તે ઉદાસ અને નિરાશ થયો અને તેનું આખું શરીર થરથર ધ્રુજવા લાગ્યું. કૂદીને ઘોડા ઉપર સ્વાર થવાની તેનામાં શક્તિ રહી નહીં. તે ઘણો વખત સુધી ઝાડી તરફજ જોતો રહ્યો.

" સરદાર ! મારી પ્રભાને માટે અત્યારે તે મૂર્ખ ડોસી જે કાંઇ બોલી ગઇ તે તરફ આપ જરાએ ધ્યાન આપશો નહિ. મેં આપને જે કહ્યું છે–વચન ...

તે વૃદ્ધ સરદારને વચમાંજ બોલતો અટકાવી દુર્જને કહ્યું–" છટ્ ! તે મૂર્ખ ડોસીની વાત માનવા જેટલો હું મૂર્ખ નથી. ચાલો, હવે આપણે આપણા કિલ્લા તરફ જઇએ. આપની પુત્રીને સહિસલામત જોયા વિના મને શાંતિ થશે નહિ." તે સર્વે કિલ્લા તરફ પાછા વળ્યા.

## પ્રકરણ ૧૬ મું.

### આકસ્મિક મિલન.

વ્હાલા વાંચક ! હવે આપણે જરા પાછળના–થોડા વખત પહેલાંના–બનાવ તરફ નજર કરીએ. જ્યારે તે લુંટારા ભાઇઓએ પોતાના માણસ લાખા અને નિરાનંદને પ્રભાવતી સોપતાંજ તેઓ સિંહગુફા તરફ ચાલ્યા ગયા, એ વાત તમારા ધ્યાનમાંજ હશે. ત્યાર પછી શું થયું ?

તે બન્ને જણા પ્રભાવતીને લઇ આડે રસ્તેથી સિંહ–ગુફા તરફ ચાલ્યા જતા હતા. તે સમયે પ્રભાવતીના મનમાં શા શા અને કેવા કેવા વિચારો ઉત્પન્ન થયા હશે કે થતા હશે તે જાણવાનું રહેલું હતું. તેણે પ્રથમ લાખાના મુખ તરફ જોયું. તેની મુખમુદ્રા ઉપરથી તે ખૂની અને પોતાના માલેકની જેવોજ નિર્દય જણાતો હતો. પછી તેણે બીજા માણસના મુખ તરફ જોયું તો તે પણ તેની પહેલાના જેવોજ તેને જણાયો. એટલે પોતાનો છુટકારો થવાની તેને જે આશા હતી તે આશા નિરાશામાં ફેરવાઇ ગઇ. છતાં તે સંપૂર્ણપણે નિરાશ થઇ નહીં. તેના નિરાશામય અંતઃકરણમાં કંઇક આશાનો ઝાંખો પ્રકાશ હતો. તે વારે વારે ચારે તરફ જોતી હતી અને કોઇની વાટ જોતી હોય તેમ લાગતું હતું છતાં તે કોની વાટ જોતી હતી, તે, તે પોતેજ સમજી શકતી નહોતી.

થોડોક વખત વીત્યો. ધીમે ધીમે તે બન્ને સ્વાર સિંહગુફાની પાસે પાસે આવવા લાગ્યા. હવે પ્રભાવતીને ભય લાગવા માંડયો. થોડાજ વખતમાં સિંહગુફાનું ઉચ્ચ શિખર નજરે પડતાંજ–પોતે હવે સુરક્ષિત પણે પ્રભાવતીને ગુફામાં લઇ જશે–એવો વિચાર આવતાંજ–તે બન્ને સ્વારોને અત્યંત આનંદ થયો. પરંતુ તે આનંદ બહુ વખત સુધી સ્થિર રહી

સક્યો નહિ. તે બન્ને સ્વારો એક ગાઢ ઝાડીમાં પ્રવેશ કરે છે ત્યાં તો એકદમ સૂંસૂં કરતું એક બાણ આવ્યું અને તે એક સ્વારના ઘોડાના ગળામાં ખુંચી બેઠું. તે સાથેજ ઘોડો એકદમ જમીન ઉપર પછડાયો અને તેના સ્વારની પણ તેજ દશા થઈ. તેનું મસ્તક જમીન ઉપર પડેલા એક પત્થર સાથે અફળાયું અને તે બેભાન થઇ ગયો. પોતાની સાથેના સ્વારની આવી દશા થએલી જોતાંજ બીજો સ્વાર ગભરાઇ ગયો. તેણે એકદમ પોતાનો ઘોડો થોભાવી ચારે તરફ નજર ફેરવી જોયું તો તેને કોઇ પણ જણાયું કે દેખાયું નહિ. આમ અચાનક અચૂક બાણ આવેલ જોઇ તેને બહુજ અજાયબી લાગી. કોઇ આવે છે કે કેમ, તે માટે તેને ઘણા વખત સુધી વાટ જોઇ. પણ તેવું કાંઈ બન્યું નહિ. પછી તે પોતાના ઘોડા ઉપરથી ઉતર્યો. એક હાથે પોતાના ઘોડાની લગામ પકડી બીજે હાથે પોતાના જોડીદારને સાવધ કરવાની કોશીશ કરવા લાગ્યો. એટલામાં પ્રભાવતીએ બૂમ પાડી કે—"લલિતસિંહ!" તે સાંભળતાંજ લાખાએ ઉંચું જોયું તો તેને પોતાની સામે એક સશસ્ત્ર જુવાન યોદ્ધો ઉભેલો દેખાયો. લલિતે તેને જોતાંજ કહ્યું—"એ સિપાઇ! શસ્ત્ર છોડી દે અને શરણે આવ!" શરણ એ શબ્દનો ત્રણ વખત ઉચ્ચાર કરી લાખો તદ્દન હતાશ થયો અને તેણે લલિતના હુકમ મુજબ કર્યું.

"બહાદુર! ચાલ્યો જા. જા, હું તને અભયદાન આપું છું. જો તું મારી સાથે કપટ કરીશ તો હું તને તેની સખત સજા આપવા સમર્થ છું."

"યુવક વીર! મને કપટ કે દગો કરતાં આવડતુંજ નથી. તમે મને જે પ્રાણદાન આપ્યું છે તે હું કોઇ કાળે ભૂલી જઇશ નહિ."

"ઠીક છે. જો, હું આ તારા વચન ઉપર વિશ્વાસ રાખી તારો ઘોડો લઇ જાઉં છું. કિલ્લામાં પહોંચતાંજ તારો ઘોડો હું તને અહીં પાછો પહોંચાડી દઇશ."

અહા હા! લલિત અને પ્રભાને માટે તે સમય બહુજ આનંદ અને સુખનો હતો. તે પ્રેમી યુગલનું આજે આમ આકાસ્મિક રીતે મિલન થવાથી તે અનહદ આનંદના આવેશમાં આવી ગયું. થોડો વખત સુધી તેઓમાંથી કોઇ કાંઇ પણ બોલી શકયું નહિ. પછી પ્રભાવતી અચકાતાં અચકાતાં બોલી—

"લલિતસિંહ?"

"હા. પ્રભાવતી?"

તત્કાળ પ્રભાવતીને પોતાના પ્રશ્નનો પ્રેમી અવાજમાં ઉત્તર મળતાંજ તે બહુજ આનંદિત થઇ અને પરસ્પરે પ્રેમાતિશયથી પ્રેમ પૂર્વક પરસ્પર જોયું. તે બન્ને એક બીજાના બાહુપાશમાં બંધાઇ ગયા. ઘણો વખત થઈ ગયો છતાં તેમના હૃદયની આકર્ષક શક્તિ ઓછી થઈ નહિ. આખરે નિરૂપાયે તેઓ છૂટા પડયા. કારણ કે પાસેનીજ ઝાડીમાં કાંઇક ખખડાટ થવા લાગ્યો. થોડાજ વખતમાં તે ઝાડીમાંથી એક વૃદ્ધા વનચરી બહાર આવી અને તે પ્રેમી યુગલ તરફ જોઇ પરમાનંદ પામી. તે બોલી—"અહાહા વિધાતાએ કેવું સુંદર અને પરમ પવિત્ર પ્રેમી યુગલ નિર્માણ કર્યું છે! ખરેખર આ દિવ્ય પ્રેમી યુગલજ છે!"

"લલિત! જો આ વૃદ્ધા આપણું એક કામ કરશે તો બહુ સારૂં થશે અને તેથી કેટલાએ નિર્દોષ પ્રાણીઓના પ્રાણ બચશે." તે વૃદ્ધાને જોતાંજ પ્રભાવતી બોલી.

"પ્રભા! કહે, તારૂં શું કામ છે? તારૂં ગમે તે કામ કરવા હું તૈયાર છું." ઘણાજ પ્રેમથી અને મૃદુસ્વરે તે વૃદ્ધા બોલી.

"પ્રભા! કોના પ્રાણ બચશે? કહે, તે મને સત્ત્વે સવિસ્તર સત્વર કહે. મને સંપૂર્ણ વિશ્વાસ છે કે, આ વૃદ્ધા તે કામ જરૂર કરશે." લલિતે કહ્યું.

"ઓ ભલી બાઇ! તું જા—એકદમ અહીંથી જા! આ ઝાડીના ત્રીજા વળણ પાસે એકદમ જા અને જ્યાં કેટલાક સશસ્ત્ર સૈનિકો યુદ્ધ કરે છે ત્યાં જઇ કહે કે—'તમારા યુદ્ધમાં કારણભૂત જે હતું તેનો છુટકારો થયો છે અને તે અત્યારે સહીસલામત છે' એટલી વાત કહી આવ. જા!"

"ઠીક છે. પ્રભાવતી! હું તારૂં કામ કરવા તૈયાર છું. ઇશ્વર તમો બન્નેને સુખી રાખો. હવે હું તારૂં કામ કરવા માટે જાઉં છું."

એમ કહી તે ડોસી ઝાડીમાં ચાલી ગઇ. ત્યાર પછી તેણે શું કર્યું, તે અમે કહી આવ્યા છીએ અને તે અમારા વાંચકોની જાણ બહાર નહિજ હોય.

તે વૃદ્ધાના ચાલી જવા પછી પ્રભાવતીએ સંકુચિત અને સલજ્જ ભાવે લલિત પ્રત્યે કહ્યું—"તમે અત્યારે અહીં કયાંથી આવી ચડયા?"

"પ્રિય પ્રભા! હું તને મારી કમનસીબ કહાણી શું કહું? આજે કેટલાએ દિવસ થયા હું ચિંતામાને ચિંતામાંજ હતો. ઘણી રાતો મેં તરફડતાં વીતાવી છે. આનું કારણ હું તને કહું? અને જો કહું તો ફક્ત એટલુંજ કે જેટલો સમય મેં કિલ્લાની એકાંત કોટડીમાં વ્યતીત કર્યો છે, તે સમય દરમિઆન મને તારી પ્રેમમયી પરમ પવિત્ર પ્રતિમાનાજ વિચાર આવ્યા છે. ગઇ કાલની રાત તો મેં

બહુજ દુ:ખમાં વીતાવી છે અને તેથી મારા અંતઃકરણમાં ઉદાસીનતા છવાઇ ગઇ છે. તે ઉદાસીનતા દૂર કરવા—ઉત્સાહ મેળવવા અને સૃષ્ટિનું સૌંદર્ય જોવા તેમજ મારા મનને આનંદ થાય તેટલા માટે હું આજે આ તરફના પ્રદેશમાં ફરવા નિકળ્યો. જે સમયે હું કિલ્લામાંથી બહાર નિકળ્યો તે સમયે દરવાજા ઉપર દુર્જનસિંહને કોઇ મળવા આવ્યું હતું તેથી હું શસ્ત્રાગારમાં થઇ બહાર આવ્યો. હું જ્યારે શસ્ત્રાગારમાંથી પસાર થતો હતો ત્યારે આ સુંદર ધનુષ્ય મારા જોવામાં આવ્યું અને તે લઇ હું આ પ્રદેશમાં આવ્યો. ઘણો વખત સુધી હું આ પ્રદેશમાં ફર્યો. કાંઇક શિકાર મેળવવા મેં કોશીશ કરી પણ મને કાંઇએ શિકાર મળ્યો નથી. ફરતાં ફરતાં જ્યારે હું થાકયો ત્યારે વિશ્રાંતિ લેવા એક શિલા ઉપર બેઠો. તે વખતે પણ મારા મનમાં અનેક વિચારોની ઘડભાંગ ચાલતીજ હતી. એટલામાં ઘોડાના ડાબડાનો અવાજ મને સંભળાવા લાગ્યો. ત્યારે મને અજાયબી એ ઉપજી કે આવી ગાઢ ઝાડીમાંથી કોણ પસાર થતું હશે? એથી હું આશ્ચર્યચકિત થઇ ગયો. ધીમે ધીમે તે અવાજ મને પાસેને પાસે સંભળાવા લાગ્યો. આવી ઝાડીમાંથી પસાર થનારો સ્વાર કોણ હશે, તે જોવા માટે હું એક ઝાડની ઓથમાં છુપાઇ ગયો. થોડાજ વખતમાં એ સ્વારો મને દેખાયા. પ્રભાવતી! તેમાંથી એક સ્વારની પાસે તને જોતાંજ મારા મનની હાલત બહુજ વિચિત્ર થઇ ગઇ. તેનું વર્ણન કરી શકવા હું અસમર્થ છું. તત્કાળ મેં મારૂં આ ધનુષ્ય સજ્જ કર્યું અને બાણ છોડયું. ત્યાર પછી શું થયું, તે બધું તો તેં તારી આંખે જોયુંજ છે!" ... પ્રભાવતીની પ્રેમમય મુખમુદ્રા તરફ જોતાં જોતાં લલિતે કહ્યું.

"અને પછી તમને શિકાર પણ મળ્યો." હાસ્યમય મુખે ધીમેથી પ્રભાવતી બોલી.

આજે ઘણા દિવસો પછી પ્રભાવતીના મુખ ઉપર હાસ્ય ચમકવા લાગ્યું હતું પણ તે હાસ્ય બહુ વખત સુધી ટકીને સ્થિર રહી શકયું નહિ. પોતે લલિતની સાથે આવી રીતે વર્તે છે, તે ઉચિત નથી, એમ તેને લાગવા માંડયું. પ્રભાએ તે વિષય બદલી નાંખવા માટે ઘણી ઘણી કોશીશો કરી પણ તે સુખદાયક વિષય—ઇચ્છા છતાં—પ્રભા બદલી શકતી નહોતી. અન્તે તે બોલી—" લલિત! હવે આ વિષયને છોડી દો. અત્યારે હું કેવી સ્થિતિમાં છું, તે તમે ભૂલી ગયા લાગો છો. થોડાજ સમય પહેલાં અનુપમ આનંદના અનહદ આવેગમાં આવી જઇ મેં તમારી સાથે જે ભાષણ અને વર્તન કર્યું, તેને માટે મને બહુજ

પશ્ચાત્તાપ છે. મારે હવે બહુજ વિચાર કરીને સાવચેતીથી વર્તવાનું છે—ચાલવાનું છે. મારા પિતાજીએ મારે માટે જે કાંઇ વિચાર કરી રાખ્યો છે ... ...

"પ્રભા ! હવે આગળ ન બોલ. હું તે સર્વ વાત જાણું છું અને તે એ કે સરદાર દુર્જનસિંહની સાથે ... વચમાંજ લલિત બોલ્યો.

"હા. જો તમને ખબર હોય અને તમે જાણતા હો તો આપણું આ વર્તન કેટલું બધું અક્ષમ્ય છે—અનુચિત છે ? હવે હું બીજા ... ની ... સાથે ...

એટલામાં તે તરફ કેટલાક ઘોડેસ્વારોના આવવાનો અવાજ તેઓને સંભળાયો. લલિતસિંહે તરત મ્યાનમાંથી પોતાની તરવાર બ્હાર કાઢી અને તે પ્રભાવતીની પાસે જઇ ઉભો રહ્યો. તેણે એક વાર ચારે તરફ નજર કરી. કદાચિત્ સિંહગુફામાંના લોકો પોતાની ઉપર ચઢી આવશે, એમ તેને પ્રથમથીજ લાગતું હતું. પ્રભાવતીને પણ ભય લાગવા માંડયો. ફરી જો તે લોકો આવી જશે તો પોતાની સ્થિતિ બહુજ ખરાબ થઇ જશે, એ તે જાણતી હતી. પ્રભાવતીને ભયભીત થએલી જોતાંજ તેને ધીરજ આપતાં લલિત કહ્યું—"પ્રભાવતી ! તું જરા પણ ભય પામીશ નહિ. જ્યાં સુધી આ લલિતસિંહના શરીરમાં પ્રાણ છે ત્યાં સુધી કોઇ પણ મનુષ્ય તારો વાળ પણ વાંકો કરી શકે તેમ નથી. માટે તું તદ્દન નિશ્ચિંત રહે. તારી સહિસલામતીની જવાબદારી હવે મારે માથે છે અને તે હું ભૂલી ગયો નથી."

"આ તો પિતાજી આવ્યા !" પ્રભાવતી એકદમ આનંદથી બોલી ઉઠી.

સરદાર સજ્જનસિંહ, દુર્જનસિંહ અને ચંદ્રસિંહ કેટલાક સ્વારોની સાથે ઝાડીમાંથી બહાર આવ્યા. પોતાની પુત્રીને સહિસલામત જોતાંજ વૃદ્ધ સરદાર સજ્જનને અનહદ આનંદ થયો. તે ઘોડા ઉપરથી ઉતરી પ્રભા પાસે ગયો અને તેના કપાળે ચુંબન કર્યું. પછી તેણે લલિત તરફ નજર કરી. તેના શરીર ઉપર રક્તનું એક બિંદુ પણ નહોતું છતાં તેણે પ્રભાવતીને લુંટારાઓના હાથમાંથી છોડાવી હતી. જે કામને માટે પોતાને કેટલાએ સૈનિકોનું બળીદાન આપવુ પડયું હતું છતાં કાર્યની સિદ્ધિ ન થઇ અને તેજ કામ એક યુવકે કાંઇ પણ જોખમ ખેડયા વિના સિદ્ધ કર્યું, તે જાણીને તે વૃદ્ધ સરદારને અજાયબી ઉપજ્યા વિના રહી નહીં. તે લલિતને એક તરફ લઇ ગયો અને કહ્યું—"લલિત ! તારો આજનો ઉપકાર હું કોઇ કાળે ભૂલીશ નહિ."

એટલુંજ કહી તે વૃદ્ધ સરદારે પ્રભાને બેસવા માટે એક સ્વારનો ઘોડો અપાવ્યો અને તે ઉપર પ્રભા બેસી ગયા પછી સર્વે અજયદુર્ગ તરફ ચાલ્યા. તેની ડાબી બાજુએ સરદાર દુર્જનસિંહ ચાલતો હતો અને આગળ આગળ ચંદ્ર ચાલતો હતો. તે સમયે તે બન્ને—ચંદ્ર અને દુર્જન—ના મનમાં શા શા વિચારો ચાલતા હતા, તે જાણવાનો માર્ગ નહોતો. તે બન્નેના મુખ ઉપર ક્રોધની કરચલીઓ પડેલી સ્પષ્ટ પણે જણાતી હતી. લલિત તે સર્વેની પાછળ પાછળ ધીમે ધીમે પગપાળો ચાલતો હતો. થોડીવારમાંજ લલિત પાછળ પડી ગયો અને બીજા બધા તેની આગળ ચાલ્યા ગયા. ત્યાં સરદાર સજ્જને પ્રભાને પૂછ્યું કે—"પુત્રી! લલિત તારી સાથે શી શી વાતો કરતો હતો? તમો બન્ને કઇ બાબતમાં વાતચિત કરતા હતા?"

પોતાનો પિતા આ પ્રશ્ન શા માટે પૂછે છે, તેનો ઉદ્દેશ તરતજ પ્રભાવતીના ધ્યાનમાં આવી ગયો. તે તેના તરફ કરડી નજરે જોતી બોલી—

"પિતાજી! તમારા પ્રશ્નનો ઉદ્દેશ હું સારી રીતે સમજી ગઈ છું. લલિતે મારી સાથે કાંઇ ગેરવ્યાજબી વર્તન કર્યું હશે અથવા મારી સાથે અનુચિત વાતો કરી હશે, એમ તમને લાગતું હશે. પરંતુ પિતાજી! લલિત એ એક બહુજ પવિત્ર અને ખરેખરો શૂરવીર છે અને તેને માટે તમારે શંકા લેવી, એ તમારા વિરૂદને કલંક લગાડનાર છે, એમ હું માનું છું! પિતાજી! આજે તેણેજ મારા પ્રાણ બચાવ્યા છે અને મને પ્રાણદાન આપ્યું છે, તે હું મરતાં સુધી કોઈ કાળે ભૂલીશ નહિ. મારા ઉપર જ્યારે સંકટ આવી પડયું ત્યારે જો લલિત ન હોત તો પિતાજી! આજે આ તમારી અભાગિની પુત્રી આ સમયે કોણ જાણે ક્યાં હોત......

ત્યાર પછીનું તેનું કથન તે વૃદ્ધ સરદારે સાંભળ્યું નહિ. પ્રભાવતીના મુખમાંથી ઉપર પ્રમાણેની વાત સાંભળતાંજ લલિતસિંહને માટે તેના હૃદયમાં જે શંકા આવી હતી તેને માટે હવે તે શરમાવા લાગ્યો. તેણે એક સ્વારનો ઘોડો લલિતને અપાવ્યો અને તેની સાથે સાથેજ ચાલવા લાગ્યો. રસ્તામાં તે વૃદ્ધ સરદારે લલિતને જંગલમાં બનેલા બનાવની સર્વ હકીકત પૂછી લીધી.

ધીમે ધીમે તે તમામ લોકો અજયદુર્ગમાં પહોંચ્યા.

---

## પ્રકરણ ૧૭ મું.

### રંગમાં ભંગ.

વ્હાલા વાંચક! ગયા પ્રકરણમાં જે હકીકત અમે લખી આવ્યા છીએ તેને આજે પાંચ અઠવાડિઆ થઇ ગયા છે. એક દિવસ સરદાર સજ્જનસિંહ અને દુર્જનસિંહ બન્ને જ્યારે સભામહલમાં બેઠા હતા ત્યારે સજ્જન એકદમ બોલ્યો કે—"કેમ દુર્જનસિંહજી! તમારા આ કિલ્લામાં વંશપરંપરાથી ચાલતા આવેલા રિવાજ મુજબ તમે આ વર્ષે મહિષબલીમહોત્સવ કરશો કે નહિ?"

"હા—ના—પણ આ વાત તમને કોણે કહી?" સજ્જને આ પ્રશ્ન પૂછતાંજ દુર્જન જરા ચમકી ગયો અને અચકાતાં અચકાતાં ઉપર પ્રમાણે બોલ્યો.

"તેમાં કહેવા જેવું શું છે? આજે ઘણાં વર્ષોથી આ મહોત્સવ તમારા કિલ્લામાં બહુજ ઠાઠમાઠથી ઉજવાય છે, એમ મેં ઘણી વાર સાંભળ્યું છે. તે શિવાય ન ધારેલી રીતે અમે જ્યારે તમારા આ કિલ્લામાં હાજર છીએ ત્યારે તે અમારા જોવા–જાણવામાં પણ આવી શકશે. દુર્જનસિંહજી! આવા મહોત્સવોથી અમારી પ્રજાને બહુજ આનંદ થાય છે."

"શું તમે આ ખરૂંજ કહો છો? તો તો ખરેખર તે ઉત્સવ આ વર્ષે હું બહુજ ઠાઠમાઠથી ઉજવીશ." એક ક્ષણ પહેલાં દુર્જનસિંહને જે ભય લાગતો હતો તે ભય "પ્રજાને બહુજ આનંદ થાય છે!" એ મંત્રના પ્રભાવે કોણ જાણે ક્યાંએ ઉડી ગયો.

હજુ નવા વર્ષના પહેલા દિવસને ચાર દિવસની વાર હતી. દુર્જન પોતાના કથન પ્રમાણે ખરેખર બહુજ ઠાઠમાઠથી તે દિવસ ઉજવવાની ગોઠવણો કરવા લાગ્યો. અજયદુર્ગની આસપાસના અન્ય સરદારોને તેણે આગ્રહપૂર્વક આમંત્રણો મોકલાવ્યા.

ત્યાર બાદ થોડાજ સમયમાં ધીમે ધીમે અજયદુર્ગમાં અનેક સરદારો એકત્ર થયા. મોટમોટા સરદારોની સ્ત્રીઓ અને બાળકોના કોલાહલથી તે દુર્ગ ગર્જનાઓ કરવા લાગ્યો–ગાજવા લાગ્યો.

આજે નૂતન વર્ષનો પ્રથમ દિવસ છે. કિલ્લામાં સર્વ ઠેકાણે આજે બહુજ સદ્દાચ દેખાય છે. મહેફીલના મંડપમાં ચારે તરફ ધ્વજાપતાકાઓ લગાવેલી છે અને તેની આસપાસ આમ્ર અને અશોકની ફૂલપુષ્પ યુક્ત મોટ મોટીઓ શાખા–પ્રશાખાઓ લગાવી તે મંડપની

શોભાને બહુજ વધારી દેવામાં આવી છે. દરવાજાની પાસેના સંગ્રહાલયની બાજુમાંજ મેમાનો તે મહોત્સવની શોભા જોઇ શકે તેટલા માટે–તેમને બેસવા માટે–સુંવાળો મોટો ગાલીચો પાથરી દેવામાં આવ્યો છે. મુખ્ય દરવાજા ઉપર જરીનું—અજયદૂર્ગનું—નિશાન ફરકી રહ્યું છે. મંગલવાદ્યો વાગે છે અને તેનો મધુર ધ્વનિ આખા કિલ્લામાં પડઘા પાડી દૂર્ગને ગજાવી મૂકે છે. મુખ્ય દરવાજાની અંદરની બાજુએ કિંમતી પોશાકો પહેરી સજ્જ થએલા સિપાઇઓ લાઇનબંધ ઉભા છે. ધીમે ધીમે તમામ મેમાનો પોતપોતાની લાયકાત પ્રમાણેની જગ્યાએ આવીને બેસી ગયા પછી પોતાના ઉમદા ઘોડા ઉપર બેસી દુર્જનસિંહ ત્યાં આવી પહોંચ્યો. તે સમયે તેણે ઘણોજ કિંમતી પોશાક પહેર્યો હતો. તે ઉપરથી તેના વૈભવની કલ્પના થઇ શકે તેમ હતું. તેના તમામ વસ્ત્રાભૂષણો ચાલુક્ય કુળમાંના રાજપુરૂષ જેવા હતા. તે વખતે તેણે જરીનું અંગરખુ પહેર્યું હતું અને તેની ઉપર હીરામોતીનો હાર આમ તેમ અથડાવાથી તેની શોભામાંજ બહુજ વધારો થયો હતો. તેના મસ્તકે જે જરીનો ફેંટો બાંધેલો હતો તેની ચારે તરફ બહુમૂલ્ય હીરાનો શિરપેચ હતો. વચમાં સોનેરી કલગી તેની શોભાને દ્વિગુણિત કરતી હતી. ભુજદંડ ઉપર બાહુનાં ઘરેણાં ધારણ કરેલાં હતાં. ઘોડાની ઉપર જે સામાન હતો તે પણ બહુજ સુંદર અને કિંમતી હતો. આટ આટલું છતાં પણ દુર્જનસિંહના અંતઃકરણમાં કે મુખમુદ્રા ઉપર પ્રસન્નતા અથવા પ્રફુલ્લતા અને તેજનો અભાવજ હતો. તે બહુજ ઠાઠમાઠથી મહોત્સવ–મંડપમાં આવ્યો ત્યારે તેના મુખ ઉપર તેજ ચમકતું નહોતું પણ તે નિસ્તેજ દેખાતું હતું—તેની ઉપર ઉદાસીનતાની આછી આછી છાયા–ઝીણી નજરે જોનારને–દેખાઇ આવ્યા વિના રહે તેમ નહોતું. દુર્જનસિંહે ત્યાં આવતાંજ દેવાલય તરફ જોઇ નમન કર્યું અને પછી ત્યાં પોતાને માટે રાખેલા આસન ઉપર જઈ બેઠો. થોડાજ વખતમાં વિવિધ કળાઓમાં કુશળતા ધરાવનારા પુરૂષો એક પછી એક એમ જુદી જુદી જાતની રમતો કરી બતાવવા લાગ્યા. પ્રથમ બે મલ્લોએ મલ્લયુદ્ધ કરી બતાવ્યું. પછી જુદી જુદી જાતની રાજવંશી અને શૂરવીરતાવાળી રમતો રમાઈ. આમ કેટલોક વખત વ્યતીત થયા પછી ત્યાં એકત્ર થએલા સર્વ મનુષ્યો ઉઠીને ઉભા થયા. રાજપુરોહિતે આવી દુર્જનસિંહના ભવ્ય પણ નિસ્તેજ ભાલ ઉપર કંકુનું તિલક કર્યું. એટલામાં વૃદ્ધ દૂર્ગરક્ષક રણમલ અને કેટલાક અનુચરો મળી ત્યાં એક હૃષ્ટપુષ્ટ પાડાને લઇ આવ્યા. દુર્જને રાજપુરોહિત પાસેથી લાલ ફૂલોની માળા લઇ પાડાના કંઠમાં

પહેરાવી અને પછી પાડાના મસ્તકે સિંદૂરના પાંચ તિલક કર્યા. પછી તે મંડળ પાડાને લઇ ત્યાંથી રવાના થયું. તે સર્વ મંડળ દુર્ગના મુખ્ય દરવાજે આવી પહોંચ્યું. સર્વ મનુષ્યોએ દુર્ગના મુખ્ય દરવાજાને ત્રણ પ્રદક્ષિણા કરી. ફરી તે મંડળ મુખ્ય દરવાજે એકઠું થયું. આ વખતે રાક્ષસી તોપો પોતાની ગર્જના કરવા લાગી, દુર્ગનો ઘંટ અને નૌબત એટલા તો જોરથી વાગવા લાગ્યાં કે જેથી ત્યાંનો આસપાસનો પ્રદેશ ગાજી ઉઠયો. થોડીવારમાંજ દરવાજાની પાસેની એક જગ્યાએ કે જ્યાં પાડો ઉભો હતો ત્યાં દુર્જને જઇ તે પાડા ઉપર પોતાની સમશેરનો એવી તો સફાઇથી વાર કર્યો કે જેથી તેનું મસ્તક તત્કાળ ધડથી જુદું થઇ ગયું અને પાડાના પંચ પ્રાણ પરલોકે પ્રયાણ કરી ગયા.

વાંચકો ! આ હૃદયભેદક ઉત્સવની વધારે હકીકત જાણવાની આપણે જરૂર નથી. માટે ચાલો, હવે આપણે આપણા એક પરિચિત સ્થળ તરફ પ્રયાણ કરીએ. આપણે હવે લલિતસિંહ પાસે જવાનું છે.

તે બિચારો દીન યુવક પોતાના ઓરડામાં એકલોજ પોતાની શોચનીય સ્થિતિ ઉપર વિચાર કરી દુઃખનાં ઉનાં આંસુ ખેરવે છે. તેની પાસેજ તેનો વિશ્વાસુ મદદગાર વીજલ ઉભો છે અને તેને ધીરજ આપી રહ્યો છે. વીજલ બોલ્યો—

" લલિત ! તમારે માટે મને બહુજ લાગી આવે છે. તમે ધીરજ ધરો—ઇશ્વર દયાળુ અને સતિઆનો બેલી હોવાથી સૌ સારાં વાનાં કરશે અને તમને સુખી બનાવશે. અસ્તુ. પણ આજે આ કિલ્લામાં બહુજ ઠાઠમાઠથી મહિષબલી—મહોત્સવ ઉજવાયો અને તમે એક કેદીની જેમ પોતાના કંગાલ ઓરડામાં પડી રહ્યા છો ! એ શું ? ખરી રીતે જોતાં આજના મહાન્ મહોત્સવમાં ભાગ લેવાની પરવાનગી સરદારે તમને આપવી જોઇતી હતી પણ અફસોસ કે તેમ બન્યું નથી. લલિત ! શું તમે હજુ પણ કાંઇ સમજી નથી શકતા ! અરે ભલા યુવક ! ભલાઇની પણ હદ હોય છે. હજુ પણ જો તમે તે સરદારને 'મારૂં કલ્યાણ કરનાર' એમ કહેતા રહેશો તમારે આખું જીવન આ કષ્ટમય કારાગૃહમાંજ એક કેદીની જેમ વ્યતીત કરવું પડશે. આ હું તમને ખરેખરૂં કહું છું તે ધ્યાનમાં લ્યો—ભૂલશો નહિ ! "

" પ્રિય વીજલ ! હજુ બીજું પણ તારે કાંઇ કહેવાનું બાકી રહે છે ખરૂં ? અને જો ન રહેતું હોય તો ઓ ભલા વીજલ ! સાં-ભળ. તું મને કેદી કહે છે એ તારી ભૂલ છે. વીજલ ! મેં સરદારનો

એક અપરાધ કર્યો છે. તેમની એકની એક પુત્રીને હું ચાહવા લાગ્યો અને મારા આ અપરાધની તેમણે મને જે સજા કરી છે, તે વ્યાજબી છે અને તે વ્યાજબી બાબતમાં મારે શા માટે ખોટું લગાડવું જોઇએ? તે તુંજ મને કહે." વીજલ તરફ જોતાં લલિતે સસ્મિત મુખે કહ્યું.

"કુમાર! મને તો તમારી માન્યતા કાંઇક વિચિત્રજ લાગે છે."

"તને ગમે તે લાગતું હોય છતાં હું કહું છું કે–તે મારી પ્રમાણિક માન્યતા છે. વીજલ, સમજ કે જો તેજ સરદાર મારા જન્મદાતા—પિતા–હોત–અને ખરી રીતે મારા જન્મદાતા જનક કરતાં તેમની સજ્જનતા અધિક છે–તો તેઓ મને જે આજ્ઞા કરત તે આજ્ઞાનો શું મારાથી ભંગ કરી શકાત? નહીંજ! વીજલ, આ કાંઇ શિક્ષા નથી અથવા હું કાંઇ તેમનો કેદી પણ નથી. મને સર્વ વાતની છૂટ તેમણે આપી છે. ફક્ત એક પ્રભાવતીને મળવું નહીં અને તેની સાથે વાતચિત કરવી નહિ, એવું તેમણે મને ફરમાવ્યું છે. હવે હું મારી મરજીથીજ બહાર ન નિકળું અને અહીંજ પડયો રહું તો તેવી સ્થિતિમાં જો તું મને કેદી કહે તો હોય તો વીજલ, તે તારી સમજ ફેર શિવાય બીજું કાંઇજ નથી. વારૂ, પણ શું તું મને એમ કહે છે કે—મારે અહીંથી ચાલ્યા જવું?"

"કુમાર! તમારી દુઃખદાવસ્થા દૂર કરવાનો તેજ એક માત્ર ઉપાય છે"

"અને વીજલ! અહીં તું એક વાત ભૂલી જાય છે."

"તે કઈ વાત?"

"તે એજ કે જો હું આ પહેલાંજ અહીંથી ચાલી ગયો હોત તો તે દિવસે પ્રભાવતીને લુંટારાઓના હાથમાંથી છોડાવત કોણ?"

"અને તેથીજ તમે કિલ્લાનો ત્યાગ નહીં કરતા હો?"

"હા, એમજ છે."

"હવે આપની શી ઇચ્છા છે. અને આપ શું કરવા માગો છો?" વીજલે તેની ઇચ્છા જાણવા પૂછયું.

"એજ કે—આ કિલ્લામાં રહીનેજ હું તેની ઉપર નજર રાખીશ."

"વારૂ, હવે એ વાત પડતી મૂકો. આજે સહવારથીજ તમને એક વાત પૂછવાનું મને મન થયું છે પણ તે પૂછવા આવવાનો મને અત્યારે વખત મળવાથી હું તમારી પાસે આવ્યો છું. લલિત! તમને લાગે છે કે—આજ રાત્રે દૂર્ગમાં કાંઇ નવીન બનાવ બનશે ખરો?"

"નક્કી કાંઇ કહી શકાય નહિ પણ મને લાગે છે કે તેવું

કાંઇક થવું તો જોઇએજ. કાંઇક બનશે, એવો ભય રાખનાર આ કિલ્લામાં એક નહિ પણ અનેક મનુષ્યો છે, એમ હું માનું છું.”

“હા. આપની આ માન્યતા બરાબર છે. વારુ પણ કુમાર ! તમને ભૂતપિશાચ ઉપર વિશ્વાસ છે ખરો ?”

વીજલનો આ અજાયબી ભરેલો વિચિત્ર પ્રશ્ન સાંભળી લલિત તેના મુખ તરફ જોવા લાગ્યો. તેણે ખાસ કરીને આ પ્રશ્ન પોતાને પૂછ્યો હશે, એવી શંકા એકદમ તેના હૃદયમાં ઉત્પન્ન થઇ આવી. તેણે ફરી વીજલના મુખ તરફ ભેદક દૃષ્ટિએ જોયું અને પછી બોલ્યો—

“વીજલ ! વિધાતાએ આપણા જેવીજ ભૂતપિશાચ વિગેરેની યોનિનિર્માણ કરી છે. એમ હું માનું છું. જો આપણે તેના ઉપર વિશ્વાસ ન રાખીએ તો પણ આપણા હમેશના વ્યવહારને કાંઇ બાધ આવી શકે તેમ નથી. છતાં પણ એ વાત તો નજ ભૂલવી જોઇએ કે—તે પણ વિધાતાએ નિર્માણ કરેલી એક યોનિ* છે. જો કે તે ભયોત્પાદક છે, એમ લોકો કહે છે, છતાં પણ નીતિ—ન્યાય અને ધર્મ તથા સત્યને અનુસરીને ચાલનારા પુરુષોને તેના તરફથી ભય રાખવાનું કાંઈ કારણ નથી. પણ વીજલ ! આજે આવો વિચિત્ર પ્રશ્ન મને પૂછવાનું તારે કાંઇ પ્રયોજન ?”

“પ્રયોજન તો કાંઇ નહી પણ આજે આ કિલ્લામાં એજ વિષયની ચર્ચા ઘણા ખરા મનુષ્યો કર્યા કરે છે. દૂર્ગમાં પુષ્કળ મેમાનો આવ્યા છે તેનું મુખ્ય પ્રયોજન પણ એજ છે. અજયદૂર્ગમાં મહિષબલી—મહોત્સવને સમયે એક ચમત્કારિક બનાવ બને છે, તે પોતાની નજરોનજર જોવાની ઘણા ખરા મેમાનોની મરજી છે—જીજ્ઞાસા છે અને આજે સહવારથી ઘણા ખરા મનુષ્યો તેની તેજ ચર્ચા કર્યા કરે છે.”

આ વિચાર લલિતના હૃદયમાં પણ સહવારથીજ એક સરખો ઘોળાયા કરતો હતો. કિલ્લાની પૂર્વદિશા તરફના પર્વત પ્રદેશમાં પોતે જ્યારે શિકારે ગયો હતો અને અચાનક રીતે તે વૃદ્ધ વનચરીને પોતાને ભેટો થઈ ગયો તેમજ તે મહિષબલી મહોત્સવની બાબતમાં તે ડોસીએ જે ઉદ્દગારો કાઢયા હતા તે લલિત ભૂલી ગયો નહોતો. ‘રાત્રે ભોજન સમયે દૂર્ગનો ખરો માલેક આવશે !’ એવું જે વાકય તે ડોસીએ કહેલ તે વાકય હજુ પણ તેના સ્મરણમાંથી ખસ્યું નહોતું.

---

* जीवानामुत्पत्तिस्थानंयोनिरुच्यते ॥ જીવોના ઉત્પત્તિ સ્થાનને યોનિ કહે છે.

આ વાક્યનો ખરેખરો ભાવાર્થ હજુ પણ તે પૂરેપૂરો સમજી શક્યો નહોતો. ખરો દુર્ગાધિપતિ કોણ? તે જાણવાની તેને અનહદ ઉત્કંઠા લાગી હતી પરંતુ ગઇ કાલથીજ પોતાના ઓરડામાંથી બહાર ન નિકળવાનું સરદાર સજ્જને તેને જણાવ્યું હતું. એજ કારણથી તે પોતાના ઓરડામાંથી બહાર નિકળ્યો નહોતો. લલિતે વીજલને કહ્યું— "ભાઇ વીજલ! હવે તું જા અને ભોજન સમયે કયા કયા બનાવો બને છે, તે જોઇ–જાણી મને આવીને કહેજે!"

મહિષબલી મહોત્સવ સંધ્યા સમયે સમાપ્ત થયો. આજે કિલ્લામાં ઠેકઠેકાણે વિશેષ રોશનાઇ કરવા સબબ ઘણા દિવસથી નિદ્રાવસ્થામાં પડેલો તે કિલ્લો જાગૃત થઇ ચમકતો હતો. હજુ ભોજનનું કામ બાકી હતું તેને માટે સર્વ તૈયારીઓ થઇ ગઇ. સર્વ મેમાનો અને બીજા લોકો પોતપોતાની યોગ્યતા પ્રમાણે ગોઠવાએલા આસનો ઉપર આવીને બેસી ગયા. ભોજનના પદાર્થો પિરસાયા. સરદાર દુર્જનસિંહ તમામ પ્રકારો ઉપર દેખરેખ રાખતો આમથી તેમ ફરતો હતો. તે સમયે તે સર્વ રીતે તદ્દન શાન્ત લાગતો હતો. આજે તેનું સર્વ ઐશ્વર્ય પ્રભાવતીની નજરે પડયું હતું અને તેથી તેને અત્યંત આનંદ થયો હતો. તે વચમાં વચમાં કોઇક ચીજની વર્દી આપવા માટે ગંભીરતાથી રણમલને બોલાવતો અને રણમલ પણ એક યાંત્રિક પુતળાની જેમ તેની આજ્ઞાના તાલ ઉપર નાચતો હતો. તે બિચારા વૃદ્ધનું ચિત્ત આજે ઠેકાણે નહોતું. આજનો પ્રસંગ કયારે નિર્વિઘ્નતાથી સમાપ્ત થાય, એજ તેના વિચારનો વિષય હતો. તેની મુખમુદ્રા તદ્દન નિસ્તેજ દેખાતી હતી. તમામ મનુષ્યો આનંદમાં ગુલતાન બની ભોજ્ય પદાર્થોને વખાણી વખાણી ઇન્સાફ આપતા હતા. પાસેનાજ સભામહેલમાંથી આવતો વારાંગનાઓના મધુર ગાયનનો–મંજુલ નાદ તેમના કર્ણપ્રદેશ ઉપર વારંવાર અથડાતો હોવા સબબ સર્વ મેમાનોના આનંદનો અવધિ થયો હતો. ક્રમે ક્રમે ભોજનનું કામ લગભગ પૂર્ણ થવા આવ્યું. રિવાજ મુજબ સરદાર દુર્જનસિંહ પોતાને માટે તૈયાર કરેલા સ્થાન પાસે ગયો અને હવે તે, તે આસન ઉપર બેસે તેટલામાંજ શસ્ત્રાગારમાંથી–"ધાડ્ ધાડ્ ધડડડડ" એવો ગર્જના કરતો–મેઘની જેમ કડકડીને ગર્જના કરતો–ભયંકર ધ્વનિ ત્યાં એકત્ર થએલા સર્વ મનુષ્યોને સંભાળાયો અને તે સાથેજ ભોજનશાળાનો એક છુપો દરવાજો ઉઘડયો. દરવાજો ઉઘડતાંજ સર્વ લોકો ગભરાયા–ભયભીત થયા. ભોજન ભોજનને ઠેકાણે રહ્યું અને તમામ લોકો પત્થરના પૂતળાની

જેમ જ્યાં હતા ત્યાંજ સ્થિર થઇ ગયા. તેઓ એક બીજાની તરફ ટગર ટગર જોવા લાગ્યા. તે સર્વના નેત્રોમાં અને શરીર ઉપર એક જાતના ભયની છાયા છવાઇ ગઇ. આમ તે આનંદમાં વિષાદની છાયા ભેળાઇ—રંગમાં ભંગ થઇ ગયો.

તે લોકો એક બીજા તરફ જોતા હતા છતાં કોઇની છાતી નહોતી થતી કે તેઓ એક પણ શબ્દનો મુખમાંથી ઉચ્ચાર કરે! તેટલામાંજ ઉઘડેલા ગુપ્ત દરવાજામાંથી એક ચમત્કારિક આકૃતિ દુર્જનસિંહના આસનની પાસે આવીને ઉભી રહી.

તે આકૃતિના મસ્તક ઉપર શિરસ્ત્રાણ હતું, તેના શરીર ઉપર ચળકતું બખ્તર અને હાથમાં નાગી યમરાજની જિહ્વા જેવી ચમકતી તરવાર હતી. એવા પ્રકારની તે આકૃતિ દુર્જનસિંહની પાસેજ આવીને ઉભી રહી.

---

## પ્રકરણ ૧૮ મું.

---

### અજયદૂર્ગનો ખરો માલેક

તે યોદ્ધાની આકૃતિ ભોજનશાળામાં આવીને દુર્જન પાસે ઉભી રહી, ત્યાર પછી તે પાછી છુપા દરવાજા પાસે ગઇ. અજબ જેવું તો એ હતું કે તેના ચાલવાનો જરા પણ અવાજ થતો નહોતો. તે આકૃતિ ધીમે ધીમે ફરી દુર્જનના આસન પાસે આવી. દુર્જન ત્યાંજ ભયભીત થઇને બેઠો હતો. ફરી વાર તે આકૃતિને પોતાની પાસે આવેલી જોતાંજ દુર્જન બહુજ ભય પામી એક બૂમ પાડી ઉઠયો અને ત્યાંથી કૂદીને બીજા માણસો જ્યાં ઉભા હતા ત્યાં જઇ ઉભો. કુમાર ચંદ્રસિંહે પણ તેનું અનુકરણ કર્યું. ઘણો વખત સુધી તે આકૃતિ દુર્જનના ખાલી પડેલા આસન પાસેજ ઉભી હતી. પછી તેણે તમામ લોકો ઉપર પોતાની નજર ફેરવી અને તેને દુર્જન ઉપર સ્થિર કરી. તે આકૃતિએ પોતાનો બીજો હાથ દુર્જન તરફ લંબાવ્યો તે વખતે સર્વે લોકોના ભયમાં ઓર વધારો થયો છતાં સર્વે દુર્જન તરફ જોવા લાગ્યા. આજે એવોજ કાંઇક ચમત્કારિક બનાવ બનશે ખરો, એ વાત તો ઘણાખરા મનુષ્યોના જાણવામાં હતી અને શો ચમત્કારિક બનાવ બને છે, તે જાણવાની પોતાની જીજ્ઞાસાને તૃપ્ત કરવા કેટલાક મેમાનો તે પ્રસંગે ખાસ કરીને ત્યાં આવ્યા હતા. હવે તેઓને પોતાની મૂર્ખતા ભરેલી જીજ્ઞાસાને માટે પશ્ચાતાપ થવા લાગ્યો.

હવે પોતે સહિ સલામત રીતે કિલ્લામાંથી બ્હાર જઇ શકશે કે નહીં, એ બાબતમાં તેઓ ચિંતાતુર બની ગયા. તે સમયે ત્યાં એકત્ર થએલા લોકોના હૃદયની હાલત કેવી શોચનીય થઇ ગઇ હશે, તેનું પૂરેપૂરૂં વર્ણન કરવાનું કામ બહુજ કઠિન છે. તે આકૃતિએ દુર્જન તરફ હાથ લંબાવતાંજ તે ( આકૃતિ ) ની આંખોમાંથી અગ્નિની જ્વાલાઓ નિકળવા લાગી. હવે ત્યાંના લોકો ધીરજ રાખી શકયા નહિ. તેઓ એ-કદમ ન્હાસભાગ કરવા લાગ્યા. ભોજનશાળામાંથી જેમ બને તેમ તરતજ બહાર નિકળી જવા રસ્તો ખોળવા લાગ્યા. એટલામાં "ન્હાસો ! આવ્યો ! માર્યા રે મારા બાપ !" એમ તે મનુષ્યોમાંથી એક મનુષ્ય બૂમ પાડી ઉઠયો. દરેક માણસ પાછું વાળીને જોવા લાગ્યો તો તે આકૃતિનો હાથ હદ ઉપરાંત લાંબો થએલો દરેકના જોવામાં આવ્યો. હવે તે લોકોના હૃદયમાં ઉત્પન્ન થએલા ભયનો અવધિ થયો તેમજ ભોજનશાળામાં બહુજ કોલાહલ થઇ ગયો. જેઓ સશક્ત હતા તેઓ જેમ તેમ કરી બહાર નિકળી પડયા અને બાકીના બધા બેભાન થઇ ભોજનશાળામાંજ પછડાઇ પડયા. સરદાર દુર્જન અને ચંદ્ર તો કયારનાએ મૂર્ચ્છિત થઇ પડયા હતા.

સ્ત્રીઓને માટે ભોજનની વ્યવસ્થા બીજીજ જગ્યાએ કરવામાં આવેલી હતી. ત્યાંનો દેખાવ તો બહુજ હૃદયભેદક હતો. ત્યાં એકત્ર થએલી ૨૦–૨૫ સ્ત્રીઓમાં ફક્ત પ્રભાવતીજ સાવધ હતી અને બીજી બધી સ્ત્રીઓ મૂર્ચ્છિત થઇ જમીન ઉપર પછડાઇ પડી હતી. પ્રભાવતીને પહેલાં તો ત્યાં અચાનક પ્રકટ થએલી તે ચમત્કારિક યોદ્ધાની આ-કૃતિનો ભય લાગ્યો ખરો પણ પછી તે તદ્દન નિર્ભય થઇ–એક પડદાની પાછળ છુપાઇ જઇ–ભોજનશાળામાં બનતો બનાવ આતુરતાથી જોવા લાગી. સરદાર સજ્જનસિંહની સ્થિતિ પણ બહુજ દુઃખદાયક અને શોચનીય થઇ ગઇ હતી–છતાં તે બેભાન થયો નહોતો. તે આકૃતિ ભોજનશાળામાં પ્રકટ થઇ ત્યારથીજ તે ધ્યાન પૂર્વક તેની તરફ જોઇ રહ્યો હતો. તેણે એજ આકૃતિને પહેલાં એક વાર જોઇ હતી અને તેથીજ તેને તેનો બહુ ભય લાગ્યો નહિ, છતાં પણ ભયની થોડી ઘણી અસર તો તેના જર્જરિત થએલા હૃદય ઉપર થઇ. તે એક તરફ જઇ ભીંતે હાથ ટેકવી ઉભો રહ્યો હતો. તે પ્રભા-વતીના જોવામાં આવ્યું. પછી પડદાને દૂર ખસેડી પ્રભાવતી પોતાના પિતાની પાસે આવીને ઉભી રહી. તે સમયે ભોજનશાળામાં સરદાર સજ્જન, પ્રભાવતી અને તે ચમત્કારિક આકૃતિ શિવાય બધા બેભાન

થઇ પડયા હતા. થોડા વખત પછી તે આકૃતિ જ્યાં ઉભી હતી ત્યાંથી ધીમે ધીમે પ્રભાવતીની પાસે પાસે આવવા લાગી, તે જોતાંજ સરદાર સજ્જનમાં જે કાંઇ હિંમત રહી હતી તે તેનો ત્યાગ કરી ગઇ. હવે તે પિશાચાકૃતિ પોતાની પ્રિય પુત્રીને પોતાના પિશાચી પંજામાં પકડી લેશે, એમ લાગવાથી તે એક કારમી ચીસ પાડી બોલી ઉઠયો કે–" પ્રભાવતી! ન્હાસી જા રે ભાગી જા!! "

ધીમે ધીમે તે આકૃતિ પ્રભાવતીની તદ્દન પાસે જઇ પહોંચી અને પોતાનો હાથ ઉંચો કરીને બેભાન થઇ પડેલા દુર્જન તરફ તિરસ્કારથી જોઇને " નહીં! નહીં! એવી ઇશારત કરી. પ્રભાવતી સ્તબ્ધ પણ ભય રહિત થઇ, તે આકૃતિના આશ્ચર્યજનક કાર્યો તરફ જોતી હતી. સરદાર સજ્જન તો બેભાનજ હતો. ફરી તે આકૃતિએ હાથ–ઉંચો કરી આશિર્વાદ આપતી હોય તેમ તેના મસ્તક ઉપર હાથ–ફેરવ્યો. એક ક્ષણ સુધી બહુ શાન્ત મુખે તેની તરફ જોઇ તે આકૃતિ છુપા દરવાજે થઇ ભોજનશાળામાંથી બહાર નિકળી ગઇ. તે ત્યાંથી નિકળતાંજ એક તોપના જેવો રાક્ષસી–કાનના પડદા તોડી નાંખે એવો ભયંકર–અવાજ થયો અને આપો આપ તે છુપો દરવાજો બંધ થઇ ગયો.

તે અવાજ સાંભળતાંજ સજ્જનસિંહ એકદમ ઉભો થયો અને ભય ભરેલી નજરે ચારે તરફ જોવા લાગ્યો. પ્રભાવતી જ્યાં ઉભી હતી ત્યાંજ અને તેવીજ સ્થિતિમાં હતી. તેની ઉપર વૃદ્ધ સરદારની નજર પડતાંજ એકદમ તેની પાસે જઇ તેને છાતી સાથે ચાંપી અને બોલ્યો–" બેટા! તું સહિસલામત તો છે ને ? "

" હા પિતાજી. મને કાંઇ થયું નથી. પણ આ બેભાન થઇ પડેલાઓ તરફ તો જુઓ! આ આપણો ચંદ્ર...

એમ કહી પાસેજ પડેલા એક પાત્રમાંથી પાણી લઇ તેણે ચંદ્રના મુખ ઉપર છાંટયું. થોડી વાર પછી ચંદ્રે પોતાની નિરતેજ આંખો ઉઘાડી. તેને ઉઠાડીને સાથે લઇ પ્રભા બીજી તરફ ચાલી ગઇ.

પછી સરદારે દુર્જનસિંહને સાવધ કર્યો. ઘણો વખત સુધી તેના મુખમાંથી એક પણ શબ્દનો ઉચ્ચાર થઇ શકયો નહિ. કિલ્લાના નોકરોને સરદાર સજ્જને બહુ બહુ બૂમો પાડી પરંતુ કોઇ પણ નોકર ત્યાં આવ્યો નહિ. આખરે થરથર ધ્રુજતો રણમલ ત્યાં આવ્યો. તે વખતે તેના મુખ ઉપર પ્રેતકળા છવાએલી હતી. તે બન્નેએ મળી ત્યાં મૂર્છિત થઇ પડેલા સર્વ મનુષ્યોને સાવધ કર્યા–શુદ્ધિમાં આણ્યા.

આટલો બનાવ બનતાં રાત્રિનો એક પ્રહર વ્યતીત થઇ ગયો.

પ્રભાવતી પોતાના ઓરડામાં બેઠી બેઠી સ્વપ્નવત્ બની ગએલા બનાવની બાબતમાં અનેક વિચારો કરતી હતી. પોતે મહાન્ શૂરવીર હોવાનું અભિમાન રાખનારા અને રણભૂમિમાં હજારો શત્રુઓથી જરા પણ ન ડરાવનારા વીર પુરૂષો એક તુચ્છ આકૃતિથી આટલા બધા ભયભીત થઇ ગયા–બેશુદ્ધ થઇ પૃથ્વીપર પછડાઇ પડ્યા! અને પોતે એક અબળા હોવા છતાં પણ પોતાને તે આકૃતિથી કાંઇ ભય કે શંકા પણ ઉપજી નહીં, કે પોતે જરા ગભરાઇ કે બેશુદ્ધ પણ થઇ નહીં! એ બાબતમાં તેને રહી રહીને આશ્ચર્ય થવા લાગ્યું. પોતે આજે જે જોયું તે શું હશે, તેની તે કલ્પના કરી શકતી નહોતી. તે આકૃતિ પોતાની પાસે આવી અને પોતાને જુદી જુદી જાતની ઇશારતો કરી બતાવી તેનો યથાર્થ ભાવાર્થ શું હશે, એનો તેણે ઘણા સમય સુધી વિચાર કર્યો. એટલામાંજ તેને લલિતનું સ્મરણ થઇ આવ્યું. તેણે પોતાની દાસી મધુરીને હાક મારી અને તે પાસે આવતાંજ બોલી કે–"મધુરી! અત્યારેને અત્યારેજ તું એક કામ કર. થોડા વખત પહેલાં મેં જે આકૃતિ જોઇ હતી અને તેણે મને જે જે ઇશારતો કરી તેમાં મને કાંઇ પણ સમજ પડતી નથી. તેનો યથાર્થ અર્થ અને લલિતસિંહ શિવાય બીજો કોઇ પણ સમજાવી શકે તેમ નથી. માટે આવતી કાલે તે મને અવશ્ય મળવો જોઇએ. તું અત્યારેજ જા અને વીજલને મળ. તેને મારો સંદેશ કહે કે–"આવતી કાલે બપોરે ઘણાજ જરૂરી કામ માટે પર્વતની પાસેના પહેલાજ નાકા ઉપર લલિત મને જરૂર જરૂર મળે!" એ સંદેશો વીજલ લલિતને જઇને કહી દે, એવી ગોઠવણ તું તરતમાં કરી નાંખ!"

"વારૂ–હું તેની તમામ ગોઠવણ કરૂં છું!" એમ કહી પ્રબવાતીના ઓરડામાંથી દાસી ચાલી ગઇ અને તે પોતે એક કોચ ઉપર જઇ બેઠી.

## પ્રકરણ ૧૯ મું.

### ખૂનનો વહેમ.

ભગવાન સહસ્રરશ્મિ સવિતાપતિ સૂર્યનારાયણ બરાબર આકાશના મધ્યભાગમાં આવી પહોંચ્યા હતા. તેઓના અતિશય તેજસ્વી અને પ્રખર કિરણો સર્વત્ર ફેલાઇ ગએલા હોવાથી ગરમી પુષ્કળ જણાતી હતી અને ભૂમિમાંથી વરાળો નિકળતી હતી. વૃક્ષોની નીચ છાયામાં

પક્ષીઓ પોત પોતાના માળામાં વિશ્રાંતિ લેતા હતા. અજયદુર્ગની પૂર્વદિશાએ આવેલા પર્વતની ખોમાંથી વહેતા નદીના પ્રવાહમાં હાથીઓના વૃંદ જળક્રીડા કરી રહ્યા હતા. આવા સમયે પ્રભાવતી પોતાની દાસી મધુરી સાથે કિલ્લામાંથી ધીમે રહી બહાર આવી. ગઇ કાલે મનુષ્યોના કોલાહલથી ગાજતો કિલ્લો આજે સામસૂમ જેવો લાગતો હતો. ભોજન સમયે બનેલો અત્યંત ભયંકર બનાવ જોઇ સર્વ લોકો કિલ્લામાંથી પોત પોત્તાને સ્થાને ચાલ્યા ગયા હતા.

બીજે દિવસે સરદાર સજ્જન અને દુર્જન સભામહેલમાં બેસી ગઇ રાત્રે બનેલા આશ્ચર્યજનક બનાવની બાબતમાં વાતચિત કરતા હતા. ' પોતે કાલે જે આકૃતિ જોઇ તે પોતાના મરણ પામેલા મોટાભાઇની હતી અને તે આવે પ્રસંગે હમેશાં કિલ્લામાં ફર્યા કરે છે. તેના તરફથી આ કિલ્લામાંના કોઇ પણ માણસને કાંઇ પણ ઇજા થતી નથી. પોતે અને બીજા લોકો નકામા ગભરાઇ ગયા. એ પોતાના અને બીજાના ચિત્તની નિર્બળતા શિવાય બીજું કાંઇ નથી ! એમ આડી અવળી વાતો સરદાર સજ્જનને સમજાવી અને તેણે પણ દુર્જનનો ખુલાસો માની લીધો. કાલે પોતે જે આકૃતિ જોઇ તે તદ્દન નિરૂપદ્રવી છે, એવી તેને પહેલાં પણ ખાત્રી થઇ હતી અને દુર્જનની વાત સાંભળી તે ખાત્રી સંપૂર્ણ વિશ્વાસમાં ફેરવાઇ ગઇ. કુમાર ચંદ્રને આખી રાત જરાએ ઉંઘ આવી નહીં. તેણે આખી રાત બહુજ બેચેનીમાં પસાર કરી. આખી રાત દરમિઆન તે ભયંકર બનાવ તેની સમક્ષથી હાલ્યો પણ નહીં. ઘણો વખત સુધી તે પોતાના પિતાની પાસે બેસી રહ્યો અને સરદાર દુર્જનસિંહનો ખુલાસો પણ સાંભળ્યો છતાંએ તેના ચિત્તનું સમાધાન ન થયું તે નજ થયું. આખરે કંટાળીને તે જંગલમાં ફરી આવવા માટે કિલ્લામાંથી બહાર નિકળી પડયો.

પ્રભાવતી મધુરી સાથે નક્કી કરેલા ઠેકાણે આવી પહોંચી. તે જગ્યાએ લલિતસિંહ પ્રથમથીજ આવીને એક શિલા ઉપર બેઠો હતો. પ્રભાવતી તેની નજરે પડતાંજ તે શિલા ઉપરથી ઉઠયો અને તેની સામે આવ્યો. તે બોલ્યો—" પ્રભાવતી ! તને જોઇ મારા અંતઃકરણને અનુપમ આનંદનો અનિર્વચનીય અનુભવ થાય છે. તારા તરફથી મને સંદેશો મળતાંજ મને બહુજ હર્ષ થયો છતાં પણ મારા ચિત્તમાં અનેક પ્રકારના વિચારો આવ્યા વિના રહ્યા નહીં. મને અવનવા વિચારો થવા લાગ્યા."

તે પ્રેમી યુગલને પોતાની હાજરીથી સંકોચ થશે અથવા તો તે

શરમાઇ જશે એમ ધારી તે ધૂર્ત દાસી બીજી તરફ ચાલી ગઇ. તે તેની દ્રષ્ટિ મર્યાદા બહાર જતી રહી. પ્રભાવતીને જોઇ લલિતને જેવો આનંદ થયો તેવોજ આનંદ તેને પણ થયો હતો છતાં તેના મુખ ઉપર આનંદ કરતાં ગંભીરતાની છટા વધારે સ્પષ્ટ દેખાતી હતી. પોતાના પિતાની અજાણમાં અને તેમાં પણ તેની મનાઇ છતાં પોતે લલિત-સિંહની એકાન્તમાં મુલાકાત લીધી એ પોતાના જેવી કુલીન કુમારિકાને માટે બહુજ લજ્જાસ્પદ ગણાય, એમ હવે તેને લાગવા માંડ્યું. તે બાળા–ઘણો વખત સુધી પ્રભાવતી–નીચું મુખ કરી લલિતની સામે ચુપચાપ ઉભી રહી.

"પ્રભાવતી! તું કેમ કાંઇ બોલતી નથી.?"

"લલિત! શું કહું? મારૂં મન બહુજ મુંઝાઇ ગયું છે."

"પ્રભા! તું કાંઈ પણ કહેતી નથી છતાં હું તારા અંતઃકરણની વાત જાણું છું."

"તમે શું જાણો છો?"

"એજ કે–તું મને કોઇક વાતનો ખુલાસો પૂછવા માગે છે અને તે વાતનું મૂળ કારણ ગઇ કાલે રાત્રે બનેલો બનાવજ છે. તે બાબતમાં તું કાંઇક મને પૂછવા ઇચ્છે છે, આ મારી ફક્ત ધારણજ છે. સાચું ખોટું તો તું જાણે. તેમ તેં મને અહીં આવી મળવાનું કહેવરાવ્યું અને તું પણ અહીં આવી એનું પણ ખરૂં કારણ ગઇ કાલે રાત્રે બનેલો બનાવજ છે."

"હા. તમારી ધારણા બરાબર છે, લલિત. મારે અહીં આવવાનું કારણ પણ તમે કહ્યું તેજ છે. લલિત! તે અદ્ભુત ચમત્કારનો ભાવાર્થ શો? શું ખરેખર સરદાર કિશોરસિંહ પિશાચ રૂપે ગઇ કાલે ત્યાં આવ્યા હતા? તેમણે મારી પાસે આવીને વિચિત્ર ચમત્કારિક-ઇ-શારાઓ શા માટે કર્યા? મારે સરદાર દુર્જનસિંહ સાથે લગ્ન કરવું..."

"પ્રભા! જરા સબૂર કર. તું પ્રથમ મારી એક વાત પુરેપૂરી સાંભળી લે અને તેનો ખરેખરો ખુલાસો તું મને આપ. ત્યાર પછી હું તારી તમામ શંકાઓ દૂર કરીશ. શું તું સરદાર દુર્જનસિંહ સાથે લગ્ન કરીશ?"

"ઓ પ્રભુ! હવે હું આ પ્રશ્નનો શો ઉત્તર આપું!" અત્યંત ક્ષીણસ્વરે તે બોલી. લલિતના પ્રશ્નનો શો ઉત્તર આપવો, એજ તેનાથી સમજી શકાયું નહીં. તેની આંખોમાંથી આંસુઓ પડવા લાગ્યા. તે ફરી બહુજ કરૂણાજનક સ્વરે બોલી–" લલિતસિંહ! મારા જેવો

દુઃખી પ્રાણિ આ દુનિયામા બીજો કોઇ નહીં હોય-નથી. હું ગઇ કાલથીજ એક વિચિત્ર વાત સાંભળું છું અને જોઉં છું. ગઇ કાલે એકમ થઇ. હવે ફક્ત છજ દિવસ બાકી રહ્યા છે. સાતમને દિવસે બહુજ ઉત્તમ મુહુર્ત છે, એમ મને આજે સહવારેજ મારા પિતાજીએ કહેલું છે અને સાથે સાથે એ પણ જણાવ્યું છે કે-તે દિવસે લગ્ન થશે. હાય-હાય ! લલિત, હવે હું શું કરૂં ? મારી ઇચ્છા વિરૂદ્ધ તમામ બનાવો બનશે. મારા જન્મદાતાનું વચન અને ચંદ્રસિંહનો નિશ્ચય એ બન્ને મારાં સુખ અને શાન્તિને બળી નાંખશે-ભસ્મીભૂત કરી નાંખશે. "

"પ્રભાવતી ! આમ નિરાશ ન થા. હજુ છ દિવસ બાકી છે. આ છ દિવસોમાં ઘણા ઘણા બનાવો બનશે, અનેક ચમત્કારિક વાતો આપણે જાણીશું અને અદ્‌ભુત દેખાવો જોઇશું. તું જરા પણ ગભરાઇશ નહીં. મને સંપૂર્ણ વિશ્વાસ છે કે-તે દયાળુ દેવાધિદેવની આપણા ઉપર અત્યંત કૃપા છે. કાલે કિલ્લામાં ભોજન સમયે જે બનાવ બન્યો તેમાં પણ મને કાંઇક કારણ લાગે છે અને તે કારણ એજ કે-તે બનાવને લઈ આપણું કાંઇન કાંઇ કલ્યાણ તો અવશ્ય થશેજ. કિલ્લામાં હમણાં હમણાં ઘણા ચમત્કારો થાય છે, ભયંકર બનાવો બને છે અને અદ્‌ભુત દેખાવો દેખાય છે તે સર્વેની મુખ્ય ચાવી થોડાજ દિવસમાં મારા હાથમાં આવશે, એવી મને લગભગ ખાત્રી થઈ ચૂકી છે. પ્રભા ! જો હું તને ટુંકામાં કહું તો તે એટલુંજ કહીશ કે-આજ સુધી હું અનાથ હતો પણ હવે તેમ નથી."

" એટલે ? " અત્યંત અજાયબી પામી પ્રભાવતીએ પૂછ્યું. લલિતનું ભાષણ સાંભળી તે અત્યંત આશ્ચર્યચકિત થઇ ગઇ. ઉપર પ્રમાણે જ્યારે લલિત બોલતો હતો ત્યારે તેના મુખ ઉપર એક જાતનું તેજ ચમકતું હતું અને તેથી પ્રભાવતી તેની તરફ અચળ નજરે જોતી હતી. "એટલે ? તમારા આ અજાયબી પમાડનારા ચમત્કારિક કથનનો ભાવાર્થ શો ? " તેણે ફરી પૂછ્યું.

"એટલે એજ કે અત્યારની મારી પરતંત્ર અને અનાથ સ્થિતિમાં તરતમાંજ કાંઇન કાંઇ ફેરફાર અવશ્ય થશેજ. એમ વારંવાર મને મારૂં મન કહ્યા કરે છે. હમણાં હમણાં મને કાંઇક ચમત્કારિક સૂચનાઓ મળી છે-અને વિચિત્ર સ્વપ્ન આવે છે અને કેટલાક આશ્ચર્યચકિત કરી નાખે તેવા જે અદ્‌ભુત દેખાવો મને દેખાયા છે તેમાં હું પોતે પણ હતો-નહીં-છું. "

" કોણુ તમે ! ? પણુ મને તેમાંના કોઇની કાંઇ પણુ ખબર કેમ નથી પડતી ? " આશ્ચર્યથી લલિતના ખભા ઉપર હાથ મૂકી પ્રભા બોલી.

" તેની તને ખબર ન પડે, એજ બહુ સારૂં છે અને હું પણુ તે બાબતમાં હવે અત્યારેજ તને કાંઇ પણુ કહેવા માગતો નથી. પણુ ખરેખર જ્યારે તું પોતેજ તે દેખાવો જોઇશ, બનાવો જાણીશ અને વાતો સાંભળીશ ત્યારે તને પણુ મારી જેમજ લાગવા માંડશે. એટલુંજ નહિ પણુ આ સમયમાં જે જે બનાવો અજયદૂર્ગમાં બને છે, તે સર્વેની સાથે મારો સંબંધ છે, એમ તને લાગ્યા વિના રહેશે નહિ. "

" શું આ બનવાજોગ છે ? "

" હા–તે તદ્દન બનવાજોગ છે. હવે સવાલ એ છે કે તે શી રીતે બનવાજોગ છે ? તે જો કે મારાથી તને સારી રીતે સમજાવી શકાશે નહીં છતાં તે બનવાજોગ છેજ; એમાં તો જરાએ શંકા નથી. હું લાખ કોશીશો તને તે સમજાવવા માટે કરૂં છતાં તને જરા પણુ હું સમજાવી શકું તેમ નથી. મને તો તે બાબતમાં સંપૂર્ણુ વિશ્વાસ છે અને ખાત્રી પણુ થઇ ચુકી છે. સર્વ તરફથી મારી આશાએ બળવાન્ થતી જાય છે. એટલાજ માટે મેં તને પહેલો પ્રશ્ન પૂછ્યો હતો અને હવે ફરી પણુ પૂછું છું કે–જેના ઉપર તારો તલ માત્ર પણુ પ્રેમ નથી તેની સાથે શું તું ખરેખર લગ્ન કરીશ ? "

પ્રભાવતીએ પોતાનો તમામ ભાર તેના હાથ ઉપર નાંખ્યો. અશ્રુપૂર્ણુ આંખોએ તેણે તેની તરફ જોયું અને પછી લલિતની છાતી ઉપર હાથ રાખી બોલી–" મારા શુદ્ધ, સાત્વિક અને પવિત્ર પ્રેમનો પ્રવાહ આ તરફ વહે છે અને કર્તવ્ય બીજી તરફ લઇ જાય છે."

" એટલા માટેજ હું તને કહું છું કે–તારૂં કર્તવ્ય જો આડે આવતું હોય તો મારે એક ક્ષણુને માટે પણુ અહીં–આ કિલ્લામાં–ન રહેવું, એ વધારે સારૂં છે."

" લલિત ! તમે આમ ગાંડાની જેમ શું બોલતા હશો ! હમણુાંજ તમે મને સમજાવવા હતા. થોડીજ પળો પહેલાં તમને સર્વ વાતોમાં સંપૂર્ણુ આશા અને વિશ્વાસ લાગતાં હતાં તો પછી આટલામાંજ તમે આમ કેમ નિરાશ થઇ ગયા ? શું તમે આશાવાદી નથી ? હજુ ૭ દિવસ બાકી છે તેટલી મુદત દરમિઆન ઘણુા બનાવો બનશે, એમ તમે જ કહેલા હતા અને હવે મનેજ દોષ શા માટે દો છો વારૂ ? "

" પ્રભાવતી ! મારા કહેવાનો ભાવાર્થ તેવો નથી. અહીં તારી

સમજફેર થાય છે. હું તો તને ફક્ત એટલુંજ પૂછું છું કે-જેના ઉપર તારો જરા પણ પ્રેમ નથી તેની સાથે-ફક્ત ઐશ્વર્ય અને વૈભવને માટેજ-તારા પિતાની આજ્ઞા ન છતાં પણ-શું તું તેની સાથે પરણીશ?"

"શું ઐશ્વર્ય અને વૈભવ! નહીં. જો તેમ થશે તો તો હું આ શરીરને અને અંતઃકરણને કદાપિ છોડીશ નહિ." મન્દહાસ્ય કરી પ્રભાવતીએ કહ્યું અને પછી લલિતના ગળામાં હાથ નાંખી-જેમ લતા વૃક્ષને વીંટાઇ જાય તેમ-તે તેની સાથે વીંટાઇ ગઇ.

"પરમાત્મા, તમારો આ પવિત્ર પ્રેમ અચળ રાખો !"

આ પ્રમાણેનો અવાજ ઝાડીમાંથી તે બન્નેના સાંભળવામાં આવ્યો. તે સાથેજ પ્રેમીયુગલ ચમક્યું-જરાક શરમાઇ ગયું. તે બન્નેએ આસપાસ નજર કરી તો તે વૃદ્ધા વનચરી ઝાડીમાંથી બહાર આવતી તેમના જોવામાં આવી.

"ડોશી મા! ગઇ વખતે તમે જે અમારૂં કામ કર્યું અને તમારો અમારા પ્રત્યે જે પ્રેમ છે તેના બદલામાં અમારી આ યાદગીરી તમારી પાસે રાખો."

અચાનક તે વૃદ્ધાને જોઇ લલિત બહુજ ગુંચવાઇ ગયો. તેની સાથે શું બોલવું તે તેને સુઝી ન આવવાથી તે ઉપર પ્રમાણે બોલ્યો અને પછી પોતાના ખીસામાંથી થોડીક મહોરોથી ભરેલી થેલી કાઢી તેની સામે નાંખી તથા ફરી બોલ્યો-"લ્યો, ડોસીમા ! આ લઇ લ્યો."

"ઓ મારી માડીરે ! શું સોનામહોરો ! ? નારે બા, તે તું તારી પાસેજ રાખ. હું તેને સ્પર્શ પણ કરીશ નહિ. હું જો કોઇક સારૂં કામ કરીશ તો તેનું ફળ મને ભગવાન આપશે." થોડીવાર થોભી જઇ તે વૃદ્ધાએ સોનામહોરોની કોથળી જમીન ઉપરથી ઉપાડી લીધી અને આગળ બોલવા લાગી—"આ કોથળી તારી પાસેજ રહેવા દે. તેનો કોઇ વખતે તને ખપ પડશે. વારૂ, પણ મારા કહેવા પ્રમાણે કાલે રાત્રે કિલ્લામાં કોઇ ચમત્કારિક બનાવ બન્યો હતો ખરો કે ?"

"હા. જો કે તે મારા જોવામાં આવેલ નથી છતાં તમારા કહેવા પ્રમાણે બધી વાત બની ખરી !"

"ઓ યુવક! શું તારૂંજ નામ લલિતસિંહ છે ?"

"હા-માજી, મારૂંજ નામ લલિતસિંહ છે. આજેજ મારૂં નામ પૂછવાનું કાંઇ કારણ ?" પોતાનું નામ પૂછવામાં તેનો કંઇક ગુપ્ત હેતુ હોવો જોઇએ, એવું તેણે તેની ચર્યા ઉપરથી અનુમાન કરી લીધું.

"કારણ એજ કે-તારે માટે મારા હૃદયમાં અનુરાગ ઉત્પન્ન

થયો છે, તારૂં કલ્યાણુ થાય અને તું સર્વ વાતે સુખી થાય, એવી મારી અભિલાષા છે-ઇચ્છા છે. તેમજ આ કુમારિકાનું પાણિગ્રહણુ કરી, તારો સરદાર સજ્જનસિંહ જેવાના ઉચ્ચકુળની સાથે શરીર સંબંધ થાય, એ મારી બીજી ઇચ્છા છે. ઇશ્વર તમને સુખે રાખે; એવી મારી તેને પ્રાર્થના છે અને તમો બંને અવનીમાં સુખી થશો એવો તમને મારો આશિર્વાદ છે. લલિત અને પ્રભાવતી ! તમારા ઉપર હજુ ઘણી ઘણી મહાન્ મુશીબતો આવવાની છે, વારંવાર વિપત્તિના વરસાદો તમારા મસ્તકે વરસવાના છે તે સમયે તમે ધીરજ અને આશાનો ત્યાગ કરશો નહિ—દયાળુ પરમાત્માને વિસરશો નહીં તો તમે અન્તે સુખી થશો." એમ કહી તે ડોસીએ તે બન્ને જણા તરફ પ્રેમ-પૂર્ણ દ્રષ્ટિએ જોયું અને પછી પાછી એકદમ તે ગાઢ ઝાડીમાં અલોપ થઇ ગઇ.

"લલિત ! મને લાગે છે કે-આ ડોસી ગાંડી હોવી જોઇએ." આટલો વખત સ્તબ્ધપણે ઉભી રહેલી પ્રભા તે ડોસીને ચાલી ગએલી જોતાંજ બોલી ઉઠી.

"પ્રભાવતી ! મને તારી જેમ લાગતું નથી."

"એટલામાં પ્રભાવતીની નજર સામે ગઇ અને તે ચમકી-ગભરાઇ ગઇ. તેનું કાંઇ કારણ હતું ખરૂં ?

## પ્રકરણ ૨૦ મું.

### "લલિત કયાં છે ?"

પ્રભાવતી શા કારણથી ચમકી ? તે શોધી કાઢવા લલિતે પાછું ફરીને જોયું તો ક્રોધાંધ થઇ લાલચોળ બની ગએલો કુમાર ચંદ્રસિંહ તેની નજરે પડયો. તેને જોઇ પ્રભાવતી બહુજ ભયભીત થઇ. તેનું હૃદય ધડકવા લાગ્યું, શરીરલતા થરથર ધ્રુજવા લાગી અને પગ કાંપવા લાગ્યા. ચંદ્રે એકદમ તેની પાસે આવી જોરથી તેનો હાથ પકડયો અને બોલ્યો—"પ્રભાવતી આ શું કહેવાય ? શું તને તારા કુલશીલનું જરા પણુ અભિમાન નથી ? તને પિતાજીએ ના પાડી છતાં તું આ નીચ માણુસની એકાંતમાં મુલાકાત લે છે......ચંદ્રને આવેલ ક્રોધ હદ ઓળંગી ગયો હોવાથી તે આગળ બોલી શકયો નહિ.

પ્રભાવતીને ઉપર પ્રમાણે કહી પછી ચંદ્રે લલિત તરફ તિરસ્કાર

ભરી નજરે જોયું. પોતાને નીચ કહેતાંજ લલિતના શરીરમાં ક્રોધનો સંચાર થયો અને તેનું રક્ત તપવા લાગ્યું. તેણે તરતજ પોતાની તરવાર ઉપર હાથ નાંખ્યો તેટલામાં તો પ્રભાના રડવાનો અવાજ તેના સાંભળવામાં આવ્યો—એટલે તરતજ તેણે તરવાર ઉપરથી હાથ ઉઠાવી લીધો અને ગંભીર તેમજ શાંતપણે ચંદ્રસિંહ તરફ જોઇને બોલ્યો-" કુમાર ! તારી સાથે આ તુચ્છ બાબતમાં કુલહ કરવાની મારી બિલકુલ ઇચ્છા નથી."

" લલિત ! શું આ તુચ્છ બાબત છે ? ઓ મૂર્ખના સરદાર ! તું મારી સાથે વાત કરવાને પણ નાલાયક છે—નીચ છે ! જો તું મારો સમોવડીઓ હોત તો તને હું અત્યારે ને અત્યારે અને અહીંને અહીંજ બતાવી દેત કે—આ બાબત તુચ્છ છે કે નહિ !"

" અરેરે ! ચંદ્ર, આ તું શું બોલે છે ? આજસુધી તું તેમને ભાઇ જેવા સમજતો—માનતો હતો અને આજે તને આમ કેમ થઇ ગયું ?" પ્રભાવતી રડતાં રડતાં બોલી.

"નાદાન છોકરી ! ચુપ રહે. મને નહોતું લાગ્યું કે તું આવી નિર્લજ્જ છે. આ જો, સામેથી તારી દુષ્ટ દાસી ચાલી આવે છે. ઓ દુષ્ટ મધુરી ! તેં આ બહુજ સારો ધંધો આદર્યો છે, આવીજ રીતે તેં તારા માલેકનો હુકમ પાળ્યો ?"

મધુરી ડુસકાં ભરતી—રડતી—પ્રભાવતીની પાસે ગઇ અને તેનો થરથર ધ્રુજતો હાથ પોતાના હાથમાં લઇ બોલીઃ-" બા સાહેબ ! આમ ભય ન પામો ! જે થવાનું હશે તે તો થશેજ પણ જ્યાં સુધી હું જીવતી છું ત્યાં સુધી બ્હેન, તમારા એક વાળને પણ ધક્કો લાગશે નહીં. તમને કુમારે અહીં જોઈ લીધેલ છે તેથી કોઇ પણ રીતે ભયભીત થવાનું કે નિરાશ બની જવાનું કારણ નથી."

આ પ્રમાણે મધુરી પ્રભાવતીને સમજાવતી હતી અને ચંદ્રની તરફ તો તેનું બીલકુલ ધ્યાનજ નહોતું. પોતે જે કંઇ કહે છે અથવા કહેવા માગે છે તે તરફ મધુરીનું બીલકુલ ધ્યાનજ નથી તે જોઇ—જાણી ચંદ્રનો ગુસ્સો હદ આળંગી ગયો. તે જોરથી જમીન ઉપર પગ પછાડીને બોલ્યો—" ઓ દુષ્ટ દાસી ! અહીંથી એકદમ તેને લઇ કિલ્લામાં ચાલી જા અને તારૂં કલંકિત મુખ અહીંથી કાળું કર."

હવે અહીં વધારે વખત થોભવામાં સાર નથી—ડહાપણ નથી, એ વાત મધુરીના ધ્યાનમાં આવી ગઇ. તેણે તરતજ પ્રભાવતીનો હાથ પકડયો. આ સમયે પ્રભાવતીનું પ્રફુલ્લિત અને મનમોહક મુખ

કરમાઇ ગયું હતું. તેની મુખમુદ્રા નિસ્તેજ થઇ ગઇ હતી. તેના આખા શરીરમાં કંપ છૂટ્યો હતો. પોતે જો તે બન્નેને ત્યાંજ છોડીને ચાલી જશે તો તેનું બહુ જ શોચનીય પરિણામ આવ્યા વિના રહેશે નહિ, એમ લાગવાથી ત્યાંથી એકલીજ ચાલી જવા માટે પ્રભાવતી ખુશી ન હોતી. તે ડુસકાં ભરતી બોલી–" ચંદ્ર ! તું પણ મારી સાથે ચાલ."

" પ્રભા ! વધારે બકવાદ ન કર અને ચુપચાપ ચાલી જા. અહીંથી સીધે સીધી કિલ્લામાં ચાલી જજે. આ નિમકહરામને આખરની તાકીદ આપીને હું પણ તારી પાછળ પાછળજ કિલ્લામાં આવી પહોંચુ છું." ચંદ્રસિંહ ધિક્કાર પૂર્વક બોલ્યો.

ચંદ્રે ગુસ્સામાંને ગુસ્સામાંજ લલિતસિંહ તરફ જોયું પણ લલિતે તે તરફ જરા પણ ધ્યાન અપ્યું નહિ. ચંદ્રસિંહને પોતાની સાથે આવવાનું પ્રભાવતી કહે છે તેનું કારણ શું ? તે ધ્યાનમાં આવતાં જ લલિત મોટેથી બોલ્યો—

" પ્રભાવતી ! તું જા. તારે ડરવાનું કાંઇ પણ કારણ નથી. મારૂં કલ્યાણ કરનાનારના પુત્રને માટે મારા હૃદય સંપૂર્ણ પણે સન્માન બુદ્ધિ છે અને તારો લલિત પોતાની ઉપર ઉપકાર કરવાના ઉદ્ધત સંતાનની સાથે કેવી રીતે વર્તવું તે પણ ઘણી જ સારી રીતે જાણે છે. માટે તું શાન્ત ચિત્તે નિશ્ચિંત થઇ હવે તું સુખેથી કિલ્લા તરફ ચાલી જા. ચંદ્રના અવિચારી ભાષણથી મને જરા પણ ક્રોધ ઉપજશે નહિ. પ્રભાવતી ! ચંદ્રસિંહની સહિસલામતી માટે તું તદ્દન નિશ્ચિંત રહે ! "

સંધ્યા સમય થતાંજ અમારી આ નવલકથાનો મુખ્ય નાયક લલિતસિંહ પર્વતમાંથી પાછો કિલ્લા તરફ આવતો હતો. તે વખતે તેની મુખમુદ્રા કંટાળેલી લાગતી હતી. કિલ્લાના મુખ્ય દ્વાર પાસે આવી તેણે પહેરેગીરને પુછ્યું-" કુમાર ચંદ્રસિંહ દુર્ગમાં આવી ગયો ? "

" હજુ સુધી તેઓ આવ્યા નથી. લલિતસિંહજી ! પણ તમે આજે આમ કંટાળેલા અને નિસ્તેજ કેમ જણાવો છો ? " પહેરેગીરે તેને પૂછ્યું.

"કાંઇ નહીં, એ તો સહેજ. પણ હજુ ચંદ્રસિહ પાછો કેમ નહીં આવ્યો હોય ? કુમાર ચંદ્ર ન આવ્યો એ એક આશ્ચર્યજ છે. વારૂ, પણ પોતાની દાસી સાથે પ્રભાવતી તો આવી ગઇ છે ને?"

"હાજી. તેમને આવે ઘણો વખત થઇ ગયો છે. પણ આ શું ? લલિત તમારો પોશાક અને હાથ રક્તથી ખરડાએલાં કેમ છે? તમારી તરવાર ક્યાં ? તે મ્યાનમાં કેમ નથી દેખાતી ? આ રક્ત

શાનું અને કોનું ? કુમાર, આ છે શું ?" તે વૃદ્ધ પહેરેગીરે લલિતને પગથી માથા સુધી નિરખીને જોયા પછી અજાયબીથી ઉપરના સવાલો એક સામટા તેને પૂછ્યા.

લલિતે પહેરેગીરના કથન તરફ જરાએ ધ્યાન આપ્યું નહિ. તે સમયે તેના હૃદયમાં કોઇ જુદાજ વિચારો ઘોળાતા હતા. પર્વત પ્રદેશમાંથી કુમાર ચંદ્રસિંહ હજુ પણ કેમ નથી આવ્યો, તેને આટલો બધો વખત લાગવાનું કારણ શું, તે રસ્તો ભૂલીને કોઇ બીજી તરફ તો નહીં ચઢી ગયો હોય, અથવા તેના ઉપર કાંઇક સંકટ તો આવ્યું નહીં હોય, આવા આવા અનેક વિચારો તેના હૃદયમાં ઉદ્ભવતા હતા. તેણે એક પળને માટે પહેરેગીર તરફ જોયું અને પછી ઉપરના વિચારમાંને વિચારમાં ધીમે ધીમે પોતાના નિવાસ તરફ ચાલ્યો ગયો. અત્યારે તે બહુજ ચિંતાતુર દેખાતો હતો. તેનાં કપડાંઓ ઉપર રક્તનાં તાજાંજ ડાઘ પડયા હતા અને તે કપડાં થોડાં ઘણાં ફાટયાં પણ હતાં. તેણે તરવારની મ્યાન કંમરે લટકાવી હતી પણ તેમાં તરવારજ દેખાતી નહોતી. તેને કિલ્લામાં ગયે થોડો વખત થયો હશે, એટલામાં મારતે ઘોડે એક ઘોડેસ્વાર દુર્ગના દરવાજે આવી પહોંચ્યો.

"પહેરેગીર ! જુઓ આ શું છે ? આ મને જંગલમાં જળપ્રવાહની પાસેજ જડયો. જે જગ્યાએથી મને આ જડેલ છે તે ઠેકાણે પુષ્કળ રક્ત પડયું છે." એમ કહી તે ઘોડેસ્વારે દ્વારપાળના હાથમાં ભાંગી ગએલી તરવારનો એક મૂઠ સાથેનો કટકો આપ્યો.

"શું–તું શું કહે છે ? શું આ તને જંગલમાંથી જડયો ? આ તો લલિતસિંહની તરવારનો કટકો છે અને તેને હું ઘણી સારી રીતે ઓળખી શકું છું."

દ્વારપાળે તરવારનો કટકો હાથમાં લીધો અને એકદમ અજાયબી પામી બોલી ઉઠયો. "શિવાય તે જગ્યાએ પડેલા પગલાંઓ ઉપરથી લાગે છે કે ત્યાં કાંઇક ભયંકર બનાવ તરતમાંજ બનેલો હોવો જોઇએ." ઘોડેસ્વારે વધુ ખુલાસો કર્યો.

"હાય—આતે કેવું નવીન સંકટ ! અને તેમાં પણ હજુ કુમાર ચંદ્રસિંહજીનો પણ પત્તો નથી, કોણ જાણે ત્યાં શોએ બનાવ બન્યો હશે ?"

"કોણ કહે છે કે–કુમાર ચંદ્રનો પત્તો નથી ?" સરદાર સજ્જનસિંહ અચાનક પહેરેગીરની આગળ આવીને બોલ્યો. તે અને દુર્જનસિંહ વીરસિંહને વળાવવા માટે દરવાજા સુધી આવતા હતા ત્યાં વચમાંજ

પહેરેગીરના છેલ્લા શબ્દો તે ત્રણેના સાંભળવામાં આવ્યા. તે ત્રણેને પાસે આવેલા જોતાંજ તે ઘોડેસ્વારે આગળ વધી તેમને વિનયથી નમન કર્યું. સરદાર સજ્જનસિંહે પોતાના પુત્રની બાબતમાં તે બન્નેને પૂછયું. તે બન્નેની હકીકત સાંભળતાંજ તે વૃદ્ધ સરદાર એકદમ ભયભીત થયો અને તેણે પોતાના બન્ને હાથ છાતી ઉપર જોરથી માર્યા અને એકદમ પોકાર કરી ઉઠયો કે–" શું મારા ચંદ્રનું ખૂન અને તે પણ લલિતનેજ હાથે ? ઓ પરમાત્મન્ બચાવ–બચાવ ! "

" પણ લલિત કયાં છે ? " દુર્જને પહેરેગીરને પૂછયું.

---

## પ્રકરણ ૨૧ મું.

---

### મધુરીએ કહેલી હકીકત.

જે સવાલ દુર્જનસિંહે દ્વારપાળને પૂછયો હતો તેજ પ્રશ્ન ફરી સરદાર સજ્જને તેને પૂછયો. ત્યાર પછી પોતાના બન્ને મિત્રો તરફ વળી તે બોલ્યો–" ચાલો, આપણે અત્યારેજ તેની તપાસ લઇએ." પછી પહેરેગીરને કહ્યું–" અત્યારે તેં અમને જે કાંઇ હકીકત કહી તેમાં તું બોલ્યો કે–પ્રભાવતી પોતાની પરિચારિકાને સાથે લઈ પૂર્વ દિશા તરફના પર્વત તરફ ફરવા ગઇ હતી. શું તે તદ્દન ખરૂં છે ? "

" હા નામવર. મેં આપને જે કાંઇ કહી સંભળાવ્યું તે તમામ સત્યજ છે. "

" તેઓની સાથે લલિતસિંહ હતો ? "

" તે હું નક્કી કહી શકું તેમ નથી. પણ જ્યારે લલિતસિંહ કિલ્લામાં આવ્યા ત્યારે તેમણે પ્રભાવતીબાની બાબતમાં મને પૂછયું હતું કે–તે કિલ્લામાં પાછાં આવી ગયાં છે કે નહિ ? "

" સરદાર સાહેબ ! આમ ગડબડ ન કરી નાંખો–અને આમ ઉતાવળા કે આંકળા પણ ન થાઓ. આપણે આ બાબતની તપાસ બહુજ શાંતિથી, વિચારપૂર્વક અને સાવચેતીથી કરવાની જરૂર છે. આ સમયે તમારા હૃદય ઉપર સંકટનો અસહ્ય અને સખત આઘાત થવાથી તમે દુઃખી થઇ ગયા છો, તે હું સારી રીતે જાણું છું છતાં આપણે ઉતાવળા ન થવું જોઇએ. જો તેમ થશે તો આપણા તમામ પ્રયત્નો નિરર્થક થઇ પડશે અને આપણે ખરેખરી હકીકત જાણી શકીશું નહિ. " દુર્જનસિંહે તે ભયંકર શંકાથી ચિંતાક્રાંત થએલા વૃદ્ધ સરદારને ખભે હાથ રાખીને કહ્યું.

"પ્રથમ તો આપણે પ્રભાવતી અને મધુરીને બોલાવીએ અને લલિત તથા તે મળ્યાં હતાં કે નહિ, તેની ખાત્રી કરીએ. જો તેઓ મળ્યા હોય તો તે સમયે ત્યાં ચંદ્રસિંહ આવ્યા હતા કે નહિ, તે તપાસીશું. સરદાર સાહેબ! હું કહું છું અને ધારૂં છું તે પ્રમાણેનોજ બનાવ દુર્ભાગ્યે ત્યાં બન્યો હશે તો લલિતસિંહ ઉપર ગુનોહ સાબિત કરવાને બહુજ જગ્યા છે."

દુર્જનસિંહની સલાહ તેના બન્ને સરદાર મિત્રોને બહુજ પસંદ પડી. કિલ્લામાં થએલી આ ગડબડથી વીરસિંહે પોતાનો રાજધાની તરફ જવાનો વિચાર મુલતવી રાખ્યો. ત્યાર પછી દ્વારપાળ અને ઘોડેસ્વારને સાથે લઇ તે ત્રણે જણા સભામહેલમાં ગયા. ત્યાં ગયા પછી પ્રભાવતીને ખબર ન પડે તેમ દાસી મધુરીને ત્યાં બોલાવી લાવવા દુર્જને એક અનુચરને આજ્ઞા આપી. થોડાજ વખતમાં મધુરી ત્યાં આવી પહોંચી. પોતાને શા માટે બોલાવવામાં આવી છે, તેની તેને જરા પણ કલ્પના થઇ શકતી નહોતી. પણ દરવાજામાંથી અંદર આવતાંજ ત્યાં એકઠા થએલા મનુષ્યોને જોઈ તે ચતુર ચતુરા ચેતી ગઇ—પોતાને ત્યાં બોલાવવાના કારણથી એકદમ જાણીતી થઇ ગઇ. આજે અરણ્યમાં પ્રભાવતી અને લલિતસિંહની મુલાકાત થઇ—તેઓ એકબીજાને મળ્યા, એજ કારણ પોતાને અહીં બોલાવવાનું હોવું જોઇએ. એમ તેને લાગવા લાગ્યું અને હતું પણ તેજ—તેમજ! પોતાના ઉપર આવેલી આફતની સામે કેવી રીતે થવું, એ બાબતમાં તે ચતુરા ચતુર હતી—પ્રવીણ હતી. તેણે પોતાની મુખમુદ્રા ઉપર જરા પણ ચળવિચળ દેખાવા દીધી નહિ. તે ધીમે ધીમે સરદાર સજ્જનસિંહની સામે જઇને ઉભી રહી. તેણે ઉચું માથું કરી પોતાના માલેક તરફ જોયું તો તે તરતજ આશ્ચર્યચકિત થઇ ગઇ. તે સમયે વૃદ્ધ સરદારના મુખ ઉપર ભરપૂર ઉદાસીનતા વિરાજતી હતી, તેનું મુખ ઉતરી જઇ તદ્દન ફીક્કુ પડી ગયું હતું અને આંખોમાં આપત્તિનાં આંસું હતા. તેને ત્યાં આવેલી જોતાંજ સજ્જનસિંહ ક્ષીણસ્વરે પરંતુ ગુસ્સેથી બોલ્યો—

"મધુરી! આજ સુધી મને તારા ઉપર પુરેપુરો વિશ્વાસ છે. તેથી મેં માતા વિનાની મારી પુત્રી તારે સ્વાધીન કરી હતી તે ધ્યાનમાં રાખી હું તને જે કાંઇ પુછું તેનો ખરેખરો જવાબ પરમેશ્વરને સાથે રાખીને આપજે."

"આપની આજ્ઞા હું મસ્તકે ચઢાવું છું, નામદાર! આપ મને જે કાંઈ પૂછશો તેનો ખરેખરો જવાબ હું આપને આપીશ."

" આજે પ્રભાવતીને લલિત મળ્યો હતો ? "

" હાજી. આજે હું અને પ્રભાવતીબા જ્યારે પૂર્વ દિશાના પર્વત પ્રદેશમાં ફરતાં હતાં ત્યારે અચાનક તેમ બની ગયું ! "

" પણ મારો તને અને તેને શું હુકમ હતો ? શિવાય થોડા દિવસ પહેલાં તે ચંડાળ લુંટારા ભાઇઓએ કરેલા ભયંકર તોફાન પછી પ્રભાવતીએ અમારા શિવાય કદાપિ કિલ્લામાંથી બહાર નિકળવુંજ નહિ, એવું જે મેં તેને અને તને કહ્યું હતું શું તે તું નથી જાણતી ? "

" નામવર ! તે વાત બરાબર મારા ધ્યાનમાંજ છે. આજે અમો કિલ્લામાંથી બહાર જવા માગતા નહોતા. અમે બગીચામાંજ ફરતા હતા અને બહુ દૂર જવાનો અમારો વિચાર પણ નહોતો. પરંતુ ગઇ કાલ રાત્રે બનેલા હૃદયભેદક બનાવથી બાસાહેબનું ચિત્ત બહુજ ઉદાસ અને ઉદ્વિગ્ન થઇ ગયું હતું તેથી અમે બહાર નિકળ્યાં અને પછી ધૂનમાં ને ધૂનમાં કિલ્લાથી કેટલેક આઘે જઇ ચઢયાં. અમારા ધ્યાનમાં પણ આવ્યું નહિ કે અમે કિલ્લામાંથી બહુજ દૂર ચાલી ગયાં હતાં. "

" મધુરી ! બસ, કર. જે બનવાનું હતું તે બની ગયું. હવે તે બાબતમાં વધારે ચાપચીપ કરવાની જરૂર નથી. તમને અચાનક લલિતનો ભેટો થઇ ગયા પછી શું થયું અને ત્યાં કુમાર ચંદ્રસિંહ તમને મળ્યો હતો ? "

" હા. "

" હું તેમ ધારતોજ હતો. વારૂ, પછી શું થયું ? લલિત અને ચંદ્ર વચ્ચે કાંઇ બોલાચાલી થઇ હતી ? "

" સરદાર સાહેબ ! જો હું ખરૂં કહીશ તો તેની ઉપર આપને વિશ્વાસ બેસશે નહિ. "

" તેની તારે કાંઇ જરૂર નથી. તું જે કાંઇ જાણતી હોય તે બધું ખરેખરૂં કહી દે એટલે થયું. જો તું ખરેખરૂં કહીશ તો હું તને ક્ષમા કરીશ, એ વાત ધ્યાનમા રાખી સાવ સાચેસાચું કહી દેજે. "

" નામવર ! જ્યારે આપની આવીજ અભિલાષા છે તો હું તદ્દન ખરેખરૂં કહીશ. કુમાર ચંદ્રસિંહે લલિતસિંહનો ઘણોજ તિરસ્કાર કર્યો. તેને માઠું લાગે તેવા બહુજ કડવા, નઠારા અને બીભત્સ શબ્દો સંભળાવ્યા. ખરી રીતે તો ચંદ્રસિંહે લલિતને ખૂબ ગાળો ભાંડી એમ કહેવામાં કાંઇ હરકત નથી. "

" અને તે તમામ લલિતે ગુપચુપ સાંભળ્યા ? "

" હા નામવર. તેણે સામો એક પણ શબ્દ કહ્યો નહીં. જ્યારે હું

સાચુંજ કહું છું તો મારે કહેવું જોઇએ કે–લલિતની સાથે ચંદ્રસિંહે બહુજ અયોગ્ય ચાલ ચલાવી. ચંદ્રસિંહના શબ્દો સાંભળી લલિતને અત્યંત ક્રોધ આવ્યો અને તેણે પોતાની તરવાર ઉપર હાથ નાંખ્યો, પણ બીજીજ પળે પોતાનો હાથ તરવારપરથી પાછો લઇ લીધો અને એક મહાન્ યોગીની જેમ સર્વ સહન કરી ગયો."

"આખરે તેણે તરવાર ઉપર હાથ નાંખ્યો ખરો. વારૂ, પછી?"

"પછી અમે ત્યાંથી કિલ્લા તરફ પાછા ફર્યા તે સમયે પ્રભાવતીઆને ચિંતા થઇ કે પોતાના ચાલી ગયા પછી પાછળ કાંઇ શોચનીય બનાવ બનશે તો? તેમ ન થાય તેટલા માટે તેમણે ચંદ્રસિંહને પોતાની સાથે આવવાનું કહ્યું. ચંદ્રસિંહે પ્રભાવતીની વાત ધ્યાનમાં ન લીધી તે નજ લીધી. તેની ઇચ્છા લલિતને સારી રીતે વાગ્બાણથી વીંધી નાંખવાની હતી. પ્રભાવતીની શંકા લલિતના ધ્યાનમાં આવતાંજ તે બોલ્યો–'પ્રભા તું મારી બાબતમાં નિશ્ચિંત રહેજે. મારા અન્નદાતાના પુત્રની સાથે કેવી રીતે વર્તવું, તે હું સારી રીતે સમજું છું.' પછી અમે કિલ્લામાં આવી પહોંચ્યાં."

ઘણો વખત સુધી સરદાર સજ્જન વિચારમાં સ્થિર રહ્યો. પછી તેણે પોતાની પાસેજ વિચાર કરતા બેઠેલા પોતાના બન્ને સરદાર મિત્રો તરફ જોયું અને પછી મધુરી તરફ વળીને બહુજ કરૂણાજનક સ્વરે બોલ્યો–"મધુરી! આ સમયે તારે પ્રભાવતીને એક બહુજ હૃદયભેદક ખબર આપવી પડશે. કુમાર ચંદ્રસિંહની હવે આશા નથી. તેનું અમાનુષિક રીતે ખૂન થયું છે અને તે પણ લલિતસિંહને હાથેજ!!"

"ઓ પ્રભુ! આ મેં શું સાંભળ્યું? સરદાર સાહેબ! આકાશપુષ્પની જેમ આ વાત કોઇ કાળે પણ બનવા જેવી નથી. શું લલિસિંહ ખૂની! અને તે પણ ચંદ્રસિંહનોજ? નહીં! અન્નદાતા! અહીં આપની અતિશય ભયંકર અને ગંભીર ભૂલ થાય છે અને જો તેમ નહીં તો સમજફેર તો જરૂર થાય છેજ! હાય...હાય......પ્રભુ... આ તે કેવી હૃદયવિદારક ખબર!" આટલું કહી તેણે બન્ને હાથે પોતાનું મુખ ઢાંકી લીધું અને રડવા લાગી. તેની સ્થિતિ બહુજ કરૂણાજનક થઇ ગઈ.

મધુરીની સ્થિતિ જોઇ સરદાર સજ્જનને બહુ દુઃખ થયું. તે ક્ષીણસ્વરે બોલ્યો–" મધુરી! આ બાબતમાં હજી લલિત તરફથી ખુલાસો થવાનું કામ બાકી છે, પણ વહેમ સર્વને તેના ઉપરજ છે. દુર્ગમાં આવતાં પહેરેગીર સાથે તેણે કરેલી વિચિત્ર વાતચિત, તે સમયની તેની મુખમુદ્રા, બોલવાની રીત, કાદવ અને રક્તથી ખરડા-

ચેલા તેના હાથ તથા કપડાં, જલપ્રવાહની પાસે જડી આવેલ તેની તરવારનો મૂઠ સાથેનો કટકો...હાય...હાય...એવી કેટલીએ વાતો છે કે જેથી તેના ઉપરનો વહેમ વિશ્વાસમાં ફેરવાઇ જાય છે. તે શિવાય જે જગ્યાએ ઝપાઝપી થઇ ત્યાં જમીન ઉપર પુષ્કળ લોહી રેડાયું છે-રક્તનો પ્રવાહ ચાલ્યો છે. હવે તું અહીંથી ચાલી જા."

સરદારની આજ્ઞા સાંભળી તે ત્યાંથી ચાલી ન જતાં રડતી રડતી ત્યાંજ ઉભી રહી.

---

## પ્રકરણ ૨૨ મું.

### સંશયનું બલિદાન!

સરદાર દુર્જનસિંહે લલિતસિંહને બોલાવી લાવવા માટે એક સિપાઇને મોકલ્યો. હમણાં સભામહેલમાં શું થયું કે થાય છે, તેને શા માટે બોલાવવામાં આવે છે, એમાંથી લલિતને કાંઇ પણ ન જાણવા દેવાની તે સિપાઇને આજ્ઞા આપવામાં આવી હતી. થોડાજ વખતમાં લલિત સભામહેલમાં આવીને હાજર થયો. આ વખતે તેણે કપડાં બદલેલાં હતાં. તેનો ચહેરો નિસ્તેજ હતો અને ચિત્તને અશાંતિ ઉપજાવે તેવા વિચારો તે કરતો હતો; છતાં તે ઉપર ઉપરથી શાન્ત જણાતો હતો. જ્યારે તેણે સભામહેલમાં પ્રવેશ કર્યો અને ત્યાં બેઠેલા માણસોને જોયા ત્યારે તે જરા ગુંચવાયો. તેણે એક વાર તે મહેલમાં ઉડતી નજર નાંખી. એક સ્થળે મધુરી ઉભી રડે છે, તે જોઇને પોતાને ત્યાં શા માટે બોલાવવામાં આવ્યો છે, તેનું કારણ તેના ધ્યાનમાં આવી ગયું. મધુરીએ શું વિશ્વાસઘાત કર્યો? એવી શંકા આવવાથી એક પળને માટે લલિતે તેની તરફ તિરસ્કારભરી નજરે જોયું અને પછી સરદાર સજ્જનસિંહ તરફ જોવા લાગ્યો. તેને વિનયપૂર્વક નમન કરીને નીચી નજરે લલિત જમીન તરફ જોતો સ્તબ્ધ ઉભો રહ્યો. તે વૃદ્ધ સરદારે તેના મુખ તરફ ઘણો વખત સુધી જોયાજ કર્યું અને પછી કંપિત સ્વરે તેને પૂછયું-"તને અહીં શા માટે બોલાવવામાં આવ્યો છે, તેની તને કાંઇ પણ કલ્પના થઇ કે થાય છે ખરી? હજુ સુધી મારા પુત્રનો પત્તો નથી. તેની ચોકસી કરવા માટે તને અહીં બોલાવવામાં આવ્યો છે. લલિત! ખરેખરૂંજ કહે કે મારો ચંદ્રસિંહ ક્યાં છે? બોલ, તેનું શું થયું?"

"નામવર! આપના પુત્ર ચંદ્રસિંહનું શું થયું તેની મને કાંઇ પણ ખબર નથી." લલિતે શાંત સ્વરે તે સરદાર તરફ જોઇને કહ્યું.

"લલિત! શું આ તું મને-મેં તારા ઉપર કરેલા ઉપકારોનો -બદલો આપે છે?" સરદારે દુઃખથી નિઃશ્વાસ નાંખી કહ્યું.

"પ્રભુ! પ્રભુ! નામવર, શું આપને મારા ઉપર કાંઇ વહેમ આવે છે?"

"લલિત! હવે ખોટું ન બોલ. ધ્યાનમાં રાખ કે આ વાત કદાપિ છુપાવી શકાશે નહિ." દુર્જને કટાક્ષમાં તેને કહ્યું.

"પણ તમને મારા ઉપર કઇ બાબતમાં વહેમ આવે છે? અને મેં તેવું કર્યું છે શું? તે તો કહો!"

'આ જો!" એમ કહી સરદાર દુર્જને લલિતનો હાથ પકડ્યો અને સજ્જન તરફ આંગળી બતાવીને કહ્યું.-"તે બિચારો સરદાર પુત્રના વિયોગથી રડતો હતો અને તેની આંખોમાંથી આંસુઓ ચાલ્યા જતા હતા. તેની તરફ લલિતને જોવાનું કહી કઠોર સ્વરે તે બોલ્યો- "જો, તારા ઉપર જેના અસંખ્ય ઉપકારો થયા છે, તે તારા પાલન કર્ત્તાની કેવી શોચનીય, હૃદયભેદક અને દયાજનક સ્થિતિ થઇ છે, તે જો! તેણે આજ સુધી પોતાના પુત્રની જેમ તારૂં પાલન-પોષણ કર્યું છે તે ધ્યાનમાં લાવીને લલિત! ખરેખરૂં બોલ! તારૂં દુષ્કૃત્ય તું કબૂલ કર અને પર્વત-પ્રદેશમાં અમાનુષિક રીતે થએલા ખૂનની ખરેખરી હકીકત તેમને કહી દે!"

"શું ખૂન અને તે ક્યાં થયું? કોનું થયું?" બહુજ અજાયબી પામી લલિત એકદમ બોલી ઉઠ્યો. થોડી વાર જરા સ્તબ્ધ રહી તે પુનઃ બોલવા લાગ્યો-"કુમાર ચંદ્રસિંહ હજુ પાછો ન આવ્યો તેથી આવી ભયંકર શંકા લાવવી, એ ઠીક નથી. તે હવે આવશે અથવા આવી પણ ગયો હશે! અને પછીથી તમને તમારા કૃત્યને માટે પશ્ચાત્તાપ થશે."

"નહીં! હવે તે ક્યાંથી આવવાનો છે? જે દુનિયામાંજ નથી તેના પાછા આવવાની આશા શી રીતે રાખી શકાય?" એમ કહી તે વૃદ્ધ સરદારે પોતાના કપાળ ઉપર હાથ મારી લીધો અને એક ક્ષણને માટે તે દુઃખદરિયામાં ડૂબી ગયો હોય તેમ જણાયો. થોડી વાર પછી તે ફરી બોલવા લાગ્યો-"થોભ! લલિત! તારી તરવાર ક્યાં છે? તારાં કપડાં શાથી ફાટી ગયાં-તારા કપડાં ઉપર અને હાથ ઉપર લોહીના ડાઘ ક્યાંથી આવ્યા-બોલ? તેમજ આ અરણ્યરક્ષકને તારી તુટી ગએલી તરવારનો એક કટકો ક્યાંથી જડ્યો-કેવી રીતે જડ્યો? (અહીં તેણે અરણ્યરક્ષક તરફ ઇશારો કર્યો.) જંગલમાં જલપ્રપાતની

પાસે કોનું લોહી રેડાયું છે અને ચંદ્રની સાથે વાતચિત કરતાં તેં તારી તરવાર ઉપર હાથ મૂકયો હતો કે નહિ? બોલ, ખરૂં બોલ!"

ક્રોધના અત્યંત આવેશમાં આવી જઇ ઉપરાઉપરી સરદાર સજ્જને પૂછેલા પ્રશ્નો સાંભળી લલિત જરા ગુંચવાઇ ગયો અને બોલ્યો—"સરદાર! એકંદર પરિસ્થિતિ ઉપરથી તમને મારા ઉપર વહેમ આવે એ સ્વાભાવિક છે; પણ હું પરમેશ્વરનો માથે રાખી ખરેખરૂંજ કહું છું કે—

લલિત ઉપરનું વાકય પુરૂં કરે તે પહેલાંજ સભામહેલનો દરવાજો ઉઘડયો અને એક બીજો અરણ્યરક્ષક ત્યાં આવી પહોંચ્યો. તેનાં તમામ કપડાં પાણીથી ભીંજાએલાં હતાં. તેના હાથમાં ભીંજાએલો એક ફેંટો અને અંગરખું એમ બે ચીજો હતી. તે બન્ને ચીજો તેણે સરદાર સજ્જનની સમક્ષ મૂકી અને અદબથી પ્રણામ કરીને બોલ્યો:—"અન્નદાતા! આ બન્ને ચીજો પાણીના પ્રવાહમાં તણાતી જતી હતી. આ બન્ને ચીજો આપના પુત્ર ચંદ્રસિંહનીજ છે, તે મેં ઓળખી લેવાથી હું પાણીમાં કૂદી પડયો અને આ બન્ને ચીજો પાણીમાંથી કાઢી આપની પાસે લઇ આવ્યો છું."

"આ ફેંટો તો મારા પ્રિયપુત્ર ચંદ્રસિંહનોજ છે અને અંગરખું પણ તેનુંજ છે!" એમ કહી તે વૃદ્ધ સરદાર એકદમ જ્યાં બેઠો હતો ત્યાંથી ઉભો થઇ ગયો અને બૂમ પાડીને બોલી ઉઠયો કે—"હાય ચંદ્ર! તું કયાં છે?" પછી લલિત તરફ ફરીને બોલ્યો—"ઓ દુષ્ટ! આવો સજ્જડ પુરાવો તારી વિરૂદ્ધ છતાં તું તારૂં નીચ કૃત્ય નાકબૂલ કરે છે?"

"શું કુમારનું ખૂન?" એટલું કહેતાંજ લલિત લગભગ બેભાન જેવો બની ગયો છતાં ધીરજ રાખી ઉભો રહ્યો અને બોલ્યો—"સરદાર! હું તદ્દન નિર્દોષ છું." એટલુંજ કહી તે એકદમ પૃથ્વી ઉપર પછડાઇ પડયો.

ઘણા વખત પછી જ્યારે લલિત શુદ્ધિમાં આવ્યો ત્યારે પોતે કયાં છે, તે બાબતમાં તે કાંઇ પણ સમજી શકયો નહિ. તેને પોતાની ચારે તરફ જોયું તો તેને ચારે તરફ અંધકાર જણાયો. ધીમે ધીમે એક પછી એક વાતનું તેને સ્મરણ થવા લાગ્યું. તેને કપાળ ઉપરથી હાથ ફેરવવા પોતાનો હાથ ઉંચો કર્યો ત્યારે કાંઇક અવાજ થયો અને તેને જણાયું કે—પોતાના હાથ લોઢાની જબરદસ્ત જંજીરથી જકડી લીધેલ છે. તેણે ઉભા થવાની કોશીશ કરી તો પોતાના પગમાં બેડી પડેલી

છે અને પોતે એક ઘાસની પથારી ઉપર પડયો છે, એ તેના ધ્યાનમાં આવ્યું.

વ્હાલા વાચક! લલિતસિંહ કયાં હતો ?

કુમાર ચંદ્રસિંહનું તેણે ખૂન કર્યું છે, એવા ભયંકર અપરાધ ઉપરથી તેને અજયદુર્ગના એક અંધકારમય ભોંયરામાં કેદ કરવામાં આવ્યો હતો. આમ અમારી આ વાર્તાનો નાયક સંશયનું બળીદાન બની ગયો હતો. શું એ તેના દુશ્મનોનું કાવતરૂં હતું કે સત્ય હતું? ખરેખર શું લલિત ચંદ્રસિંહનો ખૂની હતો કે–તેના રક્તથી તેના હાથ ખરડાયા હતા?

## પ્રકરણ ૨૩ મું.

### "શું લલિત ખૂની છે?"

પોતાના પ્રિયબાંધની બાબતમાં અનિષ્ટ વાત સાંભળતાંજ પ્રભાવતીની શી સ્થિતિ થઇ હશે, તેની કલ્પના અમારા વાંચકોએજ કરી લેવી. મધુરીએ ચંદ્રસિંહના સંબંધમાં જેટલું સાંભળ્યું હતું તેટલુંજ પ્રભાવતીને કહી સંભળાવ્યું. હજુ મુખ્ય વાત તો તેણે પ્રભાવતીને કહીજ નહોતી. લલિતસિંહે ચંદ્રસિંહનું ખૂન કર્યું અને અત્યારે તે કિલ્લાના એક અંધકારમય ભયંકર ભોંયરામાં કેદી થઇ પડેલો છે, વિગેરે વાતો પ્રભાવતીને કેવી રીતે કહી સંભળાવવી, તેનોજ વિચાર એક સરખી રીતે તે કરતી હતી. પોતે ગમે તેવા શાન્ત અને સૌમ્ય શબ્દોમાં તે હકીકત પ્રભાવતી જણાવશે તો પણ તેથી પ્રભાવતીને થનારૂં દુઃખ કોઇ પણ રીતે ટાળી શકાશે નહિ, એવો પુખ્ત વિચાર કરી ધીમે ધીમે મધુરીએ તમામ હકીકત પ્રભાવતીને કહી સંભળાવી. મધુરી તે હૃદયભેદક હકીકત કહેતી હતી અને પ્રભાવતી મશરૂના ગાલીચા ઉપર બેઠી બેઠી શ્રવણ કરતી હતી. મધુરીએ તે ભયાનક હકીકત પૂરેપૂરી તેને કહી સંભળાવી અને પછી તેની તરફ જોયું તો તે કાંઇ પણ હિલચાલ કરતી નહોતી. ઘણો વખત વીતી ગયા પછી મધુરીએ તેને હાંક મારી. પણ તેનો જવાબ આપવા પ્રભાવતી શુદ્ધિમાં નહોતી. મધુરીના મુખેથી તે ભયંકર હકીકત સાંભળતી વખતે તે બેશુદ્ધ થઇ પડી હતી.

મધુરીએ ઘણી ઘણી કોશીશો કરવાથી આખરે પ્રભાવતી શુદ્ધિમાં આવી. તેના દુઃખનો વેગ જરા ઓછો થતાંજ તે પોતાની જિજ્ઞાસુ

પરિચારિકાને ગળે બાઝી પડી અને રડવા લાગી. અનેક પ્રકારે મધુરી તેનું સમાધાન કરતી હતી પણ તેનો જરાએ ઉપયોગ થયો નહિ. આખરે તે રડતી રડતી બોલી—" હાય ! મધુરી ! હું હતભાગિની આ સર્વ બનાવોમાં નિમિત્તભૂત થઇ. મેંજ જો લલિતસિંહને જંગલમાં-મળવા માટે ન બોલાવ્યા હોત તો આવો પ્રસંગ આવત ખરો કે ? ઓ પરમાત્મન્ ! મેં મારા પૂજ્ય તીર્થસ્વરૂપ પિતાશ્રીની આજ્ઞા ન માની તેની શું તમે મને આવી સખતમાં સખત સજા કરો છો ? મારા પ્રિય બંધુ ! તું ક્યાં હઇશ ? શું હવે તું પાછો અમને નહિજ મળે ? તારા છેવટના શબ્દો જો કે તેં ગુસ્સામાં કહ્યા હતા છતાં તે મને બહુજ મીઠા લાગ્યા હતા. તેજ શબ્દો શું મને પુનઃ સંભળાશે ખરા ? ખરેખર શું તું અમને સદાને માટે છોડીજ ગયો ? " એમ કહી તે પોતાના ભાઇ માટે વધારે ને વધારે શોક કરવા લાગી. તે પુનઃ બોલી—" મધુરી ! તું ખરેખરૂં મને કહી દે. હું તને હુકમ કરૂં છું કે તું તમામ હકીકત સાચેસાચી મને કહી દે. પહેલાં તેં કહ્યું હતું કે લલિતસિંહ નિરપરાધી છે—નિર્દોષ છે—ખુની નથી, શું તે ખરૂં છે ? મને આ અસહ્ય આપત્તિમાં થોડુંક સુખ થાય—શાંતિ મળે—તેટલા માટે તો નહોતું કહ્યું ને ? સખી ! તું મને સત્વર કહે. આમ મને ભયંકર શંકામાં ગુંચવાતી ન રાખ. તેમજ તને શું લાગે છે—તું શું અનુમાન કરે છે—તે પણ મને કહી સંભળાવ. મધુરી ! શું લલિતસિંહ તદ્દન નિર્દોષ છે ? દેવો જેવો પવિત્ર લલિત શું ખુની હોઇ શકે ? "

"હા. તે સંપૂર્ણપણે નિર્દોષ છે, એમાં તલમાત્ર પણ શંકા નથી." મધુરીએ કહ્યું.

" મને પણ ખાત્રી છે કે લલિતસિંહ સર્વથા નિર્દોષ છે—નિરપરાધી છે. તેમને હાથે આવું નીચમાં નીચ કૃત્ય થાય, એ સર્વ રીતે અસંભવિત છે. તે બહુજ દૂરદર્શી, વિચારક અને શાન્ત તથા દીર્ઘદર્શી પુરૂષ છે. મારો તેમના ઉપર સંપૂર્ણ વિશ્વાસ છે. તે પોતાની ઉપર ઉપકાર કરનારના પુત્રની તરફ કેવી અને કેટલી માનબુદ્ધિ રાખે છે, તેની હું સારી રીતે કલ્પના કરી શકું છું. તેમને માટે આવી શંકા લેવી, એ સર્વથા અનુચિત છે. " એટલામાં પ્રભાવતીની સમક્ષ ચંદ્રસિંહની કલ્પિત મૂર્તિ આવીને ઉભી રહી. તે સાથેજ તેના વિચારનો પ્રવાહ તે તરફ વળ્યોઃ—" જો તે નિર્દોષજ છે તો પછી કુમાર ચંદ્રસિંહનું શું થયું ? ખરેખર શું તેનું ખૂન થયું હશે ? હાય—હાય ! અરેરે ! ચંદ્ર ! ક્યા દુષ્ટે તારા સુંદર અને સુકોમળ શરીર ઉપર શસ્ત્ર

ઉગામ્યું હશે ? તે વખતે કુમાર ! તને શું થતું હશે–થયું હશે ? તને અમારૂં સ્મરણ અવશ્ય થયુંજ હશે ! તેં તે સમયે પિતાજીને હાક પણ મારી હશે પણ ચંદ્ર ! તને તે દુષ્ટ ખૂનીના હાથમાંથી છોડાવવા પાસે કોઇ હતો ખરો ? અને હોય તો તે કોણ હતો ? આખરે નિરાશ થઇ તું પૃથ્વી ઉપર પછડાઇ પડયો હશે ! હાય, તારૂં ખૂન કરનારને તારા ઉપર જરાએ દયા કેમ ન આવી. ”

આવી રીતે અનેક પ્રકારના દુઃખદ વિચારો કરતી પ્રભાવતી વારે વારે રડતી હતી. તેની આંખોમાંથી આંસુઓનો અખંડ પ્રવાહ ચાલ્યો જતો હતો. તે રહી રહીને એક સરખી રીતે શોક કરતી હતી. એટલામાંજ તેના ઓરડાનો દરવાજો ઉઘડયો અને તેમાંથી તેનો પિતા તેની પાસે આવ્યો.

આ સમયે સંધ્યા થઈ ગઇ હતી. મજુરીએ તરતમાંજ દીપક પ્રકટાવ્યો હતો. પોતાની પ્રિયપુત્રિની દીન અને દુઃખદાયક દશા જોઇ તે વૃદ્ધ સરદારનું હદ્દય આપત્તિના–દુઃખના વેગથી ભરાઇ આવ્યું. આજે તે વૃદ્ધ સરદાર ઉપર મહાન્ મુશીબતોનો મેરૂ તુટી પડયો હતો–વિપત્તિઓના વરસાદ તેના મસ્તકે વરસ્યો હતો. તેણે ધીમે રહી પ્રભાવતીના ખભા ઉપર હાથ મૂકયો. તેના હસ્તનો સ્પર્શ થતાંજ પ્રભાએ ઉચું જોયું. પોતાના પિતાને જોતાંજ તેના શોકસાગરને પુનઃ ભરતી આવી. તે તેના ગળે બાઝી પડી અને બોલી–“ પિતાજી ! આપણી આંખોનો નૂર ચંદ્રસિંહ કયાં છે ? ” રડતાં રડતાં તેને પિતાને પ્રશ્ન પૂછયો.

હાય ! તે કેટલો બધો દુઃખદાયક પ્રસંગ હતો ! ? વ્હાલા વાંચક ! થોડાજ વખતમાં વૃદ્ધ સરદાર સજ્જનસિંહની સ્થિતિ, ચર્યા અને વર્તનમાં એકદમ અવની અને આકાશ જેટલો ફેરફાર થઇ ગયો. તેની ગ્રહદશા તદ્દન ફરી ગઇ. રાજ્યતંત્રની ખટપટમાં પડયા પછી તેની ઉપર એક પછી એક સંકટો આવવા લાગ્યાં. આજ સુધી તે શૂરવીર પુરૂષે તે, સર્વ સંકટોની સામે ટકી રહ્યો હતો. પણ આજના બનાવથી તેની ધીરજ, શૂરવીરતા અને હિંમતનો અન્ત આવી ગયો હતો. પોતાના એકના એક કુળદીપકના ખૂનની વાત સાંભળતાંજ તેનું સર્વ અવસાન જતું રહ્યું. તેની કંમર બેવડી વળી ગઇ. તેની આશાનો અન્તિમ તંતુ તુટી ગયો. તેને સંસારમાં સર્વત્ર નિરાશા–નિરાશા ને નિરાશાજ દેખાવા લાગી. પોતાની પછી પોતાના નામાંકિત અને બળવાન્ કુળનું નામ કાયમ રાખવા કોઇ નથી, આવો દુઃખદાયક અને હૃદયભેદક વિચાર તેના હૃદયમાં ઉદ્દભવતાંજ તે હિંમ-

નાના જેવો થઇ જતો હતો. થોડાજ વખતમાં તે વૃદ્ધ સરદાર બહુજ નિર્બળ દેખાવા લાગ્યો.

ઘણો વખત સુધી કુમાર ચંદ્રસિંહને માટે તે પિતા-પુત્રિએ અત્યંત શોક કર્યો. મધુરી પણ એક ખુણામાં ઉભી હતી અને પોતાના માલેકને-તે પિતા પુત્રિને-થએલો શોક જોઇ તે રડતી હતી. ઘણીવાર પછી પોતાની પાસેથી પ્રભાવતીને દૂર કરી તે સરદાર બોલ્યો-" બેટા ! હવે આપણે ગમે તેટલો શોક કરીએ અને આંસુઓના સાગર ભરીએ તો પણ આપણો ચંદ્રસિંહ પુનઃ આપણને દેખાશે ખરો ? નહીંજ ! હવે મારે તે કુમારને બદલે તુંજ કુમાર છે." એમ કહી તેણે તેના મસ્તકને ચુંબન કર્યું.

પોતાની પુત્રિનું જરા તરા સમાધાન કરી સરદાર સજ્જનસિંહ તેની પાસેથી ચાલ્યો ગયો. એકાદ ઉંઘણસીની-ઉંઘતા મનુષ્યની-જેમ તે સમયે તે ચાલતો હતો. તેના પગ વાંકાચુંકા પડતા હતા. એક હાથ ભીંતે રાખી ધીમે ધીમે ચાલતો તે દુઃખી સરદાર પોતાના ઓરડાની પાસે આવી પહોંચ્યો. એટલામાં શસ્ત્રાગારમાં કોઇ મનુષ્યના જવાનો તેને ભાસ થયો. તે સાથેજ તેને પ્રથમ જોએલા અદ્દ્ભુત દેખાવનું તત્કાળ સ્મરણ થઇ આવ્યું અને તેનું શરીર જરા ધ્રુજ્યું. તે જ્યાં ઉભો હતો ત્યાંજ સ્થિર થઇ ગયો. ઘણો વખત સુધી તે ત્યાંને ત્યાંજ ઉભો રહ્યો હતો. થોડીજ વારમાં કિલ્લામાં રહેનારો વૃદ્ધ ચારણ શસ્ત્રાગારમાંથી ધીમે રહી બહાર આવ્યો. તેને જોતાંજ સરદાર સજ્જનને લાગેલો ભય ઓછો થયો. તેણે તે ચારણને હાક મારી પોતાની પાસે બોલાવ્યો અને તે પોતાની પાસે આવતાંજ તેને પૂછ્યું-"ચારણરાજ! આ વખતે શસ્ત્રાગારમાં તું શું કરતો હતો ?"

" સરદાર સાહેબ! મારા અહીં આવવાથી આપને ગુસ્સો તો નથી આવ્યોને ? તમારી તેજસ્વી મુખમુદ્રા ઉપરથી તમે દયાળુ છો, એમ લાગે છે. મારા અહીં આવવાનું કારણ હું આપને કહું છું તે જાણીને પછી તેનો તમેજ વિચાર કરજો. " વૃદ્ધ ચારણે તેને અદબથી નમન કરીને કહ્યું.

સજ્જને તેને પોતાની પાછળ આવવાની સૂચના કરી. તે બન્ને શયનગૃહમાં ગયા પછી સજ્જને તેની તરફ જોઇને કહ્યું-" આવા વખતે શસ્ત્રાગારમાં તારે શું કામ હતું ? તે કહે."

" સાંભળો-નામવર. આ કિલ્લામાં ગઇ કાલે જે ચમત્કાર થયો તે આપે જોયો. એવા ચમત્કારો ભૂતકાળમાં મેં ઘણી વાર જોએલા છે.

જ્યારે જ્યારે આવો ચમત્કાર થાય છે ત્યારે ત્યારે હું આ શસ્ત્રાગારમાં આવી આ કિલ્લાના મૂળ પુરૂષોનાં સર્વાંગકવચ અને શિરસ્ત્રાણ ખાસ કરીને તપાસી જોઉં છું. જ્યારે તે પોતાની મેળેજ જમીન ઉપર પછડાઈ પડે, એટલે ચોક્કસ સમજી લેવું કે કિલ્લાના માલેક ઉપર કોઈક આફત અવશ્ય આવવાનીજ !"

"આ તું શા ઉપરથી કહે છે ?"

"મારા પોતાના અનુભવ ઉપરથી ! સિવાય સરદાર દુર્જનસિંહના પિતા પણ એમજ કહેતા હતા. તેની ખાત્રી આજથી લગભગ બાવીસ વર્ષ પહેલાં થઈ ચૂકી છે અને તેનો મને પ્રત્યક્ષ અનુભવ છે. જ્યારે મર્હુમ કિશોરસિંહનાં લગ્ન થયાં ત્યારે પણ આવો ચમત્કાર થયો હતો. પરંતુ તે તરફ કોઈએ ધ્યાનજ આપ્યું નહિ. તેનું પરિણામ બહુજ ભયંકર અને શોચનીય આવ્યું. હમણાં હમણાં આ કિલ્લામાં ફરી તેવાજ ચમત્કારો થવા લાગ્યા છે, ત્યારથીજ હું મારી મેળે મારા મનમાંજ વિચાર કર્યા કરૂં છું કે આ ચમત્કારોનું અન્તિમ પરિણામ કેવું આવશે ? પ્રથમ તો જ્યારે સરદાર દુર્જનસિંહજી આ કિલ્લામાં આવ્યા ત્યારે તેવો ચમત્કાર થયો અને ત્યાર પછી ગઈ કાલે થયો."

"હા. વારૂ, પણ તેનો યથાર્થ અર્થ શો ? તને કેમ લાગે છે–તારો મત કેવો છે ?"

"નામવર ! જો હું તમને મારો મત જણાવું તો તમે ગુસ્સે થશો અને મને તદ્દન ગાંડામાં ગણી કાઢશો !"

"નહીં. તેમ નહિ થાય. તું નિશ્ચિંત થઈ મને તારો ખરો મત જણાવ. આજે ઘણા દિવસ થયા હું તે બાબતમાં વિચાર કર્યા કરૂં છું. આ દુર્ગમાં આવા અદ્દભુત ચમત્કારો થાય છે, તેનું મૂળ કારણ શું–તેના મૂળમાં છે શું, તે જાણવા મેં ઘણી ઘણી કોશીશો કરી છે, દુર્ગરક્ષક રણમલને પણ પૂછી જોયું છે છતાં હજુ મારા મનનું જોઈએ તેવું સમાધાન થયું કે થતું નથી."

"સરદાર સાહેબ ! પ્રથમ તો આપણે આ અપશુકનથી આવનારી આફતોનો વિચાર કરી જોઈએ. કિશોરસિંહનાં લગ્ન થયા પહેલાંજ આવો ચમત્કાર થયો હતો. તેજ પ્રમાણે આપની પ્રિયપુત્રિ સાથે લગ્ન કરવાના ઉદ્દેશથી દુર્જનસિંહે આ કિલ્લામાં પ્રવેશ કરતાંજ તેવો ચમત્કાર થયો. એટલા માટેજ હું આપને કહું છું કે આપ આ બાબતમાં શાન્ત ચિત્તે પુખ્ત વિચાર કરો. ખરી રીતે જોતાં મારે મારા માલેકની

વિરૂદ્ધ મારે કાંઇ પણ બોલવુંજ ન જોઇએ અને તે હું સારી રીતે જાણું છું છતાં દીવાની જેમ સામે દેખાતા પદાર્થ તરફ–વાત તરફ–ધ્યાનજ ન આપવું એ સારૂં નથી. સરદાર! હમણાં આપની ઉપર બહુજ વિકટ પ્રસંગ આવ્યો છે, આપ આપના પુત્રના ખુનથી બહુજ દુઃખી થઇ ગયા છો, તમારા તે દુઃખમાં વધારો ન થાય, એવી મારી આંતરિક અભિલાષા છે. હું આપને ફરી કહું છું કે આપ આ બાબતમાં શાન્તપણે પુખ્ત વિચાર કરીને પગલું ભરજો." એમ કહી તે ચારણ ચુપ થઇ ગયો અને તેણે કહેલી બાબતમાં સરદાર સજ્જનસિંહ વિચાર કરવા લાગ્યો.

## પ્રકરણ ૨૪ મું.

### "હાય! મારૂં મૃત્યુ પાસે આવ્યું!"

અર્ધી રાત થઇ હતી. સંસારમાં સર્વત્ર ઘનઘોર અંધકાર છવાઇ ગયો હતો. કિલ્લાની ચારે તરફ લતાગુલ્મથી વિંટાએલા ગાઢ જંગલમાં અને તેની પાસેજ આવેલા પર્વતમાં–આકાશની સાથે હરિફાઇ કરનારા ઉંચા અને વિશાળ–પૂર્વદિશાએ આવેલા પર્વતમાં–પરિપૂર્ણપણે શાન્તતા અને સ્યામતા છવાઇ ગઇ હતી. ધીમે ધીમે શૈલ શિખરોના ઉપરના આકાશમાં કાળાં વાદળાં એકઠાં થવા લાગ્યાં. થોડી વારમાંજ સુંસવાટા કરતો પવન વહેવા લાગ્યો. હવે એક ઘડીમાંજ ભયંકર વાદળાંઓનું તોફાન થશે એમ જણાય ન જણાય તેટલામાં તો મેઘની ગર્જનાનો પ્રારંભ થયો. તમામ પર્વતમાં મેઘની ગર્જનાના ભયંકર પડઘા પડવા લાગ્યા. વચમાં વચમાં વીજળી ચમકવા લાગી. હમણાં સુધી ગંભીરતા પૂર્વક પર્વતમાંથી વહેતા નાના મોટા જળપ્રવાહો હવે ખળખળ અવાજ કરવા લાગ્યા. પહાડમાંના મોટા મોટા પાષાણો વીજળીનો પ્રકાશ પડતાંજ ચિત્રવિચિત્ર, ભયંકર અને ભયોત્પાદક આકૃતિઓ જેવા લાગતા. થોડાજ વખતમાં વાદળાંઓના તોફાનની શરૂઆત થઇ. આકાશમંડળ હમણાંજ તુટી પડશે કે શું, એવી મેઘની ગર્જનાનો ગડગડાટ શરૂ થયો અને બહુજ ભયાનક ગાજવીજ થઇને મૂસળધાર વરસાદ વરસવા લાગ્યો. પવન એવા તો જોસથી વહેવા લાગ્યો કે જેથી અસંખ્ય વૃક્ષો તુટી પડયા–કેટલાક જડમૂળમાંથી ઉખડી ગયા. જાણે તેઓ મેઘગર્જનાથી ભયભીત થઇ શરણે આવેલાની જેમ વારંવાર મસ્તક નમાવી સાષ્ટાંગ નમસ્કારજ કરતા

હોયની, તેમ જણાતું હતું. હિંસક પશુઓ ગુફામાંથી નિકળી ભયંકર ગાજવીજથી ભયભીત થઇ-ગર્જના કરતા આમ તેમ બેભાનપણે દોડવા લાગ્યા. હિંસક પશુઓની ચિચીઆરીઓથી મેઘગર્જનામાં વધારે। થઇ પર્વતમાંથી કર્ણકટુ પ્રતિધ્વનિ પ્રકટ થતા હતા.

આવી ભયંકર અને અંધકારમય રજનીમાં એક દુર્ભાગી પ્રાણિ તે પર્વત પ્રદેશમાં ભમતો હતો. ઉંડા કોતરોના કિનારાની પાસે તે વ્યક્તિ નિઃશંક થઇ ચાલી જતી હતી. પોતાનું એકાદ પગલું વાંકું ચુંકું કે આડું અવળું પડશે તો તેથી પોતે ઉંડા કોતરમાં પડી જશે અને પોતાના શરીરના કટકે કટકા થઈ જશે, એવો ભય તેને કચ-ચિતજ લાગતો હતો. તે રાત્રિ બહુજ ભયાનક છે, એ તેના ધ્યાનમાંજ નહોતું; એમ તેની વર્તણુક ઉપરથી જણાઇ આવતું હતું. કારણ કે જેમ કોઇ માણસ દિવસે ચાલે તે પ્રમાણે તે, તે પર્વત પ્રદેશથી પરિચિત હોય, તેમ કૂદકા મારતી ચાલી જતી હતી.

વાંચકો ! તે વ્યક્તિ એક વૃદ્ધ સ્ત્રી હતી. તેને તમે સારી રીતે જાણો છો. અમે વૃદ્ધા વનચરી એવા નામથી જે સ્ત્રીને સંબોધીએ છીએ એજ તે સ્ત્રી !

તે વૃદ્ધ સ્ત્રી એકાદ પિશાચયોનિમાંના પ્રાણિની જેમ તે ભયંકર રાત્રિના અંધકારમાં સંચાર કરતી હતી. તેણે પોતાની કાષ્ટ જેવી કાયાની આસપાસ ફાટેલાં વસ્ત્રો વિંટાળી લીધાં હતાં. હાથમાં એક લાકડી હતી. તેને ટાઢથી કાંઇ પણ હરકત થતી નહોતી. તેના મસ્તકમાં અગ્નિ સળગ્યો હોય અને તેની જ્વાલાઓ તેની આંખો દ્વારાએ બહાર નિકળતી હોયની, એવી તેની લાલચોળ આંખો-વારંવાર ચમકતા વિદ્યુલ્લતાના-પ્રકાશમાં સ્પષ્ટપણે જણાઇ આવતી હતી. એકાદ ક્રૂર વનચર ( વનમાં ફરનાર ) ની જેમ તે ગાઢ ઝાડીમાંથી તોફાની પવન કે મુસળધાર વરસતા વરસાદની જરા પણ પરવાહ ન કરતાં ઉતાવળી-ઝપાટા બંધ-ચાલી જતી હતી. ચાલતાં ચાલતાં વીજળીનો પ્રકાશ પડતાંજ તે ચોંકી ગઇ. પોતે રસ્તો ભૂલીને એક ઉંડા કોતરની પાસે આવી ચઢી છે, એ વાત તેના ધ્યાનમાં આવી. તે એક ક્ષણને માટે ત્યાંજ ઉભી રહી. વરસાદે તેને નખથી તે શિખા સુધી ભીંજવી દીધી હતી. જોશ ભેર વાતો પવન તેને આકાશમાં ઉડાવી જવા માગતો હતો. મેઘની ગર્જના તેના વક્ષઃસ્થળ ઉપર પ્રતિધ્વનિત થઇ પડઘો પાડતી હતી. તે તમામની તેને જરાએ દરકાર નહોતી. તે એક ઝાડને પકડી સરર કરતી નીચે ઉતરી ગઇ અને પોતાને રસ્તે ચાલવા લાગી. ચાલતાં

ચાલતાં તે ધીચ ઝાડીમાંથી એક રસ્તાપર આવીને ઉભી રહી અને પોતાની આસપાસ—ચારે તરફ—જોવા લાગી. એક પળ પછી તે મોટેથી બુમ પાડીને બોલી ઉઠી કે—'હું રસ્તો તો નથી ભૂલી?' એટલામાં વીજળીનો ચમકારો થયો તે સાથેજ તે કૂદીને ફરી બોલી ઉઠી—'નહીં! અહીં પાસેજ ક્યાંક તે રસ્તો છે. હા, આ રસ્તો મારો જાણીતો લાગે છે.' એમ કહી તે ઉતાવળી ચાલવા લાગી. થોડી વાર પછી તે એક સ્ફાટિક-સ્તંભ પાસે આવી પહોંચી. સરદાર કિશોરસિંહ અને તેની ધર્મપત્નીનું જ્યાં ખૂન થયું હતું એજ તે જગ્યા હતી અને તેમના સ્મરણાર્થે બાંધેલો સ્તંભ પણ તેજ હતો. તે વૃદ્ધ સ્ત્રી તે સ્મરણીય સ્ફાટિકસ્તંભ પાસે આવતાંજ બીજો એક કમનસીબ પ્રાણિ ધીમેથી પાસેની ઝાડીમાંથી નિકળી ત્યાં આવ્યો અને તે સ્તંભના પગથીઆ ઉપર બેસી ગયો. આવી ભયંકર અંધારી રાતે પોતાના શિવાય બીજું કોઈ અહીં આવ્યું હશે, એવું તે બન્નેના સ્વપ્નમાં પણ આવ્યું નહોતું. બન્ને તે સ્તંભના પગથીઆ ઉપર બેસી મનમાંને મનમાં પ્રાર્થના કરતા હતા. તે બન્નેમાં લગભગ બેચાર હાથનું અંતર હશે પરંતુ રાત અંધારી હોવાથી તેઓ એક બીજાને જોઇ શક્યા નહિ—દેખાયા નહિ.

થોડી વાર પછી પ્રાર્થના કરી રહ્યા બાદ તે ડોસીએ ઉંચું જોયું. તેજ સમયે વીજળી ચમકી. ત્યારેજ તે વૃદ્ધાને જણાયું કે પોતાની પાસે એક મનુષ્ય બેઠો છે. તે કોણ છે, તે જાણવા માટે તેણે પોતાની આંખો સતેજ બનાવી. એટલામાં ફરી વિદ્યુત્પ્રકાશ થયો અને તે મનુષ્યની નિસ્તેજ મુખમુદ્રા સ્પષ્ટપણે તેના જોવામાં આવી ગઇ. તે સાથેજ તેણે એક કારમી ચીસ પાડી. પછી એકદમ તેની પાસે જઇ તેનો હાથ પકડી બહુજ જોરથી એક આંચકો મારી તે બોલી—

"ઓ દુષ્ટ—પાપી—ચાંડાળ! તું અહીં શા માટે આવ્યો છે?"

"તું કોણ છે?" તેણે ભયભીત થઇ એકદમ પૂછ્યું.

"હું કોણ છું—તે તારે જાણવું છે?"

"હા."

"શું તું મને નથી ઓળખતો?"

"ના, પણ આવી ભયાનક રાત્રિમાં ભમનારી તું કોઇ રાક્ષસી છે. એટલુંજ જાણી શકું છું."

"ઓ નીચ નર! જરા થોભ, હું કાંઇ પિશાચયોનિમાં ઉત્પન્ન થઇ નથી. જેવું તારૂં માનવ-શરીર છે તેવું મારૂં પણ છે. પણ તેમાં ફરક માત્ર એટલોજ કે તારો દેહ પાપના કાદવથી—નિર્દોષના રક્તથી ખરડાએલ છે અને મારી કાયા પરમ પવિત્ર છે."

"તે તો ઠીક છે પણ તું છે કોણ ?"

"હું કોણ છું તે કહેવાનો હજુ વખત આવ્યો નથી અને તે વખત આવે તે પહેલાં હું કોણ છું, તે તને કોઇ રીતે સમજાશે પણ નહિ. ઓ નર રાક્ષસ! હું કોણ છું તે તું જાણતો નથી પણ તું કોણ છે તે હું ઘણીજ સારી રીતે જાણું છું. બોલ, તું કોણ છે તે હું તને કહું છું તે સાંભળ! તારો કાન આમ મારા મોઢાની પાસે લાવ." એમ કહી તેણે તેનો કાન જોરથી ખેંચ્યો અને તેના કાનમાં કાંઇક કહ્યું. શું કહ્યું ?

તે વૃદ્ધાની વાત સાંભળી તે મનુષ્ય ચમક્યો-ગભરાયો અને સાથે સાથે ભયભીત પણ થયો. તેણે નિરાશાથી પોતાનો હાથ પોતાના કપાળ ઉપર મારી લીધો અને હાથ છાતી ઉપર રાખીને બોલ્યો-"હાય-હાય! હવે મારૂં મરણ પાસેજ આવ્યું છે!"

એટલાજ શબ્દો બોલી તે કમનસીબ મનુષ્ય ભયભીત થઇ એકદમ કૂદી પડયો અને રાત્રિના અંધકારમાં કોણ જાણે ક્યાંએ અદશ્ય થઇ ગયો. "તે કોણ હતો ?"

## પ્રકરણ ૨૫ મું.

### લુંટારાની ગુફામાં પ્રવેશ.

તે કમનસીબ મનુષ્યના ચાલી જવા પછી તે વૃદ્ધા વનચરીએ ઘણો વખત સુધી સ્ફાટિકસ્તંભ પાસે બેસી પરમાત્માની અનન્યભાવે પ્રાર્થના કરી-માનસિક ઉપાસના કરી. અત્યાર સુધી એક સરખી રીતે વરસાદમાં તે પલળતી હતી. વરસાદ બંધ થયો અને ધીમે ધીમે મેઘગર્જના પણ ઓછી થઇ. પોતાની પ્રાર્થના પૂર્ણ થતાંજ તેણે આંખો ઉઘાડી ત્યારે તેને તે સ્ફાટિકસ્તંભની આસપાસ વિચિત્ર છતાં ચમત્કારિક પ્રકાશ દેખાવા લાગ્યો. એક પળને માટે તે જરાક ચમકી. ધીમે ધીમે તે સ્તંભની પાસે તેને બે આકૃતિઓ દેખાવા લાગી. થોડીજ વારમાં તે ઉભય આકૃતિમાંથી સ્ત્રીની આકૃતિ તેની પાસેને પાસે આવવા લગી. તે આકૃતિ જેમ જેમ તેની પાસે આવતી ગઇ તેમ તેમ તે ડોસીની કાયા કંપવા લાગી. તેનો કંઠ સુકો થઇ ગયો. તે આકૃતિ તદ્દન પાસે આવતાંજ તે ડોસીએ જમીન ઉપર માથું રાખી તેને નમસ્કાર કર્યો-પગે લાગી. પછી ભયથી ધ્રુજતી અચકાતાં અચકાતાં ધ્રુજતા સાદે બોલી-"તમે હવે ચિરકાલ સુખ પામો-વિશ્રાંતિ લ્યો! મારી

હાથે જે ભયંકર ભૂલ થઇ છે તે સુધાર્યા વિના હું આ જડદેહનો ત્યાગ કરી શકીશ નહિ. એ તમે ચોક્કસ માની લેજો !"

હવે તે આકૃતિ પાછી વળી અને એક પળમાં અલોપ થઇ ગઇ. પછી બીજી આકૃતિ કે જે એક લડવૈયા જેવી લાગતી હતી તે આગળ આવી અને અજયદૂર્ગ તરફ હાથ લંબાવી તે રસ્તે જવા લાગી.

ફરી વરસાદ અને વાયુનું તોફાન શરૂ થયું. કિલ્લા તરફ ચાલી જનારી આકૃતિ તરફ જોતી તે ઘણો વખત સુધી ઉભી રહી હતી. હજુ પણ તેનું શરીર થરથર ધ્રુજતું હતું. તેણે પોતાનું ભીંજાઇ ગએલું કપડું શરીરની આસપાસ મજબુત રીતે વિંટી લીધું. આ પહેલાં તે વૃદ્ધાએ વરસાદ અને વાયુના ભયોત્પાદક તોફાનમાં પર્વત પ્રદેશમાં ઘણી વાર ભ્રમણ કર્યું હતું અને આજેજ–પહેલ વહેલાંજ–તેના શરીરમાં ભયનો સંચાર થયો હતો. તેણે તે આકૃતિઓ જોયા પછી તુચ્છ એવી મેઘગર્જનાથી પણ તે ચમકી જવા લાગી.

થોડી વારમાં ઘોડાના ડાબડાનો અસ્પષ્ટ અવાજ તેને સંભળાવવા લાગ્યો. તેણે પર્વતમાંથી જતા રસ્તા તરફ પોતાની નજર ફેરવી. આવા વખતે બહુજ વેગથી ઘોડો દોડાવતો કોણ આવતો હશે, તે જાણવા માટે તે જરા રસ્તાની એક બાજુએ ઝાડની ઓથે જઇ છુપાઇ ગઈ.

" અરે ! જરા થોભ. આપણે તો રસ્તો ભૂલી ગયા છીએ. " પોતાના કાબુમાંથી છૂટી ગએલા ઘોડાને ઉભો રાખવાની કોશીશ કરતાં તે સ્વાર બુમ પાડી ઉઠયો. મેઘગર્જનાથી તેનો ઘોડો તોફાની થઇ ગયો હતો. પોતે રસ્તો ભૂલી ગયો છે, તે તેના ધ્યાનમાં આવતાંજ તેણે ઘોડાની લગામ ખેંચી એટલે તે ઘોડો ભડકી ગયો. તેણે થોડીજ વારમાં પોતાના સ્વારને પોતાની ઉપરથી નીચે પછાડી નાંખ્યો અને તે ત્યાંથી ભાગી ગયો. થોડાજ વખતમાં કોઇનો દુઃખી અવાજ તે વૃદ્ધાના સાંભળવામાં આવ્યો. ઘણું કરીને જે સ્વાર ઘોડો દોડાવતો આવતો હતો તે ઘોડા ઉપરથી પડી ગયો હશે અને તેજ મનુષ્ય બુમો પાડતો હશે, એમ તે વૃદ્ધાને લાગ્યું. તે ઝાડીમાંથી માર્ગ કરતી જે તરફથી દુઃખી અવાજ આવતો હતો તે તરફ ચાલવા લાગી. વચમાં વચમાં વીજળીના ચમકવાથી તેને રસ્તો દેખાઇ જતો. તે ઝાડીમાંજ એક યોદ્ધા પછડાઈ પડેલો તેના જોવામાં આવ્યો. તે લગભગ બેભાન જેવો થઈ ગયો હતો. પ્રથમ તો ડોસીને લાગ્યું કે તે મરી ગયો હશે. તેણે તેની છાતી ઉપર પોતાનો હાથ મૂક્યો તો તેને જણાઇ આવ્યું કે તે

મરી નથી ગયો પણ ફક્ત બેભાનજ થઇ ગયો છે. તેણે તરતજ પોતાના શરીર ઉપરનું વસ્ત્ર તેના મુખમાં નીચોવ્યું. વિદ્યુલ્લતાનો પ્રકાશ થયો. હવે તે ડોસીએ તે યોદ્ધાને ' ઓળખી લીધો. આવી ભયંકર રાતે તે પહાડમાં શા માટે આવ્યો હશે, એ બાબતમાં તેને આશ્ચર્ય થયું. સિંહગુફાવાળા બન્ને ભાઇઓને તે ઘણીજ સારી રીતે ઓળખતી હતી. ધીમે ધીમે તે સ્વાર શુદ્ધિમાં આવવા લાગ્યો. તેણે આંખો ઉઘાડી. પછી ઉઠીને બેઠો થયો અને પોતાની આસપાસ જોવા લાગ્યો. પોતાની પાસે એક વૃદ્ધ સ્ત્રીને બેઠેલી જોઇ તે ક્ષીણ સ્વરે બોલ્યો— "હે પરોપકારી સ્ત્રી ! તું કોણ છે ?"

"શું તું મને નથી ઓળખતો ? થોડા દિવસ પહેલાં તે સુંદર સુંદરી તારા હાથમાંથી સટકી ગઇ, તે કહેવા માટે-તમે લોકો જ્યારે સરદાર સજ્જનસિંહ, દુર્જનસિંહ અને કુમાર ચંદ્રસિંહ સાથે યુદ્ધ કરતા હતા ત્યારે હું–ત્યાં–આવી હતી. તે શું તું ભુલી ગયો ?"

"એમ કે, હવે મારા ધ્યાનમાં વાત આવી. તે અનિષ્ટ વાત કહેનારી તુંજ વૃદ્ધા કે? વારૂ, પણ આવા કઢંગા વખતે તું અહીં શું કરે છે ?" ક્ષણે ક્ષણે ચમકતા વિદ્યુલ્લતાના પ્રકાશમાં તેની તરફ જોતાં તે યોદ્ધો બોલ્યો.

"વજેસંધ ! પ્રથમ હુંજ તને તેવો પ્રશ્ન પૂછું છું. આવા ભયંકર વખતે–અંધકારમય રાત્રિને સમયે–તું ઘોર અરણ્યમાંથી ઘોડો દોડાવતો ક્યાં જતો હતો ?"

"જતો નહોતો પણ પાછો આવતો હતો. તે દિવસે જે રમણી મારા હાથમાંથી સટકી ગઇ હતી તેને ફરી મેળવવા માટે હું ગયો હતો પણ નસીબે યારી ન આપી શિવાય આ વાયુ અને વરસાદનું સખત તોફાન પણ વચમાંજ નડયું. તેથી નિરાશ થઇ હું પાછો ફરતો હતો. હું જયારે અહીં આવ્યો ત્યાર પહેલાંજ મારો ઘોડો ચમકી ગયો અને રસ્તો ભૂલીને તે મને અહીં લઈ આવ્યો. હવે તું મને કહે કે-અહીં તું શું કરે છે ?" વજેસંઘે ખુલાસો કર્યો.

"શું કહું વજેસંઘ ? મારે તારી જેમ કોઇ યુવતી અથવા તો યુવકનું હરણ કરી લાવવું નથી. મને કોઇની આશા નથી. હું એક નિરાધાર અને અનાથ છું. ફક્ત આશ્રયને માટે આ અભેદ્ય પહાડમાં ભ્રમણ કર્યા કરૂં છું."

"અરેરે ! હે પરોપકારી અબળા ! મને તારી બહુજ દયા આવે છે. તું મારી સાથે સિંહગુફા તરફ ચાલ ! હમણાં તેં મારી ઉપર જે ઉપકાર કર્યો છે તે હું કદિ ભૂલીશ નહીં. તને ઠીક લાગે

તેટલા દીવસ તું ત્યાં રહેજે. ત્યાં તને કોઇ જાતની ઓછાશ નહિ આવે."

"વજેસંઘ! હમણાં હું તારી સાથે આવત પણ અહીંથી તારી ગુફા બહુજ દૂર છે અને હું બહુ થાકી ગઇ છું. અત્યારે તો અહીંજ ક્યાંક ઝાડની નીચે પડી રહી રાત્રિ વીતાવી દઇએ."

"નહીં. આવી કકડતી પ્રાણહારક ટાઢમાં હું તને એકલીનેજ અહીં છોડીને કોઈ કાળે જઈશ નહિ. આ વખતે જો તું ન આવી હોત તો હું બેશુદ્ધિમાંને બેશુદ્ધિમાં અહીં ને અહીંજ પડયો રહેત અને આખરે મરી જાત. તેં આજે મારા ઉપર મહાન્ ઉપકાર કર્યો છે. તેં મને મરતાને બચાવ્યો છે. મારી ગુફા અહીંથી બહુ દૂર છે અથવા તો તું બહુજ થાકી ગઇ છે, એ શંકા નકામી છે."

એમ કહી તેણે પોતાના પાસેનું શીંગડું જોરથી ફુક્યું. ક્ષણને માટે તે શીંગડાનો અવાજ મેઘના ગગડાટ સાથે હરિફાઇ કરતો હોય તેમ તે પર્વતપ્રદેશમાં પ્રતિધ્વનિત થયો. બે ત્રણ વાર તેણે તેમ કર્યું એટલે તેનો ભડકેલો ઘોડો પણ તેની પાસે આવી પહોંચ્યો. તેને પોતાની પાસે આવેલો જોઇ તે બોલ્યો—"દીકરા! શું તું મેઘના ગગડાટથી ગભરાઇ ગયો?" એમ કહી તેણે તેની પીઠ ઉપર હાથ ફેરવ્યો. ફરી તેને ઉદ્દેશીને બોલ્યો—"આજે તેં મને પછાડયો તેની તને હું સખત સજા કરૂં છું અને તારી પીઠ ઉપર એકને બદલે બે જણાનો ભાર મૂકું છું. ઓ દયાળુ ડોસી! ચાલ, આવ અને મારી પાછળ ચઢી બેસ. જોત જોતામાં તો આપણે સિંહગુફામાં જઇ પહોંચીશું."

તે ડોસીએ વજેસંઘના કહેવા પ્રમાણે કર્યું અને થોડીજ વારમાં તે બન્ને સિંહગુફાના દરવાજે આવી પહોંચ્યા. પ્રથમ વજેસંઘે તે ગુફામાં પ્રવેશ કર્યો અને તેની પાછળ પાછળ તે વૃદ્ધા વનચરીએ પણ સિંહગુફામાં પ્રવેશ કર્યો.

---

# પ્રકરણ ૨૬ મું.

---

## સજ્જનનું સંતપ્ત હૃદય.

મધ્યરાત્રિનો સમય થઇ ગયો હતો. વાયુ અને વરસાદનું તોફાન બંધ થઇ ગયું હતું. વરસાદ ઝીણો ઝીણો વરસતો હતો. વચમાં વચમાં વિદ્યુલ્લતાના ચમકવાથી પ્રકાશ દેખાતો હતો. આવા વખતે

વૃદ્ધ સરદાર સજ્જન પોતાના શયનભુવનમાં નિદ્રાદેવીની ઉપાસના કરતો પલંગ ઉપર પડ્યો હતો.

કિલ્લામાં થનારા અપશુકનનું સ્પષ્ટીકરણ તેને તે વૃદ્ધ ચારણે કરી–કહી–બતાવ્યું હતું. સરદાર સજ્જન પાસેથી તે વૃદ્ધ ચારણના ચાલી ગયા પછી વાયુ અને વરસાદના તોફાનની શરૂઆત થઇ હતી. આથી સરદાર બહુજ આશ્ચર્યચકિત થયો. થોડા વખત પછી તે વૃદ્ધ ચારણે કહેલી હકીકતની અસર તેના હૃદય ઉપર થવા માંડી. તેના હૃદયમાં એક પછી એક એમ હજારો વિચાર આવવા લાગ્યા. તે એકાદ નિશાબાજ માણસની જેમ શયનભુવનમાં ફરવા લાગ્યો. પ્રથમ તેના મનમાં રાજતંત્રની ખટપટના વિચારો આવવા લાગ્યા. તેમાં પોતાની અને પોતાના અનુયાયીઓની ધારણાઓ કેવી રીતે ધૂળમાં મળી ગઇ અને પરિણામે પોતાને દેશપારની સજા થઇ. આ બાબતમાં તેણે ઘણા વિચારો કર્યા. પછી અજયદુર્ગમાં આવ્યા પછી બનેલા બનાવોનું તે ક્રમે ક્રમે સ્મરણ કરવા લાગ્યો. અજયદુર્ગમાં આવ્યા પહેલાં તેના સંબંધમાં સાંભળેલી અફવાઓ, કિલ્લામાં આવ્યા પછી પોતાને થયેલો માયાકારનો ભાસ, દુર્ગરક્ષક રણમલે કહી સંભળાવેલો પૂર્વવૃત્તાંત, સરદાર દુર્જનસિંહ કિલ્લામાં આવતાંજ થયેલ અદ્‌ભુત ચમત્કાર, પ્રભાવતી ઉપર આવેલી આફત, નવીન વર્ષને પ્રથમ દિવસેજ પોતે જોએલ ચમત્કારિક અને હૃદયભેદક દેખાવ, પોતાના પુત્ર અને કુમાર ચંદ્રસિંહનું ખૂન એટલા વિચાર તેના મગજમાં આવી ગયા પછી તે પોતાના પુત્રના ખૂનના સંબંધમાં વિચાર કરવા લાગ્યો. જેને આજસુધી પોતાના પુત્રની જેમ બલ્કે તેથી પણ વધારે ગણી પાલન–પોષણ કર્યું તેણેજ પ્રત્યક્ષ રીતે પોતાના હિતચિંતક અને પાલન કરનારના પુત્રનું–જો કે પોતાનો સગો ભાઇ નહીં તો પણ પોતાના ભાઇ જેવાજ ભાઇનું–ખૂન લલિતસિંહે કર્યું હશે કે નહિ ? આ બાબતમાં તે બહુજ પુખ્ત અને ઉંડા વિચારો કરવા લાગ્યો. તેનું મન ડગમગવા લાગ્યું અને તેને અનેક પ્રકારની જુદી જુદી જાતની શંકાઓ આવવા લાગી. લલિતસિંહનો પાપભીરૂ–ઉદાત્ત સ્વભાવ તે જાણતો હતો. કેટલીક વખત તેણે તેના પાપભીરૂ અને ઉદાર સ્વભાવની વારંવાર પ્રશંસા કરી હતી. તેને માટે તેણે પોતાના સમોવડીઆ સરદારોની સમક્ષ અભિમાન પણ દર્શાવ્યું હતું. એમ છતાં પણ આ સમયે લલિતસિંહ તેના મનમાંથી ઉતરી ગયો હતો–અવકૃપાને પાત્ર થયો હતો. લલિતસિંહની વ્યવસ્થા કરવાનું તમામ કામ તેણે દુર્જનસિંહને સોંપી દીધું હતું.

થોડા વખત પહેલાં પોતાની પુત્રીની બાબતમાં તે વૃદ્ધ ચારણે કહેલી વાત–અપશુકન સૂચક હકીકત–તેને શાંતિ અને નિદ્રાનો આસ્વાદ લેવા દેતી નહોતી. તેના હૃદયમાં અનેક વિચારોનું તુમુલ યુદ્ધ ચાલતું હતું અને બહારના ભાગમાં વાયુ અને વરસાદનું તોફાન થતું હતું. આવા કારણથી તે સરદાર દિવાનાની જેવો થઇ ગયો હતો. ક્ષણે ક્ષણે મેઘનો ગગડાટ વધારેને વધારે પ્રચંડ સ્વરૂપ દર્શાવતો અને કાયરનાં કલેજાં કંપાવતો હતો. દરેક વખતે તે અભેદ્ય–દુર્ગ કંપાયમાન થવા લાગ્યો. અર્ધી રાત્રિ થઇ ગઇ છતાં પણ કિલ્લામાં નિદ્રાદેવીનું આગમન ન થયું તે નજ થયું. દુર્ગમાંનો દરેક મનુષ્ય તે તોફાનના સંબંધમાં અશાન્ત ચિત્તે વિચાર કરતો હતો. તે સૌ કરતાં સરદાર સજ્જનસિંહની સ્થિતિ કોઇ જુદી જ જાતની અને વિચિત્ર થઇ ગઇ હતી. વિચારોના તાપથી તે બિચારા દુઃખી સરદારનું હૃદય સંતપ્ત થઇ ગયું હતું છતાં વિચારો તો આવ્યાજ કરતા હતા. પ્રભાવતીનું લગ્ન અને કુમાર ચંદ્રસિંહનું ખૂન આ બન્ને બળવાન વિચારોની સામે તે પોતાના રાજ્ય ખટપટના અન્તિમ હેતુ–ઉદ્દેશ–ને સાફ ભૂલી ગયો. ઘણા ઘણા વિચારો કર્યા પછી તેને તે વૃદ્ધ ચારણે કહેલી હકીકત સત્ય લાગવા માંડી. વિવાહ પહેલાંજ વરંવાર થનારા અપશુકનો ખરેખર પાછળથી દગો દેશે, એમ તેને લાગવા માંડ્યું. પોતાની પ્રિયપુત્રીનો વિવાહ દુર્જનસિંહ સાથે કરવો, એ કાતિલ ઝેરની પરીક્ષા કરવા જેવી મૂર્ખતા છે, એમ હવે તેને ભાસવા લાગ્યું. જેમ બને તેમ તે સંબંધ ન થાય, તેવી ગોઠવણ કરવાનો તેણે પાકો નિશ્ચય કર્યો. આ વિચારથી તેને જરા શાન્તિનો અનુભવ થયો. તે ફરી પલંગ ઉપર જઇ બેઠો એટલામાં તેની નજર સામેની દિવાલ તરફ ગઇ અને તે ચમક્યો! દિવાલ ઉપર એવું તે શું હતું કે જેથી સરદાર સજ્જનસિંહ જેવો નિર્ભય અને બહાદુર પુરૂષ પણ ચમકી ગયો!

પૂર્વ પર્વતમાં સ્ફાટિકસ્તંભની પાસે વૃદ્ધા વનચરીએ જે યોદ્ધાની આકૃતિ જોઇ હતી તેજ આકૃતિ અત્યારે દિવાલ ઉપર સરદાર સજ્જનને દેખાઇ! આ પહેલાં તે આકૃતિને સજ્જને બે વાર જોઇ હતી. સજ્જનસિંહ જો કે બહાદુર અને નિર્ભય યોદ્ધા હતો છતાં તેના હૃદય ઉપર ઉપરા ઉપરી આફતોના અસહ્ય આઘાતો થતા હોવાથી તેનામાં ધૈર્યનો કાંઇક અંશે અભાવ થયો હતો. તે આકૃતિ તરફ જોતાંજ તે ભયભીત થઇ ગયો. તેના સર્વ શરીરમાંની રક્તવાહિનીઓમાં બહુજ જોરથી રક્ત ફરવા લાગ્યું. તેનો શ્વાસોશ્વાસ ઉષ્ણ થઇ ગયો. હાથ પગ ધ્રુજવા લાગ્યા. તેના આખા શરીરમાં પરસેવો ફૂટી નિકળ્યો.

જ્યારે તે આકૃતિ તેની પાસે આવી ત્યારે તો તે બહુજ ગભરાયો અને એક ધીમી પણ કારમી ચીસ પાડી પલંગ ઉપર પછડાઈ પડ્યો ! આખરે બેભાન થઇ ગયો. ત્યાર પછી શું થયું ? તે જાણવા માટે વ્હાલા વાંચક ! આગળ વધ !

## પ્રકરણ ૨૭ મું.

### "શું એ મારા હાથમાંથી છટકી જશે !"

પ્રાતઃકાળનો સમય થયો હતો. આકાશમંડળ વાદળાં રહિત હોવાથી તે તાંબા જેવું લાગતું હતું. સૂર્યનારાયણ ઉદયાચળ ઉપર આવતા હોવાથી અખિલ પક્ષિઓનાં વૃંદ કર્ણપ્રિય મંજુર ગાયન–કૂજનથી તેનું સ્વાગત કરતા હતા. વૃક્ષ સમુદાય બહુજ નમ્રતાથી તેને પ્રણામ કરી તેના કિરણામૃતનું પાન કરતો હતો. અંતઃકરણને આનંદ આપનારી પુષ્પોની સુગંધિથી આખો વનપ્રાન્ત સુવાસિત થઇ ગયો હતો. આવા મનમોહક પ્રભાતકાળના સમય તરફ જોતાં રાત્રે વાયુ, વરસાદ અને ગાજવીજનું તોફાન થયું હશે, એવી કલ્પના કવચિતજ આવી શકે તેમ હતું. આવા સમયે અજયદૂર્ગના સભામહેલમાં ત્રણ સરદારો વિચાર કરતા બેઠા હતા. ગઇ રાત્રે થએલા તોફાનની અસર તે ત્રણેના હૃદય ઉપર એક સરખીજ થઇ હતી. છતાં દુર્જનસિંહ અને વીરસિંહની મુખમુદ્રા શાન્ત દેખાતી હતી અને સજ્જનસિંહની મુખમુદ્રા ખિન્ન, ઉદાસ અને ચિંતાતુર દેખાતી હતી.

"મારા પ્રત્યે તમારો પ્રેમ હોવાથી મારો મત તમને જરા વિચિત્ર લાગશે, એ ખરૂં છે છતાં તે બાબતમાં મારે તેની યોગ્ય તપાસ તો કરવીજ જોઇએ." દુર્જને શરૂઆત કરી.

"હું પણ આપના વિચારને મળતોજ છું." વીરસિંહે દુર્જનને કહ્યું.

"ઉપરાંત સજ્જનસિંહજી ! તમારે આ પણ વિચાર કરવો જોઇએ કે–લલિતસિંહે આપના કુળદીપક ચંદ્રસિંહજી ખૂન કર્યું છે એટલુંજ નહિ પણ તે સાથે તમારા મહા બળવાન અને કુલીન કુળનું પણ સત્યાનાશ વાળી નાંખ્યું છે–ખૂન કર્યું છે ! હવે તમારો વંશ ચલાવવા માટે આ દુનિયામાં.....

"સરદાર ! હવે બસ કરો. મારા દુઃખથી દગ્ધ થએલા હૃદયને વધારે ન બાળો ! તમે જે વિચાર દર્શાવો છો, તે વિચારને હું અ-

નુમોદન આપું છું અને તેજ મારો વિચાર કાયમ છે. મને લાગે છે કે જો તે ખરેખરો નિર્દોષ હશે તો ન્યાયાસન સામે પોતાની ઉપર આવેલા કલંકને ધોઇ નાંખવાનો તેને અવસર મળશે અને જો તે ખરેખરો ખૂનીજ હશે તો......

"પોતે કરેલા દુષ્ટ–નીચ કર્મનું પ્રાયાશ્ચિત ભોગવશે. જેવું કર્યું હશે તેવું ભરવું પડશે!" સજ્જને ઉચ્ચારેલું અધુરૂં વાક્ય દુર્જને પૂરૂં કર્યું.

"પણ દુર્જનસિંહજી! આપણે જો તેની ખાનગી તપાસ કરીએ તો કેમ?"

"તે પણ બનવાજોગ છે. કારણ કે મારી પાસે ન્યાયાધીશનો અધિકાર છેજ અને તે તમે જાણતા પણ હશો; પરંતુ આ સમયે તેમ કરી શકાય તેમ નથી.

"તેનું કાંઇ કારણ તો હશે ને?"

"કારણ એજ છે કે–એક તો તમે મારા પોતાનાજ કિલ્લામાં રહો છો અને બીજું તમને મંત્રિમંડળ તરફથી દેશપારની શિક્ષા થએલી છે. એમ હોવાથી લલિતસિંહના પક્ષને આપણા ઉપર કોઇ જુદીજ જાતનો વહેમ લાવવાનું બ્હાનું મળશે. એટલાજ માટે હું કહું છું કે હવે આપણા મિત્ર વીરસિંહજી જ્યારે રાજધાનીમાં પાછા જાય છે તો રાજના નિયમ મુજબ આ વાત આપણે મંત્રિમંડળના કાન ઉપર નાંખવી અને ત્યાંથીજ કોઇ ચતુર–હોંશિઆર–ન્યાયાધીશને અહીં બોલાવવો. તેની પાસેજ આપણે લલિતસિંહનો ન્યાય અહીંજ ન્યાયસભા ભરીને કરાવવો."

આ વિચારને સજ્જનસિંહ અને વીરસિંહ તરફથી સમ્મતિ મળતાંજ વીરસિંહ રાજધાની તરફ જવા રવાના થઇ ગયો. તે કોઇ જરૂરીના કામ માટે સજ્જનને મળવા આવ્યો હતો. તેને દરવાજા સુધી મૂકી આવી પાછા બન્ને સરદારો પહેલાં જ્યાં બેઠા હતા ત્યાંજ આવી બેઠા. પોતે લલિતના ન્યાયની બાબતમાં કરેલા વિચારને કેવી રીતે અમલમાં મૂકવો, તેનો તેઓ વિચાર કરવા લાગ્યા. અન્તે સરદાર સજ્જને ગંભીર સ્વરે દુર્જનને કહ્યું કે–

"તમારી સાથે મારે કેટલીક ખાસ જરૂરની વાતચિત કરવાની છે. પરંતુ તેનો કેવી રીતે પ્રારંભ કરવો, તેનીજ મને સૂઝ પડતી નથી. સરદાર! હું ધારૂં છું કે તે વાત કહેવાથી તમને માઠું લાગવાનો સંભવ છે."

"શું તમને તેમ લાગે છે ખરૂં? નહીં. મને માઠું લાગશે

નહિ અને તમારા ઉપર ગુસ્સો પણ આવશે નહિ. માટે તમારે મને જે કાંઇ કહેવું હોય તો શંકા ન રાખતાં સુખેથી કહો. આપ કઇ બાબતમાં કહેવા માગો છો ?"

"હું આપને મારી પુત્રી પ્રભાવતીના લગ્નની બાબતમાં કાંઇક કહેવા માગું છું. સરદાર! મારી પુત્રી પ્રભાવતી ઉપર હમણાં જે વિપત્તિનો વરસાદ વરસ્યો છે, તેનો જો તમે વિચાર કરશો તો તમારા સ્વભાવથીજ દયાળુ એવા અંતઃકરણ ઉપર બહુજ અસર થશે અને તમને પણ મારી જેમજ લાગશે."

"પણ તમને શું લાગે છે તો મને જાણવા દો !"

"મને લાગે છે કે હમણાં જુદી જુદી જાતની આવેલી અનેક આપત્તિઓ અસહ્ય થઇ પડી છે અને તેમાં પણ વધારે દુઃખનો ભાર તેના ઉપર નાંખવો એ........"

"શું તમે વિવાહ—લગ્ન—જેવા સુખદ અને માંગલિક પ્રસંગને દુઃખના ભાર રૂપ ગણો છો ?"

"સરદાર ! હું કબુલ કરૂં છું કે—તે સુખદાયક અને મંગલમય પ્રસંગ છે છતાં તે કોને માટે તેવો છે, કઇ સ્થિતિવાળાને માટે માંગલિક છે, એનોજ માત્ર વિચાર કરવા જેવો છે." શાન્તપણે સજ્જને કહ્યું.

"એકંદરે તમારી પુત્રિનો મારી સાથે જે વિવાહ થયો છે, તે તમે તોડી નાંખવા માગો છો, એમ આપના અત્યારના કથન ઉપરથી સાફ સાફ જણાઇ આવે છે." દુર્જને જરા ઉસ્કેરાઇ જઇને કહ્યું.

"વિવાહ તોડી નાંખવાનું મારા હાથમાં નથી—કારણ કે હું તમને લગભગ વચન આપી ચૂકો છું. જો તમે મારી પુત્રિ સાથે લગ્ન કરવાજ માગતા હશો તો હું મારા વચનનો કોઇ કાળે ભંગ કરીશ નહિ, એ તમે નક્કી—સાચું—માનજો. પરંતુ સરદાર! હું તમને આજીજી કરૂં છું—નમ્ર થઇને પ્રાર્થના કરૂં છું—કે તમે મને મારા વચનના બંધનમાંથી મુક્ત કરો."

"તેનું કાંઇ કારણ ?"

"કારણ એજ કે—મારી પુત્રિની ખરી સ્થિતિ હમણાં હમણાં પૂરેપૂરી મારા ધ્યાનમાં આવી ગએલ છે."

"અને સરદાર! મારી સ્થિતિનો વિચાર તમારા ધ્યાનમાં કેમ નથી આવી શકતો ?"

"સમય મનુષ્યને નવીન નવીન વિચારો આપે છે."

"સજ્જનસિંહજી! જયારે તમે તમારા કિલ્લામાં હતા ત્યારે—

મેં જ્યારે તમારી પાસે પ્રભાવતીની માગણી કરી ત્યારે—તમે મને યોગ્ય વિચાર કરીને જણાવવાના હતા. તે મુજબ અહીં આવ્યા પછી તમે-વિવાહ-નિશ્ચય કરવા તમે-મારી પાસે માણુસ મોકલી મને અહીં તેડાવ્યો એ ઉપરથી એમ કહી શકાશે ખરૂં કે-તમે યોગ્ય વિચાર કર્યો નહોતો ? ઉપરાંત મારા **પ્રભાવતીની સાથે થએલા વિવાહ-નિશ્ચયથી** શું આસપાસના સરદારો અજાણ્યા છે ? સરદાર ! હવે જ્યારે તમને ડહાપણુ સૂઝે છે તો તમે મને જ્યારે અહીં તેડાવ્યો ત્યારે તમારૂં ડહાપણુ કયાં ગયું હતું ? સરદાર ! મારે તમને જણાવવુંજ જોઇએ કે-આ પ્રમાણે કરવું, એ ખુલ્લે ખુલ્લું મારૂં સખત અપમાન કરવા જેવું છે ! ”

“ નહીં આપના મનમાં તેમજ હશે તો તેની પણુ યોગ્ય ગોઠવણુ કરી શકાશે. ”

પ્રભાવતી જેવું રમણી રત્ન શું મારા હાથમાંથી છટકી જશે ? આ વિચાર મનમાં આવવાથી દુર્જનનું ચિત્ત બહુજ બેચેન બની ગયું. હવે એકદમ ઉગ્ર સ્વરૂપ ધારણુ કરી ના કહેવાનું તેના મનમાંજ હતું પરંતુ તેમ કરવાનું સાહસ તે કરી શકયો નહિ. તેણે ઘણો વખત સુધી અનેક વિચાર કરી અન્તે પાકો નિશ્ચય કરી લીધો કે-ગમે તેમ થાય છતાં પણુ પ્રભાવતીને પોતાના હાથમાંથી છટકવા દેવી નહિ. પછી તેને સજ્જનને પૂછ્યું કે-

“ કહો, હવે તમે કયો વિચાર નક્કી કર્યો ? ”

“ સજ્જનસિંહજી ! મારા માન કે અપમાનનો વિચાર કરતાં અને હમણાં આપની ઉપર આવેલા પ્રસંગ તરફ જોતાં મને લાગે છે કે-વિવાહ તો આપણે નિશ્ચય કાયમજ રાખવો. આ સાતમને દિવસે આપણે લગ્નનું નક્કી કર્યું હતું તે પ્રમાણે ન કરતાં લગ્નના કાર્યનો છ મહિના વ્યતીત થયા પછી વિચાર કરવો. કહો, આ કબૂલ છે ? ”

“ આ બાબતમાં મારે પ્રભાવતીની ઇચ્છા જાણુવાની જરૂર છે. ”

“ તો આપણે એમ કરીએ, તમે થોડો વખત તમારી પુત્રીની અને મારી એકાન્તમાં મુલાકાત થવા દો. પછી હું પોતેજ તેને પૂછી જેઇશ. જો તે મારી સાથે લગ્ન કરવા ખુશી હશે-હા પાડશે-તો તો ઠીકજ છે અને જો તે ના પાડશે તો હું તમને તમારા વચનમાંથી મુક્ત કરી દઇશ. હું તમારી પુત્રિની ઇચ્છા પ્રમાણે કરવા સર્વ રીતે ખુશી છું-તૈયાર છું. જો કદાચ તે મારી સાથે લગ્ન કરવા ખુશી હશે તો આપણે કરેલો વિવાહ-નિશ્ચય કાયમ રાખીશું અને લગ્નનો વિચાર પછીથી કરીશું. ”

"ઠીક છે. આ તોડ બહુજ ઉત્તમ છે. હું અત્યારેને અત્યારે જઇ પ્રભાવતીને અહીંજ તેડી લાવું છું."

"સારૂં, પણ સરદાર! હું તમને સાથે સાથે એ પણ આશ્વાસન આપું છું કે–મારી સાથે લગ્ન કરવા આપની પુત્રિ ના પાડશે તો પણ આજસુધી આપણાં બન્ને કુટુંબમાં જે પ્રેમભાવ ચાલ્યો આવે છે, તેમાં તલ માત્રનો પણ ફરક પડશે નહિ."

"સરદાર સાહેબ! તમારા આવા ઉદાર વિચાર સાંભળી મને અત્યાનંદ થાય છે."

એમ કહી સજ્જન ત્યાંથી પ્રભાવતી પાસે જવા માટે ચાલ્યો ગયો. દુર્જન ત્યાંજ બેઠો બેઠો વિચાર કરવા લાગ્યો કે "શું એ મારા હાથમાંથી છટકી જશે? આવું અમૂલ્ય રમણી રત્ન શું મને નહીંજ મળે? હું જોઇશ કે મારા હાથમાંથી તે શી રીતે છટકે છે!"

---

## પ્રકરણ ૨૮ મું.

---

### "પિતાજી! મેં હા પાડી છે."

"પ્રિય પુત્રી! હું તને એક મહત્વની વાત કહેવા માટે આવ્યો છું. થોડાજ વખત પહેલાં સરદાર દુર્જનસિંહ સાથે મારે ઘણા વખત સુધી વાતચિત થઇ છે અને અમે બન્નેએ નક્કી કર્યું છે કે–તું તેમની સાથે પરણવા ખુશી છે કે નહિ, તે તારે જાતે તેને જઇ કહેવું. જો તું ના કહીશ તો આપણે આપણ વચનમાંથી મુક્ત થઇશું અને હા કહીશ તો તમારો વિવાહ–નિશ્ચય કાયમ રહેશે. આ બાબતમાં હું તને વધારે કાંઇ પણ કહેવા માગતો નથી. તું સૌ સારી રીતે સમજે છે. હું જાણું છું કે–તને આપણા કુલીન કુળનું પુર્ણપણે અભિમાન છે. હવે તારે તારા માટે વર પસંદ કરવાનું કામ તારાજ હાથમાં છે." સરદાર સજ્જનસિંહે પ્રભાવતીના ઓરડામાં આવીને કહ્યું.

તે સમયે પ્રભાવતી દુઃખી હૃદયે ગાલ ઉપર હાથ રાખીને નિશ્ચળપણે એક બારીની પાસે બેઠી હતી. તે ત્યાં એકલીજ હતી. તેની દાસી મધુરી બીજા ઓરડામાં કાંઇક કામ કરતી હતી. ઉપર પ્રમાણેની પોતાના પિતાની વાત સાંભળી તે બોલી—

"પૂજ્ય પિતાજી! મારી ઇચ્છા કે અનિચ્છાની કિંમત તમારી આજ્ઞા કરતાં મારે મન વધારે નથી. તમે જાણોજ છો કે આ બા-

અંતમાં મારો શો જવાબ છે તે!"

"પુત્રિ-પ્રભા! હવે મને તું કાંઇ ન કહે. 'તું દુર્જનને આમજ કહેજે,' એવું તને કહેવું એ આ સમયે સારૂં નથી. કારણ કે તેમ કરવાથી મેં તેમનો વિશ્વાસઘાત કર્યો કહેવાય! માટે હવે તું મને વધારે કાંઈ પણ ન કહે. તારે જે કાંઇ કહેવું હોય તે તારી ઇચ્છા મુજબ તેમને કહેજે. ચાલ આપણે તેમની પાસે જઇએ."

એમ કહી સજ્જને પોતાની પુત્રિનો હાથ પકડ્યો અને તેને સભામહેલમાં લઇ આવ્યો. પ્રભાવતીને પોતાના પિતાના કથનનો યથાર્થ ભાવાર્થ સમજાયો નહીં. આ સમયે પિતાએ કરેલી આજ્ઞાનું પાલન કરવું કે પોતાની ઇચ્છા પ્રમાણે વર્તવું, એ બાબતમાં તે કાંઇ પણ સમજી શકતી નહોતી. એટલામાં—'તને તારા કુલીન કુળનું અભિમાન છે!" એવું જે વાક્ય તેના પિતાએ તેને કહ્યું હતું તે યાદ આવ્યું. તેથી તેનું અભિમાની હૃદય તેને કહેવા લાગ્યું કે-તારે તારા પિતાની આજ્ઞા પ્રમાણેજ વર્તવું જોઇએ. તે પિતાપુત્રી સભામહેલમાં આવી પહોંચતાંજ દુર્જન ઉઠીને ઉભો થયો અને તેણે પ્રભાવતી તરફ જોઇ સહજ સ્મિત કર્યું તથા જરા નમ્યો.

"હું થોડાજ સમય પછી તમારો આખરનો નિશ્ચય શું થયો, તે જાણવા માટે પાછો આવીશ."

એમ કહી સરદાર સજ્જન પોતાની પુત્રીને દુર્જન પાસે મૂકી બહાર ગયો. તેણે તે બન્નેને ખાનગી વાતચિત માટે એકાંત આપી. પોતે જે કાંઇ કરે છે તે ન્યાયયુક્તજ છે, એમ હવે તેને લાગવા માંડયું. પોતે પોતાની પુત્રીને વરપસંદ કરવાની પરવાનગી આપી છે માટે હવે તે પોતાની ખરી ઇચ્છા પ્રકટ કરશે, એવી તેને ખાત્રી થવા લાગી. પ્રભાવતી હવે પોતાને ભાગ્યેજ પ્રાપ્ત થશે, એમ લાગવાથી દુર્જને તેને એકાન્તમાં મળવાનું જે કાવતરૂં કર્યું હતું તેથી બિચારો ભોળો સરદાર સજ્જન તદ્દન અજ્ઞાત હતો. પોતાની પુત્રિને સભામહેલમાં મૂકી તે બહાર આવ્યો અને ધીમે ધીમે દુર્ગમાંના લતાકુંજમાં ગયો. તે સમયે તે સ્થાન લતાઓ, કુસુમકલિકાઓ પુષ્પો અને ફળોથી ઉભરાતું હતું. પહેલેજ દિવસે ન ધારેલી રીતે વરસાદ વરસવાથી તે સ્થાન હૃદયને તલ્લીન-ગુલતાન કરી નાંખતું હતું. પરંતુ તે ઇશ્વર નિર્મિત સ્થાને સજ્જનના હૃદયને ચેન પડયું નહિ. આ સમયે તેના મનમાં લલિતસિંહના સંબંધમાં વિચારો ચાલતા હતા. પોતાની પુત્રિનો તેના ઉપર પ્રેમ છે અને તે પણ તેને ચાહે છે, આ વાત પણ તે જાણતો હતો.

કુમાર ચંદ્રસિંહના ખૂનને માટે તેને દેહાન્તની શિક્ષા થશે, તો પ્રભાવતીનું શું થશે—તેની સ્થિતિ કેવી થશે—એ બાબતમાં તેને કાંઇ પણ કલ્પના થતી નહોતી. લગભગ બે ઘડી સુધી લતાકુંજમાં આમ તેમ ફર્યા પછી તે સભામહેલ તરફ આવવા ત્યાંથી રવાના થયો. એટલામાં લતાકુંજની બીજી બાજુએથી વૃદ્ધ ચારણ આવતો હતો તે તેને દેખાયો. તેને જોતાં તે બોલ્યો—

"દેવીપુત્ર! રાતે અકલ્પિત તોફાન થવાથી તને અને બીજા કિલ્લામાંના અનુચરોને બિલકુલ ઉંઘ નહીં આવી હોય, કેમ ખરું ને? તોફાન બહુજ ભયોત્પાદક—ભયંકર હતું."

"સરદાર સાહેબ! તોફાન ભયંકર તો હતું પણ તે અકલ્પિત નહોતું?" તે વૃદ્ધ ચારણે સજ્જનને અદબથી પ્રણામ કરતાં કહ્યું.

"તેનું શું કારણ?"

"એજ કે—આજે ચોવીસ વર્ષ થયાં લાગલાગટ આવાં તોફાન નિયમિત રીતે થયાં કરે છે. કિશોરસિંહજીનું અને તેમનાં ધર્મપત્નીનું ખૂન થયે આજે બરાબર ચોવીસ વરસ થયાં. જ્યારે તે દિવસ ઉગે છે તેજ દિવસે રાત્રે વાયુ, વાદળાં અને વરસાદનું તોફાન નિયમિત રીતે થયાજ કરે છે."

તે વૃદ્ધ ચારણને સજ્જનસિંહે કાંઇ પણ જવાબ ન આપ્યો. આ કિલ્લાની બાબતમાં દરેક દિવસે તે નવીન નવીન કાંઇ ન કાંઇ આશ્ચર્યજનક વાત સાંભળતો હતો. આજે ઉપરની એક નવીન વાત તેના જાણવામાં આવી. તે વિચાર કરતો કરતો ધીમે ધીમે પાછો સભામહેલમાં આવી પહોંચ્યો. ઘણું કરીને પ્રભાવતીએ અનિચ્છા જણાવી દીધી હશે, એવી તેને પાકી ખાત્રી હતી. પણ દુર્જનસિંહ તરફ જોતાંજ તે ચમક્યો. આ સમયે તેની મુખમુદ્રા પ્રફુલ્લિત દેખાતી હતી. તેણે તત્કાળ પોતાની પુત્રી તરફ જોયું. તે નીચું મુખ કરીને ઉભી હતી અને તેની મુખમુદ્રા નિસ્તેજ તેમજ શ્યામ દેખાતી હતી. સજ્જનને ત્યાં આવેલ જોતાંજ દુર્જનસિંહ આનંદના આવેશમાં આવી જઇ ઉભો થઇ ગયો અને હાથ આગળ કરતાં બોલ્યો—

"સરદાર સાહેબ! આપે મને અભિનંદન આપવું જોઇએ. લગ્નને માટે આપની પુત્રિએ લગ્નને માટે આનંદથી હા પાડી છે!"

દુર્જનની વાત સાંભળતાંજ સજ્જન અત્યંત આશ્ચર્યચકિત થઇ ગયો. જેની ઉપર પોતાનો જરાએ પ્રેમ નથી તેની સાથે આનંદથી લગ્ન કરવા પ્રભાવતીએ હા પાડી, એ વાતજ પ્રથમ તો તેને સાચી લાગી નહીં.

સજ્જનના મનમાં કાંઇક શંકા ઉત્પન્ન થઇ છે, એ વાત તે ધૂર્ત દુર્જન તરતજ જાણી ગયો અને તે તેની શંકા દૂર કરવાના ઉદ્દેશથી બોલ્યો—

"સજ્જનસિંહજી! જો આપને મારૂં કથન સત્ય ન લાગતું હોય તો આપ આપની કન્યાનેજ પૂછી જુઓ." પછી તે પ્રભાવતી તરફ વળીને બોલ્યો—"આપણાં લગ્ન માટે તમે જે કાંઇ જણાવ્યું તે સાંભળવાની તમારા પિતાજીની ઇચ્છા છે. માટે તમારો મત તેમને જણાવી દ્યો."

નિદ્રામાંથી કોઇ માણસ અચાનક જાગી ઉઠે—ઝબકી ઉઠે—તે મુજબ પ્રભાવતીએ ઉંચું જોયું અને તે શૂન્ય ચિત્તે પોતાના પિતા તરફ જોઇ રહી. તેને પોતાની પાસે લઇ સજ્જને પૂછ્યું—"પ્રભા, તેં શું મત આપ્યો ?"

"મત—મત આપ્યો—હા પણ પાડી! હવે તમે મારાં લગ્ન આ મનુષ્યની સાથે કરી દેજો!" દુર્જન તરફ ઇશારો કરી એક દિવાનાની જેમ પ્રભાવતી શૂન્ય ચિત્તે બોલી.

"સરદાર દુર્જનસિંહની સાથે પરણવા માટે શું તું ખુશી છે?" સજ્જને અત્યંત આશ્ચર્યથી પૂછ્યું.

"હા, પિતાજી! મેં હા પાડી છે."

હજુ પણ પ્રભાવતી પોતાના પિતા તરફ શૂન્ય ચિત્તે જોતી હતી. આ સમયે સરદાર સજ્જનના મનમાં 'આમ કેમ બન્યું હશે?' એ બાબતમાં રહી રહીને અનહદ અજાયબી ઉપજતી હતી અને દુર્જનના આનંદનો અવધિ થયો હતો—તેને થએલો આનંદ—તેની ધારણા પ્રમાણે અખિલ બ્રહ્માંડમાં પણ સમય તેવો નહોતો. શું દુર્જનસિંહ પ્રભાવતી સાથે પરણશે? તે તો ભાવીને આધીન છે અને કહ્યું છે કે—

જગતના યંત્રની દોરી રહે છે હાથ ભાવીને,
દોરે એ ત્યાંજ દોરાવું બીજું આધીન ભાવીને;
સમયને માન આપીને થવું આધીન ભાવીને,
સુખી કરવા દુઃખી કરવા બધું આધીન ભાવીને!

---

## પ્રકરણ ૨૯ મું.

---

### વૃદ્ધા વનચરી સિંહગુફામાં.

અજયદુર્ગની દક્ષિણ દિશાએ લગભગ ચાર પાંચ ગાઉ છેટે પુર્વ પર્વતના એક અત્યંત ઉંચા શિખરની નીચે સિંહગુફા હતી. તે એક ગુફાની જેમ મોટા મોટા પથ્થરો કોતરીને કરવામાં આવેલી હતી. તેની

રચના બહુજ વિલક્ષણ હતી. તેની આસપાસના તુટી ગએલા ખડક બહુજ ભયાનક દેખાતા હતા. તે ગુફાના મધ્યભાગમાંનો એક પત્થર કોતરીને મિનાર જેવો ઘાટ બનાવવામાં આવ્યો હતો. તેની ઉપર સ્વતંત્રતા દર્શાવનારી એક શ્વેતપતાકા ફરકતી હતી. તેના સ્વરૂપે, જાલિમ જમાનાની સાથે અનેક વાર ટક્કરો ઝીલી હતી છતાં તે મજબૂત અને અજીત હોય તેમ લાગતું હતું. તેની આજુબાજુથી કેટલાક જળપ્રવાહ વહેતા હતા. ઘણી વાર તેમનો ઉપયોગ એક ખાઇના જેવો થતો. સિંહગુફાનું પ્રવેશદ્વાર ગીચ ઝાડીમાંથી સાંકડો અને સર્પની ગતિની જેવો વાંકો ચુંકો હોવાથી એકદમ જાણવામાં કે જોવામાં આવી શકે તેમ નહોતું. ત્યાં હમેશાં પાંચ-દસ સશસ્ત્ર સિપાઇઓનો કાયમ પહેરો રાખવામાં આવતો હતો. તે ગુફા અંદરથી અને બહારથી ઢંગધડા વિનાની હતી. બારીઓને બદલે સાધારણ બાકોરાં રાખેલા હતાં અને તેની દિવાલો કાળા પાષાણની હતી. ગુફામા ઓરડીઓ હતી પણ એક કેદખાના જેવી હતી. ગુફામાં ઠેક ઠેકાણે તુટેલાં શસ્ત્રો, મૃગચર્મ અને અને હાથીદાંત વિગેરે ચીજો ટાંગી રાખવામાં આવી હતી.

એ ગુફાની ન્હાનકડી ઓરડીમાં એક વૃદ્ધ સ્ત્રી બકોરા પાસે બેઠી હતી. તેનું ધ્યાન અજયદૂર્ગ તરફ લાગેલું હતું. ગઇ રાત્રે સ્ફાટિકસ્તંભ પાસે મળેલા મનુષ્યની બાબતમાં તે વિચાર કરતી હતી. તે વૃદ્ધ સ્ત્રી કોણ હતી, એ અમારા ચતુર વાંચક જાણી ગયા હશે. વજ્રસિંઘ તે વૃદ્ધાને પોતાની સાથે ગઇ રાતે ભયંકર તોફાનમાંથી લઇ આવ્યો હતો. તે હમણાંજ ઉંઘમાંથી ઉઠી હતી. તેની પાસેજ એક પાણીનું પાત્ર અને ભોજનનો થાળ પડયાં હતાં પરંતુ તે તરફ તેનું ધ્યાન ન હોતું. તે મનમાંને મનમાંજ કાંઇક બબડતી હતી. થોડાજ વખતમાં તે બેચેન હોય તેમ દેખાવા લાગી. જોરથી જમીન ઉપર પગ પછાડી તે બોલી–" હું અહીં શા માટે આવી ? " એમ બે ચાર વાર કહી તેણે ઓરડામાં ચારે તરફ નજર ફેરવી ફરી તે સ્વગત બોલી–" હું આ સિંહગુફામાં આવી છું. (તે ભોજનના થાળ તરફ આંગળી કરી) વગર મહેનતે મળતું મફતનું ખાવા માટે શું હું અહીં આવી છું ? નહીં ! હવે મારે અહીં એક ઘડી પણ ન રહેવું જોઇએ. નિરાધાર સ્થિતિમાં તે ભયંકર પર્વતમાં ટાઢ, તડકો અને વરસાદની વિપત્તિઓ સહન કરવી, કંદમૂળ કે ફળફૂલ ખાઇને રહેવું અને મારા હાથે થએલી ભયંકર ભૂલ સુધારવી, શું એવી મેં પ્રતિજ્ઞા નથી કરી ? જ્યારે એમ છે ત્યારે હું અહીં આવી શા માટે ? મારે અહીં આવવાનું કોઇ પણ ખાસ

છુપું કારણ અવશ્ય હોવુંજ જોઇએ. મારી પ્રતિજ્ઞામાંનું કોઇ કાર્ય મારા હાથે અહીં થવાનું હશે અને તેથીજ હું અહીં છું એમ મને મારૂં હૃદય કહે છે. હવે તે શું કારણ હશે, તે મારે શોધી કાઢવું જોઇએ. પરંતુ આ સ્થાનની સાથે મારે શું સંબંધ છે? અહીં મારા જાણવામાં શું આવશે? ગમે તેમ હો પણ મારે હવે કાંઇક કોશીશ તો જરૂર કરવી જોઇએ. "એમ કહી તે જ્યાં બેઠી હતી ત્યાંથી એકદમ ઉઠી. નાગવલ્લી નામક લાકડાની લાકડી હાથમાં લઇ તે ઓરડામાંથી બહાર આવી. જ્યારે તે વજેસંઘની સાથે ગઇ રાત્રે ગુફામાં આવી હતી ત્યારે તેણે પોતાના ઓરડાનો રસ્તો સારી રીતે જોઇ ધ્યાનમાં રાખી લીધો હતો. તેજ રસ્તે તે ચાલવા લાગી. થોડુંક આગળ વધ્યા પછી તેને ઉપર જવાનો એક દાદર દેખાયો. તેની બાજુમાં એક સાંકડો રસ્તો પણ તેના જોવામાં આવ્યો. તે રસ્તે જેમ જેમ તે આગળ વધવા લાગી તેમ તેમ અજવાળું ઓછું થતું ગયું. હવે પોતે ગુફાના ભોંયરામાં આવી છે, એમ તેને લાગ્યું. ફરી તે ચાલવા લાગી અને બે ચાર નાના ચોર દરવાજા ઓળંગી ગઇ. ફરી તે આગળ ચાલવા લાગી તો બીજા પણ બે ચોર દરવાજા તેને જણાયા. તેમાંથી એક અંદરથી બંધ હતો અને બીજો ખુલ્લો હતો. તે ઠેકાણે અજવાળા કરતાં અંધારૂં વિશેષ હતું. હવે ક્યાં જવું, એવો વિચાર કરતી તે ડોસી થોડીવારને માટે ત્યાં થોભી ગઇ.

ત્યાં ઉભી રહે થોડો વખત થતાંજ અંદરથી સાંકળ ખખડવાનો અવાજ તેના સાંભળવામાં આવ્યો. તે શાનો અવાજ છે, તે જાણવા માટે તેણે તે દરવાજે પોતાના કાન માંડયા. અંદર શું છે, તે જાણુવાની તેને પ્રબળ ઇચ્છા થઇ. ફરી અવાજ સંભળાયો. પછી કાંઇક અસ્પષ્ટ શબ્દો તેના સાંભળવામાં આવ્યા. તે શબ્દો જરા ગુસ્સામાં બોલાયા હોય તેમ તેને લાગ્યું. ફરી તે શબ્દો મોટેથી બોલાયા અને થોડાજ વખતમાં અંદરથી દરવાજાને સાંકળ વસાતી હોય એમ તેને લાગ્યું. તે સાથેજ દુઃખદ અવાજે પડાએલી એક ચીચીઆરી તેને સંભળાઇ. થોડીજ વારમાં ત્યાં શૂન્યતા છવાઇ. આમ થોડો વખત ચાલ્યા પછી જડ પગલાનો અવાજ થવા લાગ્યો. તે ઉપરથી તેને લાગ્યું કે કોઇ બહાર આવે છે, તેથી તે ત્યાંથી ખસી ગઇ અને જરા આઘે જઇ એક ખૂણામાં છુપાઇ ગઇ. થોડાજ વખતમાં જે ચોર દરવાજો બંધ હતો તે ઉઘડયો અને તેમાંથી એક માણસ બહાર આવ્યો. તેને તે ડોસીએ ઓળખી લીધો. તે વજેસંઘનો વિશ્વાસુ નોકર લાખો

હતો. આ માણસના હાથમાંથી લલિતસિંહે પ્રભાવતીને છોડાવી હતી. તેણે બહાર આવતાંજ દરવાજો બંધ કર્યો અને એક જબરદસ્ત તાળું પણ વાસી દીધું. તે તાળું બરાબર વસાયું છે કે નહિ, તેની ખાત્રી કરી તે બીજા દરવાજેથી બહાર ચાલ્યો ગયો.

પહેરેગીરના ચાલી જવા પછી તે વૃદ્ધા જ્યાં છુપાઇ હતી ત્યાંથી બહાર નિકળી અને બોલી—"અહીં કોઇ પણ મનુષ્ય કેદી છે. આ સિંહગુફામાં પણ કેદી છે ખરો?" એટલું કહી તેણે ફરી ચોર દરવાજે કાન માંડયા પણ તેના સાંભળવામાં કાંઇએ આવ્યું નહિ. થોડા વખત પછી પાણીના વહેવાનો અવાજ તેને સંભળાયો. તેથી તેને લાગ્યું કે—ભોંયરાની આસપાસમાંજ અથવા નીચેના ભાગમાંથી પાણીનો મોટો પ્રવાહ વહેતો હોવો જોઇએ. તે ત્યાંથી પાછી ફરી. જે રસ્તે તે ત્યાં આવી હતી તે રસ્તે ન જતાં દાદરની પાસેના દરવાજામાંથી અંદર ગઇ. થોડાજ વખતમાં તે ગુફાના પ્રવેશદ્વાર પાસે આવી પહોંચી.

ત્યાં ગુફામાંના પાંચ છ નોકરો આનંદથી આડી અવળી વાતો ચિતો કરતા બેઠા હતા. તેઓના જોવામાં તે વૃદ્ધા વનચરી આવતાંજ તેમની વાતચિત બંધ થઇ ગઇ. તેની તરફ જોઇ એક નોકર બોલ્યો—"કેમ ડોસી મા! હવે તમારી વિશ્રાંતિ પૂરી થઇ કે નહી? આજે ઘણાં વર્ષો પછી અમે આ ગુફામાં સ્ત્રીને જોઇ છે. ખરેખર, ડોસીમા! તમે જુવાનીમાં બહુજ મોજ મ્હાણી હશે, એ તમારી આંખો ઉપરથી જણાઇ આવે છે."

એટલામાં લાખો ત્યાં આવી પહોંચ્યો. તે સિપાઇએ વૃદ્ધાને જે કાંઇ કહ્યું હતું તે તેના સાંભળવામાં આવ્યું હતું. તે સિપાઇને ધીમે પોતાની પાસે આવવાની ઇશારત કરી અને ધીમે રહીને બોલ્યો—"એવકૂફ જોજે કયાંક તે ડોસીની મશ્કરી કરતો! તે કોણ છે, તે તું જાણે છે? જો તે ગુસ્સે થશે તો સમજી લેજે કે તારા સોએ સો વરસ પૂરાં! જો તો ખરો કે—તેની આંખો કેવી અંગારા જેવી લાલચોળ જણાય છે તે!"

તે બન્નેના ભાષણ તરફ તે વૃદ્ધાએ જરા પણ ધ્યાન આપ્યું નહિ. તે તે બન્ને સિપાઇઓ તરફ જોઇને બોલી કે—"તમો બન્નેનેજ હું ઓળખું છું. જે દિવસે તે શૂરવીર યુવક લલિતસિંહ તમારા હાથમાંથી સરદાર સજ્જનસિંહની પુત્રીને છોડાવી લઇ ગયો તે દિવસે તમને હું જંગલમાં મળી હતી."

"આ લલિતસિંહ કોણ, લાખાભાઇ ?" એક સિપાઇએ પૂછ્યું.

"જેના ઉપર કુમાર ચંદ્રસિંહનું ખૂન કરવાનો આરોપ મૂકાયો છે તેજ એ લલિતસિંહ !"

"શું?" લાખાની વાત સાંભળી તે ડોસી ચમકી ગઇ. તેણે પોતાની ચંચળ દ્રષ્ટિ લાખા તરફ ફેરવી અને એકદમ કર્કશ સ્વરે બોલી—"તું અત્યારે શું બોલ્યો ?"

"તે કહું છું મારી માવડી !" તે વૃદ્ધાની ચમત્કારિક મુખમુદ્રા જોઇ લાખો ગભરાઇ ગયો. તે માનતો હતો કે આ વૃદ્ધાના શરીરમાં વખતો વખત બ્રહ્મરાક્ષસનો સંચાર થાય છે. તે બોલ્યો—

"તે ગઇ કાલની વાત છે. લલિત અને પ્રભાવતી જ્યારે જંગલમાં એકલાજ મળ્યાં ત્યારે તેઓને ચંદ્રસિંહ જોઇ ગયો. તેઓ તે આમ જંગલમાં—એકાન્તમાં—મળેલાં જોતાંજ તે બહુ ગુસ્સે થયો અને તેણે ત્યાં જઇ લલિતસિંહનું બહુજ અપમાન કર્યું. તેથી તેમનામાં વઢવાડ થઈ અને લલિતસિંહે પોતાની તરવાર તેના ઉપર ઉગામી. ત્યાર પછી પ્રભાવતી પોતાની દાસી મધુરી સાથે કિલ્લામાં પાછી ગઇ. તેની પાછળથી—થોડાજ વખત પછી–લલિતસિંહ એકલોજ પાછો કિલ્લામાં ગયો. તેના પહેરવેશ ઉપરથી–પોશાક ઉપરથી–કિલ્લામાંના લોકોને તેની ઉપર વહેમ આવ્યો."

"શી બાબતમાં વહેમ આવ્યો ?" ડોસીએ ઉત્સુકતાથી પૂછ્યું.

"તેનાં કપડાંઓ ઉપર લોહીનાં ડાઘ પડેલા હતા, તેણે પોતાની તરવાર ક્યાંક ખોઇ દીધી હતી અને તેની મુખમુદ્રા નિસ્તેજ દેખાતી હતી. ઉપરાંત ત્યાં સુધીમાં કુમાર ચંદ્રસિંહનો પત્તો નહોતો. ત્યારે સૌને લાગ્યું કે–લલિતસિંહે તેનું ખૂન કરેલું હોવું જોઇએ. પછી તેના ઉપર ખૂનનું તહોમત સાબિત થયું. થોડાજ વખતમાં અરણ્યરક્ષકને તેની તુટી ગએલી તરવાર જંગલમાં મળી અને તે જગ્યાએ લોહીની નીક વહેતી હતી એવું ત્યાં આવીને તેણે કહ્યું."

"અને લલિતસિંહનું તેઓએ શું કર્યું ? અત્યારે તે ક્યાં છે ?"

"અજયદુર્ગના અંધકારમય ભોંયરામાં તેને કેદી બનાવવામાં આવ્યો છે."

"તે તમને કોણે કહ્યું ?"

"ગઇ કાલે રાત્રે અમારા માલેક વજેસંધ બાપા તે તરફ ગયા હતા. તેઓના જાણવામાં એ વાત આવી અને તેઓએ અમને કહી."

આ વખતે તે વૃદ્ધા પોતાનાજ વિચારમાં ગુલતાન થએલી દે-

આઇ. તેણે પોતાની લાકડી અજયદૂર્ગ તરફ કરી ખૂબ જોરથી જમીન ઉપર પછાડી. થોડીવાર પછી પોતાના મનની સાથે કાંઇક બબડી અને લાકડી પાછી ઉપાડી લીધી. પછી તે ધીમે ધીમે આગળ વધવા લાગી. તે વખતે બીજા સિપાઇએ તેની તરફ જોતાં લાખાને પૂછ્યું કે—"આ ડોસી ક્યાં જાય છે?"

"જવા દે એ લપને—પીડા ટળવા દે. તે ગમે ત્યાં જાય તો પણ ચિંતા નથી. તે જ્યાં સુધી ગુફામાં હોય ત્યાં સુધી તેને કોઇએ કાંઇ કહેવું નહિ, એવું આપણા માલેક કહ્યું હતું તે શું તારા ધ્યાનમાં નથી?"

તે ડોસીનું તે બન્ને સિપાઇઓ તરફ બિલકુલ ધ્યાન નહોતું. તે ચુપચાપ પોતાના વિચારમાંને વિચાર ગુલતાન થઇ ચાલી જતી હતી. થોડીવાર પછી તે ગુફાના એક ખૂણા પાસે જઇ પહોંચી. ત્યાં એક નાના પણ ઉંચા જાળીઆમાંથી ધુમાડો નિકળતો હતો. તે ડોસીએ તે જાળીઆ તરફ જોયું. ઘણું કરી એ ઠેકાણે રસોઇ કરવાની જગ્યા હોવી જોઇએ, એમ તેને લાગ્યું. તે ત્યાંથી જરા આગળ વધી એટલે નીચે પ્રમાણેની વાતચિત તેના સાંભળવામાં આવી.

"કહે કે ન કહે પણ તું ભાગ્યશાળી તો ખરોજ. મને નથી લાગતું કે આવો ઉત્તમ શિકાર કોઇ પણ દિવસે મળ્યો હોય?"

"અરે ભલા માણસ! નસીબનું શું પૂછે છે! આવો મસ્ત વરાહ (સૂઅર) કાંઇ પણ મહેનત કર્યા વિના મળે, એ નસીબ તો ખરૂંજ તો!"

"એટલે શું તેં શિકાર નથી કર્યો?"

"ના રે. તેનો શિકાર મારી પહેલાંજ કોઇએ કરી રાખ્યો હતો. જો, પેલો વાર તેના ઉપર કેટલી બધી સફાઇથી કરવામાં આવ્યો છે!"

"અરે આ શું? આ તો સૂઅરના ગળામાં તરવારનો તુટેલો કટકો લાગે છે. મને લાગે છે કે સૂઅરના ગળા ઉપર જોરથી પ્રહાર કરવામાં આવતાં તરવાર તુટી ગઇ હશે."

"જોઉં—જોઉં—જવા દે. ફેંકી દે. એમાં તે વળી જોવાનું શું છે! આપણે તો વગર મહેનતે શિકાર મળ્યો એટલે બીજી પંચાત શી! આપણા માલેક......

ત્યાર પછીના શબ્દો ડોસીના સાંભળવામાં આવ્યા નહિ. પણ તે તુટી ગએલી તરવારનો કટકો જાળીઆમાંથી ફેંકાયો તે તેના પગની પાસેજ આવીને પડયો. તે કટકો ડોસીએ તરતજ ઉપાડી લીધો

અને પોતાના કપડાંમાં છુપાવી દીધો. તેણે એક વખત પાછું વાળીને જોયું અને પછી ગુફામાં જવા માટે પાછી ફરી.

તે ગુફાના પ્રવેશદ્વાર પાસે આવી. તેજ વખતે અજબસંઘ ગુફામાંથી બહાર આવ્યો અને ચાવીઓનો જુડો લાખાને આપતાં બોલ્યો—"આ ચાવીઓ સાચવજે અને વખતો વખત જઇને જોતો રહેજે!" એટલામાં તેની નજર તે ડોસી ઉપર પડી. તેની તરફ વળી ને તે બોલ્યો—"કેમ ડોસી! તને અહીં ગમે છે તો ખરૂં ને? તને રાત્ર જે થાક ચડયો હતો તે ઉતરી ગયો કે નહીં? અમારી આ સિંહગુફાની નામના માટે તને શું લાગે છે? કેમ, તું અહીં રહેવા ખુશી છે કે નહિ?"

અજબસંઘે કરેલા સામટા સવાલોના જવાબમાં તે ડોસીએ સમ્મતિદર્શક ઇશારત કરી અને તે ગુફામાં ચાલી ગઇ.

સદરહુ ગુફામાં જે એક નાનકડી ઓરડી તેને રહેવા માટે આપવામાં આવી હતી ત્યાં તે આવી પહોંચી. તે એક ખાટલા ઉપર બેઠી અને થોડીવાર પહેલાંજ કપડામાં છુપાવેલો તરવારનો કટકો તેણે બહાર કાઢયો. ઘણો વખત સુધી તેનું નિરીક્ષણ કર્યું. તે ગુફામાં આવ્યા પછી તેના વિચારોમાં ત્રણ વાતોનો વધારો થયો. એક ગુફાના ભોંયરામાંનો કેદી, બીજુ લલિતસિંહ ઉપર આવેલ ચંદ્રસિંહના ખૂનનો આરોપ અને ત્રીજી વાત તરતમાંજ મળી આવેલા તરવારના કટકાની! તે ત્રણે વાતોનો વિચાર કરવા લાગી. એટલામાં અજબસંઘે લાખાને સોંપેલ કુંચીઓના જુડાનું તેને સ્મરણ થઇ આવ્યું. ઘણું કરીને તે કુંચીઓના જુડામાં ભોંયરામાંના કેદીના ઓરડાની કુંચી હોવી જોઇએ, એમ તેને લાગ્યું. અહીંથી ચાલી જવા પહેલાં ભોંયરામાં શું છે—ત્યાં કેદ થએલો દુર્ભાગી મનુષ્ય કોણ હશે? તે નજરે જોવાનો તેણે મનની સાથે નિશ્ચય કર્યો.

---

## પ્રકરણ ૩૦ મું.

### હૃદયભેદક પત્ર.

"મારા મનના મનોરથો મારા મનમાંજ સમાઇ ગયા. આશાઓ નિરાશામાં ફેરવાઇ ગઇ! દશા પલટાઇ ગઇ. ભાગ્યનું ચક્ર ફરી ગયું! હાય, ઓ પ્રભૂ! કાંઇક તો દયા કર!"

આવા આવા અનેક વિચારો કરતો—અજયદુર્ગના અંધકારમય ઓરડામાં કેદી થએલો—લલિતસિંહ આમથી તેમ ફરે છે અને ઉપર પ્રમાણેના વિચારો કહે છે. દોઢ વરસ પહેલાં પોતાની સ્થિતિ કેવી હતી અને આ સમયે કેવી છે, આ બાબતના વિચારો તેના હૃદયમાં આવતા હતા. તેના હાથ સાંકળથી બાંધેલા હતા. તે ભોંયરાના એક ખુણામાં તેને માટે ઘાસની પથારી કરેલી પડી હતી. પાસેજ ભોજનનો થાળ પડયો હતો તે તેવીજ સ્થિતિમાં પડયો હતો અને એક માટીના વાસણ-માં પાણી મુકેલું હતું. બીજા ખુણામાં એક દીવો ઝાંખો ઝાંખો બળતો હતો. તેનો ઝાંખો પ્રકાશ તેના નિસ્તેજ મુખ ઉપર પડતો હતો. દર-વાજો બહારથી બંધ કરવામાં આવેલો હતો. તેની મોટી ભીંતના ઉ-પરના ભાગમાં બે જાળીયા હતા. તેમાંથી ધીમે ધીમે પવન આવતો. તે જાળીઓમાં લોઢાના મજબુત સળીઆ બેસાડેલા હતા. ત્યાંથી કોઇ કેદી ન્હાસી જવા ઇચ્છે તો તેમ બની શકવાનું તદ્દન અશકય હતું અને અમારી નવલકથાના નાયક લલિતસિંહના હૃદયને તે વિચારે સ્પર્શ પણ કર્યો નહોતો.

મધ્યરાત્રીનો સમય થયો હતો. કમનસીબે પોતાની ઉપર આ-વેલી આફતના સંબંધમાં લલિતસિંહ ખિન્ન હૃદયે વિચાર કરતો હતો. તે વખતે તેને તે ઓરડાની બહારના ભાગમાં કોઇ માણસના પગ-લાંનો અવાજ સંભળાયો. તેથી તે જરા ચમકયો—તેને અજાયબી ઉ-પજી. કારણ કે સરદાર દુર્જનસિંહના હુકમથી રણમલ સાંજેજ તેને ભોજનના પદાર્થો અને પાણી આપી ગયો હતો અને કહી ગયો હતો કે—"તમારે જો કાંઇ જોઇતું હોય તો કહો. હું તે આવતી કાલે જ્યારે જમવાનું આપવા આવીશ ત્યારે તે પણ લેતો આવીશ. દિવસમાં ફક્ત બે વખત જમવાનું આપવા માટેજ અહીં આવવું, એવો મને મારા માલેકનો હુકમ છે." આ તેના શબ્દો લલિતના ધ્યાનમાં હતા. જ્યારે પરિસ્થિત આવી છે તો આવે કઢંગે વખતે અહીં કોણ આવતું હશે, એ બાબતમાં તેને અજાયબી લાગે, એ સ્વાભાવિક હતું. તે આ વિ-ચારમાં ગુલતાન હતો તેટલામાં તે ઓરડાનો દરવાજો ઉઘડયો, સર-દાર દુર્જનસિંહ અંદર આવ્યો અને તેણે પુનઃ દરવાજો સાવચેતીથી બંધ કરી લીધો. સરદાર દુર્જનસિંહને ત્યાં આવેલો જોતાંજ લલિત અત્યંત આશ્ચર્યચકિત થઇ ગયો. તે જ્યારથી કિલ્લામાં આવ્યો હતો ત્યારથી તેની સાથે તેને વાતચિત કરવાનો પ્રસંગજ આવ્યો નહોતો. એથી લલિત તેના સ્વભાવથી જાણીતો નહોતો. તેણે તેની તરફ ધ્યાનપૂર્વક

જોયું તો તેને લાગ્યું કે—આવા વિચિત્ર સમયે તેના ત્યાં આવવાનો હેતુ સારો તો નજ હોઇ શકે! દુર્જનસિંહે ત્યાં આવતાંજ ગંભીર સ્વરે લલિતને ઉદ્દેશીને કહ્યું કે—

"દુર્ભાગી યુવક! મને અહીં આવેલો જોઇ તને આશ્ચર્ય થતું હશે અને તેમાં પણ આવા કઢંગા વખતે આવેલો જોઇને તો તારા આશ્ચર્યનો અવધિ થતો હશે! અને તેમ થાય, એ સ્વાભાવિક છે. લલિત! મારે તને કહેવું જોઇએ કે—હું તારી પાસે ફક્ત સ્નેહ ભાવે આવ્યો છું. મારો અહીં આવવાનો ઉદ્દેશ તારા જાણવામાં આવી ગયા પછી તું મારા કથનને સત્ય માની લઇશ" દુર્જને બારીક નજરે તેની તરફ જોતાં જણાવ્યું

"જંગલમાં બનેલા બનાવની સાદ્યંત હકીકત કાલે હું કહી શક્યો નહિ, તે હવે જો આપ શાન્તચિત્તે સાંભળી લેશો તો હું આપના કથનનો સત્ય તરીકે સ્વીકાર કરી શકીશ."

"લલિત! વધારે વખત અહીં રોકાવા માટે મને સમય નથી. હું જે કામને માટે અહીં આવ્યો છું તે કામ કરવું હોય તો અત્યારેજ—એક ક્ષણનો પણ વિલંબ ન લગાડતાં થવું જોઇએ. હું અહીં ન્યાયાધીશ બનીને ન્યાય કરવા માટે આવ્યો નથી કે જેથી તારી તમામ હકીકત સાંભળું. હું તો ફક્ત મિત્ર થઇનેજ અહીં આવ્યો છું અને ખરૂં કહું તો હું અહીં આવ્યો છું તેના કરતાં કોઇએ મને અહીં મોકલ્યો છે, એમ કહું. એ વધારે સારૂં છે."

"આપને અહીં કોણે મોકલેલ છે?"

"પ્રભાવતીએ!" આની તેના હૃદય ઉપર કેવી અસર થાય છે અને તેની મુખમુદ્રામાં કાંઇ ફેરફાર થાય છે કે કેમ, તે દુર્જન ધ્યાનપૂર્વક જોતો ધીમેથી બોલ્યો.

પોતાની આરાધ્યદેવીનું નામ સાંભળતાંજ લલિત જરા ગુંચવાડામાં પડ્યો.

"હું તદ્દન નિર્દોષ છું, એમ તેને લાગે છે ને? કહો, દુર્જન! તેનો ખુલાસો કરો. મારા નિરપરાધીપણા માટે તેને વિશ્વાસ છે કે નહિ?" લલિતે ઉત્સુકતાથી તેને પૂછ્યું.

"તે બાબતમાં હું કાંઇ પણ કહી શકું તેમ નથી. છતાં મારે કહેવું જોઇએ કે—તે ખરા અંતઃકરણથી તારૂં શ્રેય થએલું જોવા ચાહે છે. વારૂ, પણ તું જરા સબુર કર. તેણે તને આપવા મને એક પત્ર

આપ્યો છે તે વાંચી લે અને તારા પ્રશ્નોના પ્રત્યુત્તરની કલ્પના તારી મેળે તું પોતેજ કરી લે !"

"ક્યાં છે તે પત્ર ? લાવો, મને સત્વર આપો !"

દુર્જને પોતાના ખીસામાંથી એક પત્ર બહાર કાઢયો. તે પત્ર તેના હાથમાંથી ઝુંટવી લઇ ઉઘાડયો અને અત્યંત ઉત્સુકતાથી તેના ઉપર તેણે નજર ફેરવી. તે પત્રમાં નીચેની હકીકત હતીઃ—

"લલિતસિંહ

આ પત્રથી આપણી અન્તિમ મુલાકાત થાય છે. આજથીજ આપણામાં થએલી વાતોનો અન્ત આવી જાય છે. આપણો પ્રેમ પરમાત્માને ગમ્યો નથી, એમ એકંદર પરિસ્થિતિ ઉપરથી લાગે છે. કારણ કે આજે તેનો પણ અન્ત આવે છે, તારે માટે મેં મારા પિતાની આજ્ઞાનું ઉલ્લંઘન કર્યું, તેને માટે મને બહુજ પશ્ચાતાપ થાય છે. મારા ભવિષ્યના સુખ અને કલ્યાણનો મેં પોતેજ પૂરેપૂરો યોગ્ય વિચાર કરી મારૂં સ્વામિત્વ સરદાર દુર્જનસિંહજીને સમર્પણ કરી દીધું છે. આ બધું ખરૂં હોવા છતાં પણ હું તમને દુઃખમાંને દુઃખમાંજ રહેવા દઇશ નહીં. લલિત, તમારા ઉપર આવેલું સંકટ દૂર કરવાનો યોગ્ય માર્ગ સરદાર સાહેબ તમને બતાવશે. તેમના ઉપર સર્વ રીતે વિશ્વાસ રાખી તેઓ કહે તે પ્રમાણે ચાલશો, તો વિપત્તિનાં વાદળાંઓ તમારા ઉપરથી દૂર થઇ જશે અને તમે સુખી થશો. લલિત, હું અંતઃકરણથી તમને સુખી થએલા જોવા ઇચ્છું છું, તેની સાક્ષી આ પત્ર આપશે. સરદાર દુર્જનસિંહજી તમને જે માર્ગ બતાવશે તેમાં મારી સંપૂર્ણ સમ્મતિ છે અને અમે બન્નેએ મળી—અમારા બન્નેના મત પ્રમાણે—તમારા માટે તેજ માર્ગ નક્કી કર્યો છે. આ વાત પણ ધ્યાનમાં રાખજો. જાઓ, લલિત ! મને ભૂલીને ગમે ત્યાં ચાલ્યા જાઓ. હવે તમને છેલ્લા પ્રણામ છે.

પ્રભાવતી."

તે હૃદયભેદક પત્ર પૂરેપૂરો વાંચી રહેતાંજ લલિત આશાભંગ થઇ ગયો. તેનો ઉત્સાહ જતો રહ્યો. અનેક આફતો સહેવા છતાં પણ તેને પ્રભાવતીની જે આશા હતી તે આમ નિરાશામાં ફેરવાઇ ગઇ. તે હતાશ થઇ ગયો અને નિરાશ થઈ બોલ્યો—" હાય રે નસીબ ! પ્રભાવતી પણ મને દોષિત ગણે છે ! ખૂની માને છે. હું તેને મારી તમામ હકીકત કહીશ અને મારા નિરપરાધી પણાની ખાત્રી કરી આપીશ.

પણુ એ બને શી રીતે ? સરદાર ! તમે અહીં સ્નેહ ભાવે આવ્યા છો, ખરૂંને ?"

"હા. હજુ પણ—આ પત્ર ઉપરથી—તું નથી માની શકતો ? પરંતુ લલિત, શાન્ત થા—જરા શાન્ત થા."

"શાન્ત ! સરદાર ! મારાં શાન્તિ અને સુખ હવે પાતાળે પેસી ગયાં છે. હવે મારા શરીરમાંથી અશાન્તિની જ્વાળાઓ નિકળવા લાગી છે. સરદાર ! જો તમે અહીં સ્નેહભાવે—મિત્ર તરીકેજ અહીં આવ્યા હો અને તમારામાં જરા પણ કપટ ન હોય તો મને એક વખત પ્રભાવતી સાથે મેળવી આપો. તે ફક્ત એક ક્ષણનેજ માટે ! વધારે વખતને માટે નહીં. તે વખતે તમે પણ હાજર રહી સર્વ સાંભળજો. સરદાર ! ગમે તેમ કરી ફક્ત એક ઘડીને માટે મને પ્રભાવતીની મુલાકાત કરાવી આપો. તમને હું સોગંદ આપું છું એટલુંજ નહીં પણ જેણે તમારા ઉપર પોતાના આયુષ્યની તમામ જવાબદારી અને જોખમદારી નાંખી છે તેના સોગંદ દઇ કહું છું કે તમે આ મારૂં કામ જરૂર કરો." લલિતે કહ્યું.

"એ શી રીતે બને ? લલિતસિંહ ! તું દિવાનો છે અને તારૂં ચિત્ત કે મગજ ઠેકાણે નથી. તારી બુદ્ધિ બહેર મારી ગઇ છે ! આ વાત જો સજ્જનસિંહના જાણવામાં આવશે તો કેવું ભયંકર પરિણામ આવશે, તેની તને કલ્પના કેમ નથી થઈ શકતી ? હું તારો હરીફ છતાં તને મિત્રભાવે મળ્યો એ જાણતાંજ..........

"હરીફ ! કોણ તમે કે ? સરદાર ! તમારી દુષ્ટતાનો ત્યાંગ કરો. મને કહો કે મારો અપરાધ શો છે ? ફક્ત અંધપુરાવાઓ ઉપરથી—મારૂં કાંઇપણ ન સાંભળતાં—મને બચાવનો જરા પણ અવસર ન આપતાં કેવળ અન્યાયથી પકડીને અહીં લાવી કેદ કરવામાં આવ્યો છે ! એ શું ? " એમ કહી તેણે જોશથી જમીનઉપર પગ પછાડયો.

"શાન્ત થા—લલિત ! જરા શાન્ત થા; નહિ તો હું અહીંથી ચાલ્યો જઇશ. હું અહીં કાંઇ ન્યાય કરવાને માટે આવ્યો નથી. નકામો અમૂલ્ય સમય ગુમાવ્યો અને હજુ કામ તો જરાએ થયું નથી." એમ કહી દુર્જને લલિતના ખભા ઉપર હાથ મૂકી તેને શાન્ત કરવાની કોશીશ કરી.

"કહો—દુર્જન ! તમારે જે કાંઇ કહેવાનું હોય તે કહો. અફસોસ કે હું સંપૂર્ણપણે કમનસીબ છું—દુર્ભાગી છું." એમ કહી તેણે પોતાના હાથમાંના પત્રના કટકે કટકા કરી જમીન ઉપર નાંખી દીધા

અને વેગથી તેને ચોળી નાંખ્યા. પછી તે બોલ્યો—" બસ, હવે થઈ ચૂક્યું. હવે મને કોઇની પરવાહ નથી. મારી તમામ આશાઓ નષ્ટ થઇ ગઇ. મારા જીવનમાં હવે ફક્ત નિરાશાનો અંધકારજ બાકી રહ્યો છે. હવે મારે દુનિયામાં જીવતા રહેવામાં કાંઇ સાર નથી. આ શરીરનું હવે ગમે તેમ થાઓ તેની હું જરાપણ દરકાર કરીશ નહિ."

એમ કહી તેણે કપાળ ઉપર હાથ માર્યો અને કેદખાનાની દિવાલનો ટેકો લઈ ઉભો રહ્યો.

---

## પ્રકરણ ૩૧ મું.

---

### સર્વસ્વ સમર્પણ.

આ સમયે લલિતસિંહની સ્થિતિ બહુજ દયાજનક અને દુઃખદાયક થઇ ગઇ. તેનું મસ્તક છાતી તરફ ઝુકી ગયું હતું. તેની આંખોમાંથી આંસુ ચાલ્યા જતા હતા. આશાનો ભંગ થવાથી તે નિર્બળ થઇ ગયો હતો. તેના અંતઃકરણની આવી દશા થએલી જોઈ પાષાણ હૃદયી પુરૂષને પણ દયા આવી જાય તેમ હતું. દુર્જનસિંહને એક પળને માટે તેની દયા આવી. તેના ખભા ઉપર હાથ મુકી દુર્જને કહ્યું:—

" લલિત ! જો પ્રભાવતી ઉપર તારો ખરેખર પ્રેમજ હોય તો તું તેને માટે—તેની અન્તિમ અભિલાષા તૃપ્ત કરવા માટે—અહીંથી બંગદેશમાં ચાલ્યો જા. મને આશા છે કે—પ્રભાવતીની ઇચ્છા તૃપ્ત કરવા માટે તું જરાપણ પાછી પાની કરીશ નહિ."

" તેની અન્તિમ ઇચ્છા શી છે ?"

" તારે અહીંથી ચાલ્યા જવું."

" દુર્જનસિંહ ! શું તમે એમ કહેવા માગો છો કે મારે અહીંથી ન્હાસી જવું ? નહીં—સરદાર ! ગમે તેમ થાય—પ્રાણ જાય તો ભલે જાય—પણ હું અહીંથી કોઈ કાળે ન્હાસી જઇશ નહીં. એક કાયરની જેમ ન્હાસી જવા કરતાં—નિર્દોષ—સંપૂર્ણપણે નિર્દોષ હોવા છતાં—હું ફાંસીએ ચઢવાનું વધારે પસંદ કરીશ." લલિતે ટટાર થઇ અભિમાનથી કહ્યું.

લલિતના નિશ્ચયાત્મક કથનથી દુર્જન જરા ગુંચવાયો. તે માનતો હતો કે પોતે જ્યારે તેને ન્હાસી જવાનો માર્ગ બતાવતાંજ તે અત્યંત આનંદથી કબુલ કરી લેશે, એમ તેને પ્રથમ લાગ્યું હતું પણ લલિતનું

વીરપુરૂષને છાજે તેવું ભાષણ સાંભળતાંજ પોતાની માન્યતા ભૂલ ભરેલી હતી એમ તેને લાગ્યું. લલિતસિંહમાં ધૈર્ય–શૌર્ય આદિક એક શૂરવીરને છાજે તેવા ગુણ છે. એ દુર્જનસિંહના જોવામાં એક વાર નહીં પણ અનેક વાર આવ્યું હતું. તે એક ક્ષણ વિચાર કરી બોલ્યો–

" લલિતસિંહ ! તને જે ગમ્યું તે ખરૂં. હું અહીંથી જઇને પ્રભાવતીને કહીશ કે–તેં તેની છેવટની પ્રાર્થનાનો સ્વીકાર કર્યો નથી. એટલુંજ નહીં પણ પણ તારા કલ્યાણનો તેણે જે માર્ગ સૂચવ્યો તે, તેં તુચ્છ માન્યો અને તેનો પત્ર–તેણે પોતાને હાથેજ લખેલો પત્ર—તિરસ્કાર પૂર્વક તેં ફાડી નાખ્યો, તેના કટકે કટકા કરી રગદોળી નાંખ્યો !"

" નહીં. સરદાર ! આમાંનું તેને કશુંએ કહેશો નહિ. તેણે પોતને હાથે લખેલો પત્ર.........એટલુંજ કહી તે વિચારમાં પડી ગયો. પોતાના સર્વસ્વનો નાશ કરી નાંખનાર તે પત્ર હતો છતાં તે પોતાના પ્રેમપાત્રના હાથે લખાએલો હોવાથી પોતે પત્રને ફાડી નાંખ્યો, એ ઠીક ન કર્યું. તેનું ચિત્ત ચળવિચળ થઈ ગયું.

લલિતની ઉપર પ્રમાણેની સ્થિતિ ધ્યાનમાં આવતાંજ દુર્જને તેનો લાભ લઇ લેવાનાં ઉદ્દેશથી કહ્યું–" લલિત ! જો તું સંપૂર્ણ નિર્દોષ હોય છતાં પણ કારાગૃહના કઠિન કષ્ટોમાંથી મુક્ત ન થાય ત્યાં સુધી પ્રભાવતીને કદાપિ સુખ થશે નહિ, એ વાત તેના પત્ર ઉપરથી તારા ધ્યાનમાં આવીજ હશે. તેની છેવટની ઇચ્છા પ્રમાણે જો તું નહીં વર્તે, તેણે પરમ પ્રેમપૂર્વક સૂચવેલા માર્ગનું અવલંબન નહીં કરે અને જો તે સર્વ મારે તેને કહેવું પડે તો પ્રભુ ! પ્રભુ ! લલિત ! તે કુમારકાની દશા કેવી થશે ? તે નિરાશ થઇ જશે. તારે માટે દિવાની બની જશે અને તેના હૃદય ઉપર સખત આઘાત થઈ કાંઇક નવા જુનું થઇ જશે, એ વાત લલિત, તું ભૂલી જઇશ નહિ."

" હાય ? સરદાર, શું એ બનવાજોગ છે ?"

" વગર શંકાએ ?"

હવે પોતે પોતાની ઇચ્છા મુજબ લલિતસિંહની ઇચ્છાને વાળી શકશે, એવી દુર્જનને ખાત્રી થઇ. તે વિચાર કરતો કરતો બોલ્યો–"

" લલિતસિંહ ! વિચાર કર કે આ કેવો ભયંકર સમય છે. તેનો સારી રીતે વિચાર કરી જો. જો તું ખરેખર નિર્દોષજ હોય તો પણ ઘણા પુરાવાઓ તારી વિરૂદ્ધ છે અને તેજ પુરાવાઓ તને ગુનેહગાર ઠરાવશે. તેમજ તું દોષિત હોય તો તને દેહાન્તશિક્ષા

થવીજ જોઇએ. આમ બે તરફથી તું ન્યાયની કાતરમાં સપડાએલો છે. તારા છુટકારાની જરાએ આશા નથી. તું મુશીબતમાં છે અને તારા પ્રત્યે તેનો ફક્ત પ્રેમ હોવાથીજ તે અત્યારે અત્યંત બેચેન છે, તને દેહાન્તશિક્ષા થએલી સાંભળી તેની સ્થિતિ કેવી થશે, તેનો તો તું કાંઇક વિચાર કર. લલિત ! તે સાંભળી તે દિવાની થઇ જશે અને કદાચિત્ દેહનો ત્યાગ પણ કરશે. તેથીજ ઓ લલિત ! હું તને કહું છું કે—ન્હાસ—ન્હાસ—અહીંથી ન્હાસી જઇ અને આ કેદખાના-માંથી છુટો થઇ જા !"

દુર્જનસિંહની વાત સાંભળી લલિતની સ્થિતિ બહુજ ચમત્કા-રીક થઈ ગઇ. પ્રભાવતીની ભાવી સ્થિતિનું ચિત્ર તેની સન્મુખ ઉપસ્થિત થયું. પોતાને લીધે તેની સ્થિતિ બહુજ દુઃખદાયક થઇ જશે, એવો વિચાર મનમાં આવતાંજ તેનો નિશ્ચય ડગમગવા લાગ્યો. તે વિચિત્ર સ્વરે બોલ્યો—" ઠીક છે. પ્રભાવતીના પ્રેમને માટે દુર્જનસિંહ ! હું અહીંથી ન્હાસી જઇશ. !તેના પ્રેમને માટે—તેના અમર્યાદિત પ્રેમને માટે—જો કે હું તદ્દન નિર્દોષ છતાં તેની અન્તિમ ઇચ્છા પૂર્ણ કરીશ. દુર્જનસિંહ ! તેના પ્રેમની સામે મારે મન દુનિયાની તમામ ચીજો તુચ્છ છે. અહીંથી ન્હાસી જતાં ખુની તરીકેનું કલંક હમે-શને માટે મારા નામ ઉપર ચોટશે પણ મને તેની જરાએ પરવાહ નથી. ચાલો, દુર્જન ! હું તમારા કહેવા પ્રમાણે કરવા તૈયાર છું. પ્રભાવતી ! મારા માટે થનારી તારી શોચનીય અને દુઃખદ સ્થિતિ ટાળવા માટે હું જો, અહીંથી ન્હાસી જાઉં છું." એમ કહી તે એકદમ આગળ આવ્યો અને બોલ્યો—" ચાલો, દુર્જનસિંહ ! કૃપા કરી તમારાથી જેમ બને તેમ તરતમાં મને અહીંથી ન્હસાડો !"

" લલિત ! ચાલ !" એમ કહી દુર્જને તેના હાથમાંની બેડીઓ પોતાની પાસેથી કુંચીઓ કાઢી દૂર કરી. પછી તરતજ તેણે કેદખા-નાનો દરવાજો ઉઘાડયો. કેદખાનાની બહાર દુર્ગરક્ષક રણમલ બે સશસ્ત્ર સિપાઇઓની સાથે હાથમા દીવો લઇ ઉભો હતો. લલિત અને દુર્જન બહાર આવતાંજ તે સર્વે ત્યાંથી ચાલ્યા. જરા આગળ જતાંજ રણ-મલે દીવો બુઝાવી નાંખ્યો. હવે તે બધા અંધકારમાંજ ચાલવા લાગ્યા. લલિત એકાદ મંત્રમુગ્ધ મનુષ્યની જેમ તેમની સાથે ચાલ્યો જતો હતો. તેનો એક હાથ દુર્જને પકડયો હતો. તે સમયે આખા કિલ્લામાં સર્વત્ર શ્યામતા અને શૂન્યતા છવાએલી હતી. થોડાજ વખ-તમાં તે ન્હાનકડી ટોળી કિલ્લાના દક્ષિણ દરવાજે આવી પહોંચી. રણમલે

આગળ આવી દરવાજો ઉઘાડયો. હવે બહારના પ્રકાશ સર્વના જોવામાં આવ્યો. ત્યાં ત્રણ ઘોડાએ તૈયાર હતા.

"લલિતસિંહ! ઉતાવળ કર. એકદમ ઘોડા ઉપર સ્વાર થઇ જા! અને આ લે, આ તારે રસ્તાના ખર્ચ માટે લઇ લે!" એમ કહી દુર્જને પોતાના ખીસ્સામાંથી એક થેલી કાઢી તેને આપતાં કહ્યું.

"શું સોનામહોરો । દુર્જનસિંહ! હું તેને સ્પર્શ પણ કરીશ નહિ. હું આ સાહસ મારા પોતાના માટે કરતો નથી. મને મૃત્યુનો જરા પણ ભય નથી. ફક્ત પ્રભાવતીની અન્તિમ પ્રાર્થના હોવાથીજ હું આ પ્રમાણે કરૂં છું તે તમે ભૂલી ન જશો. હું સર્વ રીતે નિર્દોષ હોવા છતાં પણ ફક્ત તેની ઇચ્છા પૂર્ણ કરવા માટેજ હું મારા નામની સાથે ખૂની એવું વિશેષણ લગાડી લઉં છું. મને તમારી સોનામહોરોની જરા પણ દરકાર નથી. અહીંથી ચાલી ગયા પછી હું આ કલંકિત નામનો ત્યાગ કરી નવીનજ નામ ધારણ કરીશ. પછી ગમે ત્યાં રહી હું મારા બાહુ અને બુદ્ધિના બળ ઉપર મારો જીવન નિર્વાહ કરીશ. જો તમે મને કાંઇ પણ આપવાજ માગતા હો તો તમારી કંબરે જે તરવાર લટકે છે તે મને આપી દો."

લલિતે તરવારની માગણી કરેલી જોતાંજ દુર્જનસિંહ એક પળને માટે વિચારમાં પડી ગયો. હાથમાં શસ્ત્ર આવતાંજ કદાચિત્ તે પોતાની ઉપર તુટી પડશે તો? એવી રીતે શંકા આવી. તેણે લલિતનો તરફ નિરખીને જોતાંજ તેને આવેલી શંકા તત્કાળ દૂર થઇ ગઇ. તેણે એકદમ પોતાની તરવાર કંબરેથી છોડી અને તે લલિતને સ્વાધીન કરી.

"સરદાર સાહેબ! તમારી આ અપૂર્વ બક્ષિસ માટે હું તમારો અત્યંત આભારી થયો છું. હવે મને દુનિયામાં કોઇનો જરા પણ ભય નથી." એમ કહી તેણે તે તરવાર પોતાની કંબરે લટકાવી દીધી અને પોતે એકદમ ઘોડા ઉપર સ્વાર થઇ ગયો.

લલિતને ઘોડા ઉપર સ્વાર થએલો જોતાંજ બીજા બે સશસ્ત્ર સિપાઇઓ પણ બીજા ઘોડાઓ ઉપર સ્વાર થઇ ગયા. ત્યાર પછી લલિતે દુર્જનસિંહને કહ્યું–" સરદાર સાહેબ! હવે આ સ્વારોની શી જરૂર છે?"

"ફક્ત રસ્તો દેખાડવા માટેજ તારી સાથે આ સ્વારોને મોકલવામાં આવે છે. તું આ કિલ્લાની હદ બહાર જતાંજ આ સ્વારો પાછા ફરશે."

પરંતુ વાંચક! સાચી વાત તો જુદીજ હતી. દુર્જને માર્ગ દેખાડવા માટે લલિતની સાથે સ્વારો નહોતા મોકલ્યા પણ તેમ કરવામાં તેનો હેતુ કોઇક જુદીજ જાતનો હતો. પ્રભાવતીને તે ચાહે છે, એ વાત તેના જાણવામાં આવ્યા પછી તે તેનો તિરસ્કાર કરતો હતો. તેને પોતાના માર્ગમાંથી દૂર કરવા માટે તે અનેક યુક્તિ પ્રયુક્તિઓ કરતો હતો, લલિતનો ન્યાય કરવા માટે ન્યાયાધીશને બોલાવવા માટે તેણે કેવી કોશીશ કરી હતી, સજ્જનસિંહને કેવું આડું અવળું સમજાવ્યું હતું તે અમે પાછળના પ્રકરણમાં જણાવી આવ્યા છીએ. પરંતુ પ્રભાવતીની ઇચ્છાને આધીન થઇ–લાચારીએ લલિતસિંહને કેદખાનામાંથી છુટો કરવાનું તેણે કબુલ કરવું પડયું હતું–છતાં તે–પોતાના પ્રેમપંથમાંના હરીફનો સમૂળથી નાશ કરવાના પોતાના ઉદ્દેશનો ત્યાગ કર્યો નહોતો. લલિતની સાથે એ સ્વાર મોકલવાનો તેવોજ તેનો કાંઇક છુપો ઉદ્દેશ હતો. પોતાની હદ બહાર જતાંજ તે સ્વારોએ લલિતસિંહને મારી નાંખવો એવી તેણે તેઓને આજ્ઞા કરી હતી.

પોતાના સ્વારોને ઘોડા ઉપર બેઠેલા જોતાંજ દુર્જનસિંહે તેમને આંખથી ઇશારત કરી અને લલિતને કહ્યું–' જા, લલિતસિંહ! તારૂં કલ્યાણ થાઓ!"

"સરદાર! હું તો જાઉં છું પણ તમને મારી એક પ્રાર્થના છે. થોડાજ દિવસ પછી મારી મનમોહિની સાથે તમારૂં લગ્ન થશે. તેને તમે સુખી કરજો અને મારો સંદેશ કહેજો કે–તે તને સુખી થએલી જોવા માગે છે!" એટલાજ શબ્દો લલિત અચકાતો અચકાતો બોલ્યો. આખરે તેનાથી આગળ બોલી શકાયું નહિ. તેની છાતી ભરાઇ આવી. તેણે ફક્ત પોતાના પ્રેમપાત્રને માટે આવું ભયંકર સાહસ કર્યું હતું અને પોતાના નામ ઉપર હમેશને માટે ખૂની તરીકેનું કલંક લગાડી લીધું હતું. છતાં તેને તે બાબતમાં કાંઇ પણ લાગી આવતું ન હોતું. તેણે પોતાના પ્રેમપાત્રને માટે પોતાના સર્વસ્વનું સમર્પણ કરી અલૌકિક સ્વાર્થત્યાગ કરી બતાવ્યો હતો. આનુંજ નામ દિવ્ય અને પવિત્ર પ્રેમ! અને આનુંજ નામ ખરો પ્રેમી!

ત્યાર પછી લલિતસિંહે એકદમ પોતાનો ઘોડો દોડાવ્યો. તેની પાછળ બન્ને સ્વારોએ પણ તેમ કર્યું અને સરદાર દુર્જન તથા રણમલ પાછા કિલ્લાના દક્ષિણ દરવાજે થઇ પોત પોતાને સ્થાને ચાલ્યા ગયા.

# પ્રકરણ ૩૨ મું.

## "પરણવું તો ખરૂં !"

"મોટાભાઇ ! ગમે તેમ થાઓ પરંતુ પરણવું તો ખરૂંજ ! નારી વિનાનું તે કાંઇ જીવન છે?! જોડી વિના જગતમાં જીવવું નિરર્થક છે. સુંદર સુમન હોય છતાં તેમાં સુગંધ ન હોય, ચંદ્ર જેવું મુખ હોય પણ તેમાં નાકજ ન હોય, દેરૂં હોય પણ તેમાં દેવજ ન હોય, ચપળ કમળના દળના જેવા નેત્ર હોય પણ તેની અંદર કીકીજ ન હોય, એ પ્રમાણેના સર્વ પદાર્થો નિરર્થક છે તેમ અનેક વિલાસ અને વૈભવો હોય પણ નારી ન હોય તો તે નકામુંજ છે ! "

" અજબ ! તારૂં કથન બરાબર છે. શાસ્ત્રોમાં પણ કહ્યું છે કે નારી વિનાનું ઘર જંગલ કરતાં પણ નપાવટ છે. જ્યાં નારી છે ત્યાં સર્વ છે અને જ્યાં નારીનું સન્માન છે ત્યાં દેવતાઓ રમણ કરે છે, એવું મેં એક શાસ્ત્ર જાણનારની પાસેથી સાંભળ્યું છે, વિષની વિકટ વાટમાં વનિતા એક વિશ્રામ છે અને ભવજંગલમાં જોડી (નરનારીની) એ જળનું સુખદ ધામ છે. અજબ ગમે તેમ થાય, માથું જતું હોય તો ભલે પણ પરણવું તો ખરૂંજ ! પણ અજબ ! આપણે કેવી રીતે પરણવું, એમાં મને કાંઇ સમજ પડતી નથી. માટે મને સમજાવ."

વાંચક ! ગયા પ્રકરણમાં અમે જે વર્ણન કરી આવ્યા ને બનાવ જે સમયે બન્યો લગભગ તેજ સમયે—સંધ્યા સમયે—વજેસંધ અને અજબસંધ પોતાની ગુફાના એક વિશાળ ચોકમાં બેસી ઉપર પ્રમાણેની વાતચિત કરતા હતા. તે સ્થળે જોવા કે જાણવા જેવું કાંઇ પણ ન હોતું. સર્વ ઠેકાણે વ્યાઘ્રચર્મ લગાડયા હતા અને તેવીજ તખ્તપોશી કરવામાં આવી હતી. તે ઉપરથી સિદ્ધ થતું હતું કે તે બન્ને ભાઇઓ શૂરવીર અને અથંગ શિકારી હોવા જોઇએ. તે ચોકની વચમાં વચમાં ક્યાંક ધનુષ્ય અને બાણના ભાથાં, તરવારો અને બખ્તરો લટકતાં હતાં. એક પાટલા ઉપર એક દીવો બળતો હતો. તેની પાસેનાજ બીજા પાટલા ઉપર કેટલાક પ્યાલા અને મદિરાનું મોટું પાત્ર પડયાં હતાં.

તે બન્ને ભાઇઓ મદિરા દેવીના ચુસ્ત અને કટ્ટા ઉપાસક હતા. બીજે દિવસે જે કામ કરવાનું હોય તેનો વિચાર તેઓ રાત્રેજ કરતા. તે વખતે ઉપરા ઉપરી દારૂના ભરેલા પ્યાલા પેટમાં પધરાવતા અને વાતચિત કર્યા કરતા. આવે વખતે ઘણું કરીને તેમની પાસે કોઇ રહેતુ.

નહિ. આજે તેઓ પોતાના વિવાહની બાબતમાં વાતચિત કરતા હતા. ચાર પાંચ વાર મદિરાને પેટમાં પધરાવી દીધા પછી તેમની વાતચિત રંગમાં આવી. આવુંજ બીજે પ્રસંગે પણ બનતું. આજે તો તેઓ મદિરાની બાબતમાં પોતાના નિયમનું ઉલ્લંઘન કરી ગયા હતા. તેઓ સારી રીતે મદિરાના વશમાં થઇ ગયા હતા. તે વખતેજ અજબસંગે પોતાના મોટાભાઇને ઉદ્દેશીને કહ્યું–" મોટાભાઈ! ગમે તે થાઓ પરંતુ આપણે પરણવું તો ખરૂંજ."

" હું તારી વાતને ટેકો આપું છું. ખરેખર આટલા દિવસ સુધી આપણે આ મહત્વની બાબતમાં કાંઇપણ વિચાર ન કર્યો એ આપણી મહા ભયંકર ભૂલ થઈ ગઇ. આપણા બન્નેની ઉમર આટલી થઇ અને હજુ પણ આપણે કુંવારાજ છીએ, એ સારૂં નહિ. ખરી રીતે જોતાં આપણે આ બાબતનો વિચાર ઘણા સમય પહેલાંજ કરવો જોઇતો હતો."

"હતું ખરૂં પણ તેમ ન થયું તેનો કાંઇ ઉપાય છે ખરો? હવે જો આપણે આ બાબતમાં ધ્યાન નહિ આપીએ તો આપણે મહા મહેનતે અનેક મુશીબતો વેઠીને જે સંપત્તિ ભેગી કરી છે તે શા કામની? આપણાં નામ આ પર્વત પ્રદેશના સરદારોની નામાવલીમાંથી ઓછાં થશે. શિવાય તે દિવસે મારા મનમાં કાંઇક જુદા વિચારો આવવા લાગ્યા."

" તે શું? તે વાત તેં મને કેમ ન કહી?" વજેસંગે ઉત્સુકતાથી પૂછયું.

" આપણે વખતો વખત જુદી જુદી જાતનાં સાહસ કરી બહુજ જોખમ ખેડીએ છીએ. થોડાજ દિવસ પહેલાં સરદાર સજ્જન અને દુર્જનની સાથે આપણે કેટલા બધા બેવકૂફ થઇને પ્રાણની પણ પરવાહ ન કરતાં લડતા હતા. આપણા કરતાં તેમની પાસે ઘણાજ વધારે સૈનિકો હતા. આપણે તે સમયે તેનો કાંઇ પણ વિચાર ન કરતાં એકદમ તેમની ઉપર તુટી પડયા. આ આપણું કેવું અવિચારી સાહસ હતું? સમજો કે તે વખતે જો કાંઇ નવા જુનું થયું હોત અથવા આપણે યુદ્ધમાં કામ આવી ગયા હોત તો આ સમયે આપણી આ સિંહગુફાની અને સંપત્તિની શી દશા થાત?" જરા વિચાર કરી અજબે કહ્યું.

" બરાબર છે. અજબ તારૂં કહેવું વ્યાજબી છે–ખરૂં છે. પરંતુ હવે આપણો તેમાં ઉપાય શો? આપણાં લગ્ન ન થવાનું કારણ આપણા નામોની નામોશી અને આપણો આ આટલો બધો દોર દમામજ છે.'

"અને તે સાંભળીને હું ઘણોજ ખુશી થાઉં છું તથા તે બાબતમાં મને અભિમાન પણ છે. આપણું નામ સાંભળતાંજ આપણી આસપાસના સરદારોએ થરથર ધ્રુજવુંજ જોઇએ અને જ્યારે આપણે તેવી નામના મેળવીશું ત્યારેજ હું જંપીને બેસીશ અને મારા અંતઃકરણનું ત્યારેજ સમાધાન થશે. આપણાં લગ્ન ન થવાનું કારણ ફક્ત એટલુંજ છે કે—આપણાથી બધા ડરે છે ! અને તેથીજ આપણને પોતાની કુમારિકાઓ આપતા નથી. એમ હોવાથી આપણે હવે સ્ત્રીઓ મેળવવાની કોશીશ કરવી જોઇએ—આપણે પરણવું જોઇએ. અજબ, બોલ, તે દિવસે શું મેં તેવું સાહસ કરી બતાવ્યું નથી ? મેં કેટલી બધી ચપળતાથી અને સાવચેતીથી સરદાર સજ્જનની કન્યાનું હરણ કર્યું હતું ?

"હા, તે દિવસે તમે બહુજ વખાણવા જેવું કાર્ય કર્યું એમાં તો જરાએ શંકા નથી. જો તે જુવાન વચમાં ન આવ્યો હોત તો તે સરદારની પુત્રી અત્યારે આ ગુફાની માલેક બની ગઇ હોત. ખરેખર વજેસંગ ભાઇ ! તમે તેને માટે બહુજ લાયક છો. કારણ કે તમે મારા કરતાં બહુજ રૂપાળા છો."

"ના તેમ નહીં. આ બાબતમાં આપણે તેની મરજી પ્રમાણે કરત. તે આપણામાંથીજ જેને પસંદ કરત તેજ તેનો પતિ થાત." આ સમયે તે બન્ને જણા ખુબ રંગમાં આવી મદિરાના નિશામાં બોલતા હતા.

"નારે ના. તેમ થવાથી તો અન્યાય થાત." પાટલા ઉપરથી મદિરાનું પાત્ર ઉપાડી અજબ ફરી બોલ્યો—" કારણ કે તુંજ તેનું હરણ કરી લઈ આવ્યો હોવાથી તેની ઉપર તારો હજુ પણ જો આપણે તેને અહીં લઇ આવીશું તો તેની ઉપર તારોજ હક્ક રહેશે—તે તારીજ ધર્મપત્ની થશે.

મોટા ભાઇ ! હું ખરૂં કહું છું કે તેની સાથે તમારૂં લગ્ન થશે તો હું બહુજ ખુશી થઇશ. તેને વ્હાલા ભાભી કહી બોલાવવાથી મને બહુજ સમાધાન અને આનંદ થશે." એમ કહી ને પ્યાલામાંની મદિરા પી ગયો.

"અને મને પણ આનંદ થશે પરંતુ તે સુંદર સુંદરી છે ક્યાં ?"

"મોટા ભાઇ ! ઉતાવળા ન થાઓ. ઉતાવળે આંબા પાકતા નથી. હવે આપણે આપણા મનની મુરાદ બર લાવવા માટે આ સમય ઘણોજ સરસ છે."

"તે કેવી રીતે ?"

"જુઓ, કુમાર ચંદ્રસિંહનો તો જાણે ઘાટ ઘડાઇ ગયો અને તે જુવાન છોકરો લલિતસિંહ પણ અંધારા કેદખાનામાં પડયો પડયો મરણની વાટ જોયા કરે છે. આપણું કામ સિદ્ધ કરવા માટે આ વખત બહુજ સગવડવાળો અને સરસ છે. આપણે જોત જોતામાં તેને અહીં લઇ આવીશું."

"પરંતુ દુર્જનસિંહનું કેમ? ઉપરાંત તેણે તેની ઉપર સખતમાં સખત ચોકી રાખી હશે. કારણ કે તેની સાથે તેનો વિવાહ કરવાનું પણ નક્કી થઈ ગયું છે. તે શિવાય તેનો બાપ સજ્જનસિંહ પણ એક કસાએલો અને શૂરવીર યોધ્ધો છે.

"આવી નકામી વાતોમાં કાંઇ માલ નથી."

એમ કહી અજબસિંહ એકદમ ઉભો થઇ ગયો અને પાટલા ઉપર જોરથી હાથ પછાડીને બોલ્યો—"બસ, હવે નિશ્ચય થઈ ચૂકયો! આપણે તે સુંદરીને મેળવવાની આપણાથી બનતી તમામ કોશીશો કરીશું."

"અને હું પણ કોશીશ કરીશ. હું તો તે અજયદૂર્ગની ઉંચી દિવાલ ઉપરથી કિલ્લામાં કૂદી પડીશ અને તે સુંદરીને ઉપાડી લાવીશ."

"તો હવે આપણો વિચાર નક્કી થઇ ચૂકયો. પણ અજબ! તે મજબુત કિલ્લામાં આપણે શી રીતે પેસી શકીશું? ત્યાં તો સખતમાં સખત પહેરા હશે તેનું કેમ?"

"તેથી શું થઈ ગયું? આપણે પહેરેગીરોથી જરાપણ ડરીશું નહિ. કિલ્લાના કમાડ ઉઘાડીને અંદર જઇ પહેરેગીરોના હાથપગ બાંધ્યા અને તેમના મોઢે ડુંચ્ચો માર્યો કે કામ ફત્તેહ! પછી આપણે તેમાંથી એકને મારી નાંખવાની બીક દેખાડીશું એટલે તે આપણને અચુક તે સુંદરીના શયનભુવનમાં લઇ જશે. પછી આપણે તેનું હરણ કરી અહીં લઇ આવીશું. બોલો, હવે આમાં કાંઈ કઠણ છે ખરૂં કે?

"શું કઠણ? અને તે પણ આપણા જેવા બહાદુરોને માટે? કાંઇ પણ કઠણ હોઇ શકે ખરૂં કે? અજબ! તારો જો ખરેખર તેવોજ વિચાર હોય તો અત્યારેને અત્યારે આપણે તેની કોશીશ કરીએ. નકામો વખત વીતાવવામાં સાર નથી. અત્યારેને અત્યારેજ આપણા સૈનિકોમાંથી દસ બાર સશક્ત સ્વારોને સાથે લઇ તે તરફ જઇએ. આપણો વિશ્વાસુ લાખો તે કિલ્લાના તમામ ખુણાખોંચરાઓથી માહિતગાર છે. તે આપણી સાથે હશે તો આપણને કોઇપણ જાતની અડચણ આવશે નહિ. આપણને અત્યારનો વખત પણ સર્વ રીતે અનુકુળ છે. કુમાર

ચંદ્રસિંહ કિલ્લામાં નથી, લલિતસિંહ કેદખાનામાં છે અને સરદાર સજ્જન તથા દુર્જનની ચિંતા કરવાની જરૂર નથી. કારણ કે તેઓ તો પડયા પડયા ઉઘતા હશે."

"ચાલો, હું સર્વ રીતે તૈયાર છું. **શુભસ્ય શીઘ્રમ્ !**"

એમ કહી બન્ને જણા ઉઠયા. લાખાને બોલાવી નક્કી કરવા મુજબની આજ્ઞા આપવામાં આવી. થોડાજ વખતમાં બાર સશસ્ત્ર સ્વાર સિંહગુફાના દરવાજાની પાસે આવીને ઉભા રહ્યા. વજેસંઘ અને અજબસંધ, એ બન્ને પણ શસ્ત્રાશસ્ત્રોથી સજ્જ થઇ દરવાજો ઉઘાડવા માટે જોઇતાં જરૂરનાં સાધનો લઇ તૈયાર થયા અને સિંહ-ગુફાના દરવાજે આવી પહોંચ્યા.

આ સમયે અર્ધી રાત થવાની લગભગ તૈયારી હતી. સિંહગુફાની એક ઓરડીમાં જાળીઆની પાસે વૃદ્ધા વનચરી નિસ્તબ્ધ થઇ બેઠી બેઠી વિચાર કરતી હતી. થોડા વખતમાં ત્યાંથી રવાના થનારા સશસ્ત્ર સૈનિકોને જોઇ તેને બહુજ અજાયબી ઉપજી. તે બાબતમાં તે કાંઇક વિચાર કરે તે પહેલાં તો સર્વ સૈનિકો સાથે તે બન્ને ભાઇઓ ત્યાંથી—અજયદુર્ગ તરફ—રવાના થઇ ગયા. જોતજોતામાં તે સર્વ લોકો ત્યાંથી અદ્રશ્ય થઇ ગયા.

---

## પ્રકરણ ૩૩ મું.

---

### " જવા દો, તે શૂરવીર યોદ્ધો છે ! "

અજયદુર્ગનો ત્યાગ કરતી વખતે લલિતસિંહની જે સ્થિતિ થઇ—તેના પ્રેમમય અંતઃકરણ ઉપર નિરાશાનો જે સખત આઘાત થયો તેનું શબ્દ ચિત્ર ચિતરવા આ લેખિની અસમર્થ છે. તેના વિચારોનું તોફાન એટલું બધું તો જબરદસ્ત હતું કે તે સમયે તે સહન કરવાની શક્તિ તેનામાં નહોતી. પોતાના વિચારોની જેવીજ ગતિ તેણે પોતાના અશ્વને આપી હતી. પોતે શું કરે છે, એ વિચારે તેના હૃદયને સ્પર્શ પણ કર્યો નહિ. તેના ઉપર પ્રેમ કરનાર કે સ્નેહ રાખનાર સંસારમાં કોઇ ન હોવાથી તેના મને સર્વ સંસાર શૂન્ય થઇ ગયો હતો. પોતે જે માર્ગ સ્વીકાર્યો છે, તે જોઇ પોતાના પરમ પવિત્ર પ્રેમના સ્થાનરૂપ પ્રભાવતીને આનંદ થયા વિના રહેશે નહિ, એ વિચાર મનમાં આવવાથી તેના અશાંત અને બેચેન હૃદયનું જરા વરા—નહીં જેવું—સમાધાન થતું.

લલિત જ્યારથી સાધારણુ રીતે કાંઈક સમજવા લાગ્યો હતો ત્યારથીજ તેનું હૃદય પ્રભાવતીના લોકોત્તર ગુણો તરફ ખેંચાયું હતું. પછી તેના નૈસર્ગિક સૌંદર્યની તેના ચિત્ત ઉપર છાપ પડી અને પછી તે વારંવાર તેના સહવાસમાં આવવાથી તે છાપ સજ્જડ થઇ ગઇ, તે તેને અનહદ પ્રેમથી ચાહવા લાગ્યો અને આખરે તેનો અન્ત પણુ આવી ગયો. તે પ્રેમને માટે તેણુ પોતાની ઉજ્વલ કીર્તિ અને કારકીર્દિ ઉપર કલંકનો કાળો ડાઘ લગાડી લીધો હતો છતાં તે બાબતમાં તેને કાંઇ પણુ લાગી આવતું :નહોતું.

જ્યારે લલિતસિંહ બન્ને સ્વારોની સાથે કિલ્લાની બહાર આવ્યો ત્યારે મધ્યરાત થઇ હતી. તેઓ કિલ્લામાંથી જે રસ્તે બહાર પડયા તે રસ્તો સિંહગુફાની પાસેજ થઇને જતો હતો. તેઓ જંગલની હદમાં પહોંચતાંજ દૂરથી ઘોડાઓના પગલાંનો અવાજ તેમના સાંભળવામાં આવ્યો. એટલે લલિતની સાથે આવેલા સ્વારોએ પોતાના ઘોડા ઉભા રાખ્યા અને આટલી રાત્રે કોણુ આવે છે, તે જોવા માટે ઝાડીના—જંગલના—એક નાકા ઉપર આવીને ઉભા રહ્યા. થોડાજ વખતમાં બાર ઘોડેસ્વારોની ટુકડી તે સ્વારોની પાસે આવી. તે સ્વારોને જોઈ ત્યાં આવેલી ટુકડીના નાયકે પોતાનો ઘોડો ઉભો રાખ્યો અને બીજા સ્વારોને ઘોડા ઉભા રાખવાનો હુકમ કર્યો.

" આ તો સિંહગુફાના માલેકો છે ! " નક્ષત્રોના ઝાંખા પ્રકાશમાં વજેસંધ અને અજબસંઘને ઓળખી લલિતના સ્વારો એકદમ અજાયબીથી બોલી ઉઠયા.

" કોણુ ? પ્રભાવતીનું હરણુ કરી જનાર દુષ્ટ લુંટારાઓ આવ્યા છે ? " પોતાના ઘોડાને આગળ કરી લલિતે કહ્યું.

" એ કોણુ બોલ્યું ? લલિતસિંહ કે ? " વજેસંઘે અનહદ આશ્ચર્ય પામી કહ્યું. જેને પોતે આ સમયે કેદખાનામાં પડેલો સમજતો હતો તેને ત્યાં જોઈ તેને અજાયબી ઉપજે એ સ્વાભાવિક છે. તે એકદમ આગળ આવ્યો અને બોલ્યો—" લલિતસિંહ ! ઘણું કરીને હવે તું મારા હાથમાંથી છુટી શકીશ નહીં. તે દિવસે તેંજ વચમાં પડીને મારૂં કામ તમામ બગાડી નાંખ્યું હતું. "

"હા. લુંટારાના સરદાર ! તે હુંજ છું અને તારે આવા નિંદનીય કાર્યથી શરમાવું જોઇએ. તું પોતાને શૂરવીર કહેવરાવે છે અને આવાં નીચ કૃત્યો કરે છે તે તારા શૌર્યને લાંછન લગાડનાર છે. "

" તેનો વિચાર મારે કરવાનો છે ! "

એમ કહી તેની સાથે લડવા માટે વજેસંઘ તેના ઘોડાની પાસે પોતાનો ઘોડો લઇ ગયો.

" એ લુંટારા ! ઘણી સારી રીતે પૂરેપૂરો વિચાર કર નહીં તો તારે પસ્તાવું પડશે. "

" એ નાદાન છોકરા ! બસ કર. શું તું આ બહાદુરના પરાક્રમને નથી જાણતો ? "

એમ કહી તેણે લલિતસિંહ ઉપર પોતાનો ભાલો ઉગામ્યો. તેની દરેક હિલચાલ ઉપર લલિતની પૂરેપૂરી નજર અને ધ્યાન હતાં. લલિતસિંહે તેના ઘોડાના મોઢા ઉપર એવા તો જોરથી એક પાટું માર્યું કે જેથી તે ઘોડો જેટલા જોરથી આગળ દોડી આવ્યો હતો તેટલાજ જોરથી પાછો હઠી ગયો.

" વજેસંઘ ! જો તારી ઇચ્છા મારી સાથે લડવાનીજ હોય તો ચાલ, તું એકલોજ આગળ આવી જા ! "

" ઠીક છે–તું પણ તૈયાર થઇ જા ! " એમ કહી તેણે પોતાના સ્વારોને આઘા થઇ જવાનું કહી પોતે પુનઃ લલિતની ઉપર હુમલો કરવા આગળ ધસી આવ્યો, તે બહુજ દમામથી આગળ આવ્યો. તેને સામે આવેલો જોતાંજ લલિતસિંહે એકદમ તરવાર મ્યાન બહાર કાઢી. લલિત પાસે તરવાર શિવાય બીજું કાંઈ પણ શસ્ત્ર નહોતું. તેની સામે લડવા આવેલા સર્વ સૈનિકો તમામ શસ્ત્રાસ્ત્રોથી સજ્જ થએલા હતા. પોતાના દુસ્મનની પાસે પુષ્કળ સૈનિકો છે, તેઓ કસાએલા યોદ્ધાઓ છે–સશસ્ત્ર છે–એજ બાબતમાં તેને કાંઇ પણ લાગ્યું નહિ. ઉલટો તેને એક જાતનો મુગ્ધ આનંદ થયો. પ્રભાવતી તરફ તે જે નીચતાથી વર્ત્યો છે તેને માટે શિક્ષા કરવાનો પોતાને પ્રસંગ મળ્યો, એ વિચાર તેને આવવાથી ખરેખર લલિતના આનંદનો અવધિ થયો. થોડાજ સમયમાં તે આનંદમાં એટલો બધો તો વિચિત્ર ફેરફાર થઇ ગયો કે–આ વખતે સાક્ષાત્ પ્રભાવતી તેની પાસે ઉભી છે અને તે વજેસંઘે પોતાના કરેલા અપમાનનો બદલો લેવા પોતાને અત્યંત આજીજીથી કહે છે–એમ તેને લાગવા લાગ્યું. એજ વિચારમાં તેણે એકદમ પોતાની સમશેરને મ્યાનમાંથી બહાર કાઢી.

લલિતસિંહ સાથે યુદ્ધની શરૂઆત થતી વખતે તેના પરિણામની બાબતમાં વજેસંઘ બહુજ બેફિકર જણાતો હતો પરંતુ થોડાજ વખતમાં તેનો તે ભ્રમ દૂર થઇ ગયો. લલિતસિંહ દેખાવમાં જો કે જુવાન લાગતો હતો પણ તેનામાં અસાધારણ શૂરવીરતા છે, એ વાત થોડાજ

સમયમાં વજેસંઘના જાણુવામાં આવી ગઈ. વિદ્યુલ્લતા પ્રમાણે તે બન્નેની સમશેરો ચમકવા લાગી. બન્ને જણાઓ એક બીજા ઉપર બહુજ સફાઇથી અને કુશળતાથી વાર કરવા લાગ્યા. લલિતસિંહનું યુદ્ધકૌશલ્ય જોઇ અજબસંઘ અને તેના સૈનિકો આશ્ચર્યચકિત થયા વિના રહ્યા નહીં. લલિતની સાથે આવેલા બન્ને સ્વારોને આવા મહાન્ શૂરવીરને પોતે પોતાના માલેકના હુકમ ઉપરથી મારી નાંખવાના હતા, એ બાબતમાં બહુજ શરમ આવી. આવા શૂરવીર યોદ્ધાની ઓથમાં રહી પોતે પણ યુદ્ધ કરવું, એવો વિચારો પણ તે બન્ને સ્વારોના મનમાં આવ્યો. તે બન્ને જણાઓ ઘણો વખત સુધી બહુજ કૌશલ્યથી યુદ્ધ કરતા હતા. લલિત પોતાના હરીફ ઉપર એક જબરદસ્ત વાર કરવાની ઉત્સુકતાથી વાટ જોતો હતો. આખરે તેને તેવો વખત મળ્યો અને તેણે પણ બહુજ સાવચેતીથી તેનો સત્વર લાભ લીધો. તેણે બહુજ શૌર્યથી તેની ઉપર તરવારનો એક એવો તો વાર કર્યો કે જેથી વજેસંઘના હાથમાંની સમશેર આઘે જઇ પડી. શસ્ત્રરહિત થતાંજ વજેસંઘ ગભરાયો—ગુંચવાયો. તે સમયનો લાભ લઈ લલિતે તેના મસ્તક ઉપર એવા જોરથી એક મુષ્ટિપ્રહાર કર્યો કે જેથી વજેસંઘ તત્કાળ બેભાન બની ઘોડા ઉપરથી નીચે પછડાયો. " શસ્ત્રરહિત શત્રુ શરણે આવેલા જેવો છે. " મૂર્છા આવીને પડેલા વજેસંઘ તરફ ઇશારો કરી લલિતસિંહે અજબસંઘને કહ્યું.

પોતાના ભાઇની આવી સ્થિતિ થએલી જોતાંજ અજબસંઘ શા વિચારો કરતો હતો ? પોતાનો ભાઇ પડયો એમ તેને લાગ્યું અને તેના સ્વારોને લાગ્યું કે—પોતાનો માલેક પડયો. તે સર્વેએ એકદમ બહુજ જોરથી લલિત ઉપર હુમલો કર્યો. તે વખત બહુજ કટાકટીનો હતો. એકદમ પોતાની આસપાસ ઘેરો પડલો જોઇ લલિત થોડી વાર ગુંચવાયો. તેની આ સ્થિતિ તેની સાથે આવેલા બન્ને સ્વારોના ધ્યાનમાં આવતાંજ તેઓ પોતાના માલેકના હુકમને ભૂલી જઇ એકદમ લડવા માટે કૂદી પડયા.

" એ દુષ્ટ તેં મારા ભાઈનું આ શું કર્યું ? " લલિત ઉપર વાર માટે પોતાની સમશેર ઉગામી અજબસંઘે કહ્યું.

" તેને યોગ્યજ સજા કરવામાં આવી છે. " તેનો વાર પોતાની તરવાર ઉપર ઝીલી લઇ લલિતે શાન્તપણે જવાબ આપ્યો.

ફરી તરવારો ખખડવા લાગી. પોતાના માલેકે લલિતને અટકાવેલો જોતાંજ બીજા બધા સૈનિકો લલિતના બે માણસો ઉપર ધસ્યા પરંતુ તેમનું

યુદ્ધ વધારે વખત ચાલ્યું નહિ. થોડીજવારમાં તે બન્ને સ્વારો મરાયા. તે જોતાંજ—લલિતની હિંમત જરા જરા છૂટવા લાગી. હવે પોતે આટલા બધા—પોતાથી બારગણા દુશ્મનની સામે પોતે ટકી શકશે નહિ, એમ તેને લાગવા લાગ્યું. એક પળને માટેજ પોતાની ઉપર આવનારા ભયંકર સંકટનો વિચાર કરી એકદમ લલિતસિંહે પોતાના ઘોડાને એડી મારી અને પોતાની આસપાસ પડેલા ઘેરાને તોડી તે બહુજ વેગથી, વાયુના વેગથી નીકળી ગયો.

"થોભી જાઓ. કોઇ પણ તેની પુંઠ પકડશો નહિ." પોતાના કેટલાક સ્વારોને તેની પુંઠ પકડતા જોઇ અજબસંઘ મોટેથી બોલી ઉઠયો. તે ફરી બોલ્યો—

"તેને જવા દો જુવાન એક મહાન્ શૂરવીર યોધ્ધો છે—તે દુશ્મન છે પણ દાનો છે. તે એકલાની ઉપર બાર જણાઓએ હુમલો કરવો, એ શૂરવીર પુરૂષનું લક્ષણ નથી. તેને સુખેથી જવા દો. તે અત્યાર સુધી ખરેખર મારા મોટાભાઇ અને મારી સાથે બહુજ વીરતાથી લડયો છે. તે નાનો છે છતાં તેનામાં શક્તિ વધારે છે અને તે એક વીરપુરૂષ છે—મહાન્ શૂરવીર—યોધ્ધો છે! માટે તેને જવા દો. તેની પુંઠ પકડવાની જરૂર નથી."

એમ કહી તે બેભાન થઇ પડેલા પોતાના ભાઇની પાસે ગયો.

---

## પ્રકરણ ૩૪ મું.

### "પાછો કિલ્લામાં ચાલ્યો જા!"

દુશ્મનોના ઘેરામાંથી છટકીને વાયુ વેગે લલિતે પોતાના ઘોડાને દોડતો મૂકી દીધો. તેણે થોડાજ વખતમાં એક જંગલમાં પ્રવેશ કર્યો પણ પોતાના ઘોડાને થોભાવવાનો જરા પણ પ્રયત્ન કર્યો નહિ. પોતાના સ્વાર તરફથી ગમે તેવા વેગે જવાની—અને ગમે ત્યાં લઇ જવાની—છુટ મળતાંજ તે ઘોડો ચમકયો. થોડીવારમાંજ તે લલિતના કાબુમાંથી જતો રહ્યો. તે એટલી બધી ગીચ ઝાડીમાં થઇને દોડવા લાગ્યો—એટલા બધા વેગથી દોડવા લાગ્યો—કે પોતાને પોતાનો ઘોડો કઇ તરફ લઇ જાય છે, કઇ દિશાએ જાય છે, તે લલિતના ધ્યાનમાં આવી શક્યું નહીં. વચમાં વચમાં રસ્તાની આજુબાજુ આવેલા વૃક્ષની ડાળીઓ તેના હાથ ઉપર અને મસ્તક ઉપર લાગવા માંડી ત્યારેજ લલિતસિંહે ઘોડાને થોભાવવાની કોશીશ કરી પરંતુ તેમાં

તે સફળ થયો નહિ. તે ભડકી ગએલો પ્રાણિ તેના કબજામાં ન આવ્યો તે નજ આવ્યો. તે દોડેજ જતો હતો. આખરે કોણ જાણે શાએ કારણથી ઘોડો પોતાની મેળેજ એકદમ થોભી ગયો. તરતજ લલિત ઘોડા ઉપરથી નીચે ઉતર્યો. પોતે કયાં આવી ચડયો છે, તે જાણવા માટે તેણે ચારે તરફ નજર ફેરવી. ત્યારે તે જગ્યા જાણીતી છે, એમ તેને જણાયું. ત્યાંથી લગભગ દોડસો હાથ છેટે તેને સ્ફાટિકસ્તંભ દેખાયો.

તે તરફ તેની નજર જતાંજ થોડા દિવસ પહેલાં પોતે એક દુર્ભાગી મનુષ્યની પાછળ પાછળ અદ્‌ભુત શક્તિની પ્રેરણાથીજ આવા રાત્રિના ભયાનક સમયે અહીં આવ્યો હતો, એ વિચાર તેને આવ્યો. સ્વાભાવિક રીતે લલિતસિંહના હૃદયમાં તે સ્તંભને માટે પૂજ્યબુદ્ધિ અને સન્માનબુદ્ધિ ઉત્પન્ન થઇ. પોતે એકાદ પૂજ્ય મનુષ્યના નિવાસસ્થાનમાં આવ્યો છે, એમ તેને લાગવા માંડયું. તેજ સ્થાને મર્હુમ અજયદૂર્ગાધિપતિ કિશોરસિંહ અને તેની ધર્મપત્નીના ખૂન થયાં હતાં, એટલુંજ તે જાણતો હતો. સરદાર કિશોરસિંહ અજયદૂર્ગના અત્યારના અધિપતિ દુર્જનસિંહનો મોટો ભાઈ હતો. તે શિવાય તે બાબતમાં તે કાંઇ પણ જાણતો નહોતો. તે જેમ જેમ તે સ્તંભ તરફ જોવા લાગ્યો તેમ તેમ તેના પ્રત્યે તેના મનમાં વધારે ને વધારે પૂજ્યબુદ્ધિ ઉત્પન્ન થવા લાગી. ઘણો વખત થઇ ગયો છતાં તે, તે સ્તંભ તરફ એકાગ્રચિત્તે અને એકાગ્રદૃષ્ટિએ જોઇ રહ્યો. લલિતની દૃષ્ટિ તે સ્તંભ તરફ અચળ થઇ. એટલામાં તે સ્તંભની આસપાસ ચમત્કારિક પ્રકાશ ફેલાયો.

ધીમે ધીમે તે પ્રકાશ તેજસ્વી થતો ગયો. થોડીજવારમાં તે સ્તંભની પાછળથી એક પુરૂષની અને એક સ્ત્રીની એમ બે આકૃતિઓ આગળ આવવા લાગી. લલિતસિંહે તે તરફ જોતોજ હતો. ફક્ત તેનો ઘોડો મોટેથી ખુંખારા કરતો હતો. થોડાજ વખતમાં તે આકૃતિ લલિતની પાસેજ આવીને ઉભી રહી અને આશિર્વાદ આપતી હોય તેમ પોતાનો લાકડા જેવો હાથ તે સ્ત્રી આકૃતિએ ઉંચો કર્યો. પછી તે આકૃતિએ પોતાના હાથની આંગળીઓના ટચાકા ફોડયા. તેનો અવાજ લલિતસિંહના સાંભળવામાં આવ્યો. તે સ્ત્રી આકૃતિ પાછી વળી. ત્યાર પછી બીજી આકૃતિ તેની પાસે આવી. આ આકૃતિને લલિતસિંહે જોએલી હોવાથી તેનો તેને જરા પણ ભય લાગ્યો નહિ. તે આકૃતિએ આગળ આવીને પોતાનો હાથ ઉંચો કર્યો અને

અજયદુર્ગ તરફ ઇશારત કરી. તેનો અર્થ પ્રથમ તો લલિતસિંહના ધ્યાનમાં આવ્યો નહિ. ફરી તે આકૃતિએ અજયદુર્ગ તરફ હાથ લંબાવી ઇશારત કરી અને તેનો અર્થ તત્કાળ લલિતના જાણુવામાં આવી ગયો. તે શું? એજ કે—"પાછો કિલ્લામાં ચાલ્યો જા!"

આવો અર્થ લલિતના ધ્યાનમાં આવતાંજ તે આશ્ચર્યચકિત થયો અને બહુજ ગુંચવાઈ ગયો. પોતે કેદખાનામાંથી ન્હાસી જતો હોવાથી હવે ત્યાં શી રીતે જવું, એવો વિચાર આવવાથી તે જરા ગુંચવાયો—મુંઝાયો. લલિતસિંહની આવી સ્થિતિ તરફ જરાએ ધ્યાન ન આપતાં તે આકૃતિ ફરી ફરીને ઇશારત કરવા લાગી. ત્યારેજ લલિતસિંહને ખાત્રી થઇ કે પોતે એક દૈવિ—ચમત્કાર જુએ છે. તે તરતજ પાછો ઘોડા ઉપર સ્વાર થયો. તે સાથેજ ઘોડો અજયદુર્ગના રસ્તે પોતાની મેળેજ ચાલવા લાગ્યો. લલિતે પાછું વાળીને તે સ્ફાટિકસ્તંભ તરફ જોયું તો તેણે એક પળ પહેલાં જોએલા દેખાવમાંથી ત્યાં કાંઈ પણ નહોતું! તે ધીમે ધીમે અજયદુર્ગની પાસેને પાસે આવવા લાગ્યો. પોતાને પાછા કિલ્લામાં ચાલ્યા જવાનું કહેવામાં તે અદ્‌ભુત આકૃતિનો શો ઉદ્દેશ હશે, એ બાબતમાં તેને કાંઇ પણ કલ્પના થઇ શકતી નહોતી. પોતે કેદખાનામાંથી પોતાના ઉજ્વળ નામને લાગેલું કલંક ગ્યેગ્ય રીતે ધોઇ નાંખ્યા શિવાય એક કાયરની જેમ ત્યાંથી ન્હાસી જાય છે, એ વાત તે આકૃતિને ગમી નહીં હોય તેથી તેણે પાછા કિલ્લામાં જવાનું સૂચવ્યું હશે, એમ તેણે પોતાની શંકાનું સમાધાન કર્યું. શું તે સમાધાન સત્ય હતું?

કિલ્લાના પ્રવેશદ્વાર પાસે આવતાંજ તેને કિલ્લામાંથી મોટ મોટી બુમો સંભળાઇ. તે સાંભળી લલિતસિંહને બહુજ અજાયબી લાગી. એટલામાં તો મૂર્છિત થએલી પ્રભાવતીને લઇ એકાએક વજેસંઘ કિલ્લાના દરવાજામાંથી બહાર આવ્યો. તેને જોતાંજ કિલ્લામાં બનેલા બનાવની બાબતમાં લલિતસિંહે કલ્પના કરી લીધી.

ખીજાએલા સિંહની જેમ ગર્જના કરતો લલિતસિંહ પ્રભાવતીને વજેસંઘના હાથમાંથી છોડાવવા માટે ઘોડા ઉપરથી એકદમ નીચે કૂદી પડયો.

---

## પ્રકરણ ૩૫ મું.

### ધર્મ કરતાં ધાડ!

"ઓ જુલ્મી લુંટારા! ઉભો રહે!"

આ પ્રમાણે લલિતસિંહે તે લુંટારા વજેસંધને કહ્યું. તે સાંભળી વજેસંધ એકદમ ચમકયો. પોતે મહા મહેનતે મેળવેલો શિકાર હાથમાંથી છટકી જશે, એમ લલિતસિંહને જોતાંજ તેને જણાઇ આવ્યું છતાં તેણે હિંમત છોડી નહીં. પોતાની ડાબી બગલમાં મૂર્છિત થએલી પ્રભાવતી મજબૂત પકડી અને જમણા હાથમાં તરવાર લઇ તે લલિત ઉપર ઉગામી અને બોલ્યો—"ઓ છોકરા! તું ફરી મારા રસ્તામાં આડો આવ્યો. આજે હું તને તેનો સ્વાદ ઘણીજ સારી રીતે ચખાડીશ. વારે વારે મારા રસ્તામાં આવી મને નડનારા કાંટાને હું જડમૂળમાંથી ઉખેડીને તેનો સંસારમાંથી સદા સર્વદાને માટે નાશ કરી નાખીશ. હવે લલિત! આ મારો ઘા સંભાળ!" એમ કહી તેણે પોતામાં જેટલી શક્તિ હતી તેટલી એકઠી કરી લલિતની ઉપર તરવારનો વાર કર્યો.

તત્કાળ એક નિમિષમાત્રનો પણ વિલંબ ન કરતાં લલિતસિંહ લગભગ પાંચ હાથ દૂર ખસી ગયો અને વજેસંધનો વાર ખાલી ગયો. જો તે ઘા લલિત ઉપર પડયો હોત તો લલિતના સોએ સો વર્ષ પૂરાં થઇ જાત. પોતાની ઉપર કેવો પ્રસંગ આવ્યો છે, તે ધ્યાનમાં આવતાંજ લલિતના શરીરમાં અપાર શૌર્યનો સંચાર થયો. તરતજ લલિતની વિજયી તરવાર વિદ્યુલ્લતા પ્રમાણે ચમકવા લાગી. પોતાનો પહેલો વાર ખાલી ગયો છે, તે જોતાંજ વજેસંધે ફરી પોતાની તરવાર હવામાં ચમકાવી. લલિતસિંહ તેના ઉપર વાર કરે તે પહેલાંજ વજેસંધનો બીજો વાર તેની ઉપર આવ્યો અને તે લલિતસિંહે પોતાની સમશેર ઉપર ઝીલી લીધો. તે સાથેજ બન્ને તરવારોમાંથી ખણણ એવો અવાજ નિકળ્યો. તે સાથેજ વજેસંધના હાથમાંની તરવાર દૂર જઇ પડી. પોતાના મોટાભાઇને શસ્ત્રરહિત થએલો જોતાંજ અજબસંઘ અને તેનો નોકર લાખો, બન્ને જણા તેની મદદે દોડી આવ્યા. તે બન્ને જણા એકદમ—વજેસંધને એકદમ—બાજુએ ખસેડી દઇ લલિતસિંહની સામે આવીને ઉભા રહ્યા. ત્યારે લલિતસિંહ સ્થિતિ સુડી વચ્ચે સોપારી જેવી થઇ. જો તે વજેસંધ તરફ ધ્યાન ન આપે તો તેના પ્રાણ સમાન પ્રિય પ્રભાવતીને તે લઇ જાય અને

જો અજબસંઘ તથા લાખા તરફ ધ્યાન ન આપે તો પોતાના પ્રાણ હરાઇ જાય. તે વખતે તેના શરીરમાં એટલું બધું તો શૌર્ય આવ્યું કે તે ત્રણેને ભારે થઇ પડયો. લાખાને તરવારના એકજ ઘાથી તેણે જમીન ઉપર પછાડયો અને પછી બહુજ સફાઇથી અજબ ઉપર બે વાર કર્યા. આ વખતે તે યુવક યોદ્ધો બીજા યમરાજની જેવો લાગતો હતો. અજબસંઘ જો કે શૂરવીર હતો છતાં તે લલિતના વારને રોકી શકયો નહિ. તેના જમણા હાથ ઉપર સખત ઘા થયો. તે સાથેજ તે નિશ્ચેષ્ટ થઇ પૃથ્વીમાતાના પ્રેમમય ખોળામાં પોઢી ગયો. એટલામાં વજેસંઘના બીજા બે સ્વારો કિલ્લામાંથી બહાર આવ્યા અને તેમણે લલિતસિંહ ઉપર સખત હુમલો કર્યો. પરંતુ થોડીજ વારમાં તેમનાં મસ્તકો હવામાં ઉડી ગયાં અને ધડ્ ધડ્ કરતા કે જમીન ઉપર પછડાઇ પડયા. ત્યાર પછી લલિત વજેસંઘ તરફ દોડયો. તેની સાથે લડીને આખરે તે બેભાન બની જતાંજ તેના બાહુપાશમાંથી પ્રભાવતીને તેણે લઇ લીધી. તેજ વખતે તે ભયભીત ભામિનીએ આંખો ઉઘાડી. પોતે લલિતસિંહના—પોતાનો છુટકારો કરનાર પરિચિત પ્રિયતમ લલિતસિંહના—બાહુપાશમાં છે, તે જોઇ તેણે એક આનંદનો ધ્વનિ કર્યો અને અનુપમ—અવર્ણનીય—આનંદના આવેગમાં આવી જઇ પોતાના બન્ને હાથ તેના ગળામાં નાંખી તેની સાથે વિંટાઇ ગઇ.

આ સુખદ સ્થિતિ વધારે ટકી શકી નહીં. આખા દુર્ગમાં એક સરખી રીતે ગડબડ થતી જોઇ વજેસંઘના સ્વારો કિલ્લામાંથી બહાર આવ્યા. આટલા વખતમાં પોતાનો માલેક પ્રભાવતીને લઇ બહુજ દૂર જઇ પહોંચ્યો હશે, એમ તેમને લાગતું હતું પણ તે તેમનો ભ્રમ કિલ્લામાથી બહાર આવતાંજ દૂર થઇ ગયો. ત્યાંનો ભયંકર દેખાવ જોઇ તે સ્વારો સ્તંભિત થઇ ગયા. વજેસંઘ હતવીર્ય થઇ એક બાજુએ પડયો છે, બીજી બાજુએ રક્તથી ખરડાએલો અજબસંઘ પડયો છે, તેમની આસપાસ બીજા ત્રણ સ્વારોનાં લોહીમાં તરબોળ થએલાં મડદાંઓ પડયા છે અને લલિતસિંહ પ્રભાવતીને પોતાની બાથમાં લઇ તે ભયંકર દેખાવ જોતો નિર્ભયપણે અચળ પર્વતની જેમ ઉભો છે, એવો તે રૌદ્રરસમય દ્રશ્ય જોઇ તેઓની મતિ મુંઝાઇ ગઇ.

દુશ્મનના બીજા સશસ્ત્ર સૈનિકોને આવેલા જોતાંજ લલિતે પ્રભાવતીને પોતાની પાછળ ઉભી રાખી અને બોલ્યો—" પ્રભાવતી! તું જરા પણ ડરીશ નહીં. મારી પાછળ નિશ્ચિંત થઇને ઉભી રહે.

જ્યાં સુધી મારા શરીરમાં પ્રાણ છે ત્યાં સુધી હું તારો એક પણ વાળ વાંકો થવા દઇશ નહીં, માટે પ્રભા! તું નિર્ભય થઇ જા!" એમ કહી તેણે પુનઃ પોતાની વિદ્યુલ્લતાની જેમ ચમકતી સમશેર હવામાં ફેરવી.

અહાહા! તે વખતનો દેખાવજ અવર્ણનીય હતો. ભયભીત થએલી કુમારિકા તે શૂરવીર—લલિત—ને વિજય મળે તે માટે અનન્ય ભાવે પરમકૃપાળુ પરમાત્માની પ્રાર્થના કરતી પવિત્ર દેવાંગનાની જેમ તેની પાછળ ઉભી હતી. તેનો કેશકલાપ છુટો થઇ નિતંબ ભાગ સુધી પ્રસરી ગયો હતો. કોમળ કેશ વિખરાઇ જઈ તેના ગુલાબી ગાલ ઉપર આવેલા હોવાથી તે સમયે તેના મુખને—જો કે તે ભયથી નિસ્તેજ થયું હતું છતાં તે ઉપર કોઇક અનેરૂં—સૌંદર્ય પ્રાપ્ત થયું હતું. તેણે ઉજવલ-ધવલ વસ્ત્ર પરિધાન કરેલાં હોવાથી સાક્ષાત્ યુદ્ધદેવીજ પોતાના પ્રિય યોદ્ધાને ઉત્તેજન આપવા ત્યાં હાજર થઇ હોયની, એવો ભાસ થતો હતો. દુશ્મનના રક્તથી સર્વ શરીરે રંગાયેલો લલિતસિંહ દુશ્મનોના હૃદયના રક્તામૃતનું પાન કરવા માટે ઉત્સુક થએલી બુભુક્ષિત (ભૂખી) થએલી પોતાની—યમરાજની જિહ્વા જેવી—સમશેર જમણા હાથમાં મજબૂત પકડીને ત્યાં ઉભો હતો.

પોતાના માલેકોની થએલી દુર્દશા જોઇ તે સશસ્ત્ર સૈનિકો લલિતસિંહ ઉપર હુમલો કરવા તેની પાસે આવવા લાગ્યા. પોતાની જવાબદારી અને જોખમદારીને સારી રીતે જાણી લઇ તે જુવાન યોધ્ધો દુશ્મનોની સાથે યુદ્ધ કરવા લાગ્યો. થોડીજવારમાં તેણે પોતાના દુશ્મનોમાંથી બેને ઓછા કરી નાંખ્યા. એટલામાં પ્રભાવતીએ એક હૃદય ભેદક કારમી ચીસ પાડી. લલિતની ઉપર એકદમ ચારે તરફથી થનાર ભયંકર તરવારના વાર જોતાંજ તે નાહિંમત બની ગઇ. લલિતે દુશ્મનોના વાર ચુકવવા માટે પોતાની તરવાર આડી ધરી. આ વખતે લલિતનું કમનસીબ જાગી ઉઠયું. તેની તરવાર એકદમ તુટી ગઇ અને થોડીજ પળમાં તે બેભાન બની પ્રભાવતીના પગની પાસેજ પછડાઇ પડયો. એટલે ફરી પ્રભાવતીએ એક કારમી ચીસ પાડી. આવી રીતે લલિતસિંહને ધર્મ કરતાં ધાડ નડી!

# પ્રકરણ ૩૬ મું.

---

## લલિતસિંહનું શું થયું?

જ્યારે લલિતસિંહ શુદ્ધિમાં આવ્યો ત્યારે સંધ્યા સમય થયો હતો. પોતે ક્યાં આવ્યો છે, તે જોવા-જાણવા—માટે તેણે ચારે તરફ નજર ફેરવી. તે અજયદુર્ગમાંના પોતાનાજ ઓરડામાં એક શય્યા ઉપર પડયો હતો. તેના મસ્તકે ધોળો પાટો બાંધેલો હતો. પોતે અહીં શી રીતે આવ્યો, તેનીજ તેને કલ્પના થતી નહોતી. કદાચિત્ પોતે સ્વપ્નમાં હોય અને પહેલાંની જેમ કોઇ દૈવી ચમત્કાર જોતો હોય એમ તેને લાગવા માંડયું. તેણે આંખો બંધ કરી લીધી. એટલામા પોતે જે પલંગમાં સુતો છે, તેનો પડદો ખસેડાયાનો તેને ભાસ થયો. તેણે આંખો ઉઘાડીને જોયું તો તેને દેખાયું કે પ્રભાવતીની પરિચારિકા મધુરી પોતાની તરફ શંકિત મુદ્રાએ જોતી ઉભી છે. લલિતે ફરી આંખો ઉઘાડી. તે જોઇ મધુરીને બહુ હર્ષ થયો. તેણે એકદમ પાછું વાળીને ત્યાં આવેલા વૃદ્ધચારણ તરફ જોયું અને આનંદથી બોલી—"જુઓ—જુઓ, ચારણરાજ ! લલિતસિંહ શુદ્ધિમાં આવ્યા."

"ચૂપ રહો ! બહુ મોટેથી બુમો ન પાડો ?" એમ કહી તે ચારણ લલિતની શય્યા પાસે આવ્યો. તેણે થોડા વખત સુધી લલિત તરફ પ્રેમભરી નજરે જોયું અને બોલ્યો—"હે પરમાત્મા ! તને ધન્ય છે. તારી લીલા અકળ, અગમ્ય અને અગોચર છે. મધુરી, હવે આપત્તિનો અન્ત થયો. હવે ખરેખર આ નીરોગ થશે."

"પ્રભાવતી સહિસલામત છે ને ?" લલિતે અત્યંત ધીમે સ્વરે પ્રશ્ન પૂછયો. તેના તરફથી થએલો પ્રશ્ન જો કે ઘણોજ ધીમો હતો છતા પોતે પૂછેલા પ્રશ્નનો પ્રત્યુત્તર સાંભળવા પોતે કેટલો બધો ઉત્સુક છે, તે દેખાડતો હતો.

"હા. કુમાર ! પ્રભાવતીબા સુરક્ષિત છે. તે તમારે લીધેજ આજે સુરક્ષિત છે; તમે તેના ઉપર કરેલા ઉપકારોનું હજુ પણ તે તેના પિતાની પાસે-સ્મરણ કરે છે. તે દુષ્ટના હાથમાંથી તેને છોડાવતી વખતે જે શૌર્ય તમે ગજાવ્યું હતું તેના તે એક સરખી રીતે ગુણગાન કર્યા કરે છે. લલિત ! તમારા લોકોત્તર શૌર્યથી તેની તે વિકટ પ્રસંગમાંથી મુક્તિ થઇ નહીં તો આજે કોણ જાણે શું એ થાત ?"

"અરે મધુરી ! તું જો આમ બોલ બોલ કરતી રહીશ તો

તેથી તેઓને નુકસાન થશે." મધુરીને બોલતી અટકાવી વૃદ્ધ ચારણે વચમાંજ કહ્યું.

"નહીં. આપની સમજ ફેર થાય છે. જે વાતોથી તે અજાણ્યા છે તે વાતો જો તેમને કહેવામાં નહીં આવે તો તેથી નુકસાન થશે."

"શો બનાવ બન્યો તે આપણા સરદાર સાહેબના જાણવામાં આવ્યો છે?" લલિત ફરી પૂછ્યું.

"હા, પ્રભાવતીબાએ તેમને તમામ હકીકત કહી સંભળાવી છે. તમે એકલાએજ અનેક સશસ્ત્ર સૈનિકો સાથે બહુજ શૂરવીરતાથી યુદ્ધ કર્યું તે તમામ વાત સરદાર સાહેબના જાણવામાં આવી ગઈ છે. તે વાત સાંભળી લલિતને એક ક્ષણને માટે આનંદ થયો. પ્રભાવતીના છુટકારામાં પોતે કારણભૂત થયો તેથી તેને પ્રથમથીજ આનંદ તો થતોજ હતો અને તેમાં પણ મધુરીની વાત સાંભળી—પોતાની પ્રિયતમા પ્રભાવતીના મુખે પોતાની શૂરવીરતાનું થએલું વર્ણન સાંભળી—તેને કેટલો બધો આનંદ થયો હશે, તેની કલ્પના કરવી મુશ્કેલ છે. તે આનંદમાં આવી જઇ આંખો બંધ કરી શાન્ત થઇ પડયો.

"પણ તે ચાંડાળો એકાએક કિલ્લામાં કેવી રીતે આવ્યા?" થોડીવાર ચુપ રહ્યા પછી લલિતે પૂછ્યું.

"તે હું તમને કહું છું. તે દુષ્ટોએ પ્રથમ તો દરવાજાની સાંકળ ઉખેડી નાંખી અને કિલ્લામાં પ્રવેશ કરી પ્રથમ તમામ પહેરેગીરોને નિઃશસ્ત્ર કર્યા. તેમના હાથપગ બાંધી એકેકને તરવારોથી વિંધી નાંખ્યા. આમ કરીને તેઓએ સિપાઇઓને ભયભીત કર્યા. પછી તેઓ એક પહેરેગીરને સાથે લઇ પ્રભાવતીના નિવાસસ્થાન તરફ આવ્યા." ચારણે કહ્યું.

"હવે પછીની હકીકત હું કહું છું. લલિતસિંહ! તે પ્રસંગ હું કોઇ કાળે ભૂલીશ નહિ. હું પ્રભાવતીબાથી થોડેક છેટે ઉંઘતી હતી તે એકદમ જાગી ઉઠી. મને ગડબડ સંભળાઇ અને મેં આંખો ઉઘાડીને જોયું તો મને જણાઇ આવ્યું કે—તે બન્ને દુષ્ટ ભાઇઓએ પ્રભાવતીને શય્યા ઉપરથી ઉપાડી લીધી હતી. તે જોઇ હું બહુજ ભયભીત થઇ ગઇ. પ્રભાવતીને ન લઇ જવા માટે મેં તેમને અનેક વિનંતિઓ કરી, ખોળા પાથર્યા, પગે પડી પણ તે પાષાણહૃદયી નરરાક્ષસોને મારી કે પ્રભાવતીની લેશ માત્ર પણ દયા ન આવી. આખરે મેં મોટેથી બુમો પાડવા માંડી પણ તેમાંના લાખા નામના માણસે મારા મસ્તકે મુષ્ટિપ્રહાર કર્યો અને હું બેભાન થઇ ગઇ!" મધુરીએ કહ્યું.

" મધુરી ! તેનો મેં પૂરેપૂરો બદલો તેમની પાસેથી લીધો છે. તે પ્રથમ મારી નજરે પડ્યો અને મારી શમશેરનું બળીદાન થઇ ગયો. વારુ, પછી શું થયું ? " લલિતે પુછ્યું.

" મારી બૂમો સાંભળી દુર્ગમાંના તમામ લોકો જાગૃત થઇ ગયા. તેઓ પ્રભાવતીના નિવાસ સ્થાન પ્રત્યે દોડી આવ્યા. તે વખતે હું શુદ્ધિમાં આવી હતી. આપણા સરદાર અને દુર્જનસિંહ પણ ત્યાં આવ્યા. તેમને પ્રભાવતી ક્યાંએ ન દેખાવાથી તેઓ ભયભીત થયા. મેં તેઓને થોડી ઘણી હકીકત કહેતાંજ તેઓ વાયુના વેગે દોડ્યા. કિલ્લામાંની હિલચાલ દુષ્ટ લુંટારાઓના જાણુવામાં આવતાંજ તેઓ પલાયન કરવા લાગ્યા. તે સમયે લલિતસિંહ! તમે બે ભાન થઇ પડયા હતા. પ્રથમ તો પ્રભાવતીબા કેમે કરી તમારી પાસેથી ઉઠયાં નહિ. તેમને કોઇક જુદીજ જાતની શંકા આવી હતી. તેઓ એક સરખી રીતે શોક કરતાં હતાં. પરંતુ આપણા આ વૃદ્ધ ચારણે તેઓને ખાત્રી કરી આપી કે તમે માત્ર જખમી થવાથીજ બેભાન થઇ પડયા છો, એવી જ્યારે તેમને ખાત્રી થઇ ત્યારેજ તેમનું જરા સમાધાન થયું અને તેઓ ત્યાંથી ઉઠયાં."

" અને આપણા સરદાર સાહેબ શું બોલ્યા ? "

" તેઓએ તમારી બહુજ કાળજીથી સારવાર કરવાનું કહ્યું છે. પણ લલિતસિંહ! તમે તો કેદખાનામાં હતા અને બરાબર બાર વાગેજ ત્યાં શી રીતે આવ્યા, આ બાબતમાં તેઓને અજાયબી પણ ઉપજી ! " મધુરીએ કહ્યું.

પોતાનો કેદખાનામાંથી છુટકારો, જંગલમાં થએલું યુદ્ધ, સ્ફાટિકસ્તંભની પાસે બનેલો ચમત્કારિક અને આશ્ચર્યજનક બનાવ, પાછું કિલ્લામાં આગમન અને પુનઃ પ્રભાવતીને દુષ્ટોના હાથમાંથી છોડાવવી ઇત્યાદિક બાબતોના એક પછી એક વિચાર તેના મનમાં આવવા લાગ્યા. સ્ફાટિકસ્તંભની પાસે પ્રકટ થએલી આકૃતિએ કરેલી ઇશારતનો યથાર્થ અર્થ હવેજ તેના જાણવામાં આવ્યો. પ્રભાવતી ઉપર આવેલા સંકટની સૂચના આપવા અને તેમાંથી તેનો છુટકારો કરવા માટે પોતાને તે આકૃતિએ સૂચવ્યું, એમ તેને લાગવા માંડયું. તે દૈવીશક્તિની પોતાની ઉપર પરિપૂર્ણ કૃપા છે, અને અહીં જે જે વિચિત્ર, ચમત્કારિક અને આશ્ચર્યજનક બનાવો બને છે તેના મૂળમાંજ પોતાનો કાંઇક નિકટ સંબંધ અવશ્ય છેજ, અને તેથી પોતાનું ભલુંજ થશે, એમ તેને ખાત્રી થઇ. ધીમે ધીમે લલિત તેજ વિચારોમાંને વિચારોમાંજ નિમગ્ન થઈ ગયો. થોડીજ વારમાં નિદ્રાધીન થઇ ગયો.

---

# પ્રકરણ ૩૭ મું.

## ભોંયરામાં પ્રવેશ–ભોંયરાનો ભયંકર ભેદ.

વૃદ્ધા–વનચરી સિંહગુફામાંની એક ઓરડીમાં બેઠી હતી. જ્યારે વજેસંધ અને અજબસંઘ સિંહગુફામાંથી ચાલ્યા ગયા ત્યારેજ તેને આનંદ થયો. તેના મનમાં અનેક જાતના વિચારો ઘોળાતા હતા. ગુફામાં કોઇ પણ અભાગીઓ કેદી છે, એવી તેને ખાત્રી થઇ ગઇ હતી. તે કેદી કોણ છે, તે જાણવા માટે તે કોશીશ કરતી હતી, લાખા સિપાઇએ એક બીજા સિપાઇને કેદખાનાની કુંચીઓ આપી તે તેના જાણવામાં હતું. ઘણું કરીને તે કુંચીઓ ભોંયરામાંના કેદખાનાનીજ હોવી જોઇએ, એમ તેને લાગ્યું. તે કેદીને જોવાની પોતાની અભિલાષા પૂર્ણ કરવા માટે સિપાઇને પોતાના હાથમાં લેવાનો વિચાર તેણે નક્કી કર્યો. તે સિપાઇ બહુજ બીકણ છે, એ વાત સિંહગુફામાં આવતાંજ તે ડોસીના જાણવામાં આવી ગઇ હતી. પોતાની આંખો અને લાકડીની તેને બીક લાગે છે, તે પણ તે ચતુર વૃદ્ધ સ્ત્રીએ જાણી લીધું હતું.

તે સિપાઇને પોતાના હાથમાં લેવાનો વિચાર નક્કી કરી તે ડોસી ઓરડીમાંથી બહાર નિકળી. તે સિપાઇનું નામ નિરાનંદ હતું. તેને શોધતી તે ગુફામાંના ચોકમાં આવી. એટલામાં દરવાજો ઉઘડવાનો અવાજ તેને કાને આવ્યો. તે અવાજ ભોંયરામાંની કોટડીનો હોવો જોઇએ, એમ ડોસીએ અનુમાન કર્યું. તે તરતજ બીજા ચોક તરફ વળી. ત્યાં તેને દીવાનો પ્રકાશ દેખાવા લાગ્યો. થોડાજ વખતમાં નિરાનંદ બગલમાં એક નાનું પોટકું અને હાથમાં દીવો લઇ ભોંયરા તરફ જતો તેના જોવામાં આવ્યો. તેની પાછળ પાછળ તે ડોસી જવા લાગી. તે સિપાઇએ ભોંયરૂં ઉઘાડ્યું.

પોતાની પાછળ કોઇક આવે છે, એવો નિરાનંદને ભાસ થયો તેથી તે જરા ભયભીત થઇને આમતેમ જોવા લાગ્યો. તેટલામાં તો તે વિચિત્ર વૃદ્ધાએ કોટડીમાં પ્રવેશ કર્યો અને તેની સામેજ જઇ ઉભી રહી. તેને ત્યાં આવેલી જોઇ નિરાનંદ જરા ગુંચવાયો. પોતાના હાથમાંની છુપા દરવાજાની ચાવીઓ છુપાવીને તે બોલ્યો—

"એ ડોસી! આ વખતે તું અહીં શા માટે આવી–કેવી રીતે આવી?"

"તારૂં નામ નિરાનંદ છે, તે હું સારી રીતે જાણું છું તું અહીં શું કરે છે?" તેની પાસે જઇ તેના મુખ તરફ બારીકીથી જોઈ તેણે કહ્યું.

"હું મારા માલેકનો હુકમ બજાવું છું. પણ તું અહીં શા માટે આવી છે? ખરી રીતે જોતાં અત્યારે તારે સુખેથી ઉંઘ લેવી જોઇએ!"

"નિરાનંદ! એક અભાગીઓ કેદી આ ભોંયરાની એક કોટડીમાં દુઃખથી રીબાતો પડેલ હોવા છતાં આ ડોસીને સુખેથી ઉંઘ આવી શકે ખરી કે?" પોતાના હાથમાંની લાકડી ફેરવતાં તે ડોસીએ કહ્યું અને પછી ચમત્કારિક રીતે અંગવિક્ષેપ કર્યા.

"ઓ ડોસી! આ તું શું કહે છે?" ભયભીત થઇ નિરાનંદે કહ્યું.

હું શું કહું છું તે તું નથી સમજી શકતો. હું એટલુંજ કહું છું કે હું તારી સાથે ભોંયરામાં આવીશ."

"એ નહીં બને! હું તને સાથે લઈ જઇશ નહીં. એ અશક્ય છે!"

"ચુપ! મારી સામે અશક્ય શબ્દનો ઉચ્ચાર! મુંગો થઇ દરવાજો ઉઘાડ અને મને તારી સાથે લઇ જા."

"એ વાત મારી શક્તિની બહારની છે. હું તેમ કરી શકીશ નહિ!"

"નિરાનંદ! શું તું મારી શક્તિ નથી જાણતો? મારી આજ્ઞાનો અનાદર કરવાથી કેવું ભયંકર અને શોચનીય પરિણામ આવે છે, તે હું તને અત્યારેજ બતાવી દઉંછું. જો, મારી આંખો તરફ જો!" એમ કહી તે ડોસીએ પોતાની આંખો તેને દેખાડી.

"ઓ મારા બાપ રે! અરે ઓ ડોસી, નહીં. નહીં! તારી આંખો બંધ કર માવડી!"

તે ડોસીની આંખો જોતાંજ તેમાંથી અત્યારે અગ્નિની જ્વાળાઓ નિકળશે અને તેથી પોતે ભસ્મીભૂત થઇ રાખ-ખાખ થઇ જશે, એવો નિરાનંદને ભાસ થતાંજ તેણે પોતાના બન્ને હાથથી આંખો ઢાંકી લીધી.

"ચાલ, દરવાજો ઉઘાડ!"

ઉપરનું વાક્ય સાંભળતાંજ નિરાનંદે ભોંયરાનો દરવાજો ઉઘાડ્યો. તે મુંગો મુંગો દીવો લઇ તે ડોસીની આગળ ચાલવા લાગ્યો.



# પ્રકરણ ૩૮ મું.

## " અરે આ અહીં ક્યાંથી ? "

તે ડોસી અને સિપાઇ નિરાનંદ ચાલતા ચાલતા એક ચોકમાં આવ્યા. ત્યાંથી આગળ ગયા પછી એક છુપો દરવાજો આવ્યો. હવે પોતે જુદેજ રસ્તે જાય છે, એમ ડોસીને લાગ્યું. બપોરે તે આ રસ્તે આવી નહોતી. બપોરે જ્યારે તે પોતાની ઓરડીમાંથી બહાર નિકળી એક બે ચોક ઓળંગી જતાંજ તે છુપા ભોંયરાના દરવાજે આવી હતી. આ વાત તેના ધ્યાનમાં હતી. એટલામાં નીચે ઉતરવાના એક દાદર પાસે તે બન્ને આવ્યા. દાદર ઉતરી જઇ એક બે આડે અવળે રસ્તે ચાલતા તેઓ ગુપ્ત ભોંયરાના દરવાજાની પાસે પહોંચ્યા. નિરાનંદે પોતાના હાથમાંની કુંચીથી દરવાજો ઉઘાડયો. અંદર પ્રવેશ કરતાંજ તે ભોંયરાના એક ખુણામાં લોઢાનું એક જબરદસ્ત પાંજરૂં તે ડોસીના જોવામાં આવ્યું.

તે પાંજરામાં એક અભાગીઓ કેદી હતો. તેના હાથપગ મજબૂત સાંકળથી બાંધી લીધેલા હતા. તે સમયે તે કેદી ઘાસની પથારી ઉપર પડયો પડયો રડતો હતો. પોતાના પાંજરા પાસે કોઇક આવ્યું છે, એવું પગલાંનાં થતા અવાજ ઉપરથી તેના જાણવામાં આવ્યું. તે જેમ પડયો હતો તેમ પડીજ રહ્યો. આવેલો માણસ પોતાને માટે કાંઇક ખાવાનું લઇને આવ્યો, એ તે જાણતો હતો. નિરાનંદે કેદીની તરફ જરાએ ધ્યાન ન આપતાં પોતાના હાથમાંની પોટલી પાંજરાના સળીઆમાંથી અંદર ફેંકી દીધી અને બોલ્યો-" આ તારે માટે સાંજનું ખાવાનું છે. "

પછી તેણે પાંજરામાં હાથ ઘાલી અંદરથી માટીનો એક કુંજો બહાર કાઢયો. પછી દીવાને એક ખુણામાં મૂકી તે ચોકને બીજે છેડે ગયો. ત્યાં મજબૂત અને મોટા મોટા દોરડાઓ અને લોઢાની સાંકળો પડી હતી. તેમાંથી એક દોરડું લઇ ત્યાંજ પડેલું એક વાસણ તેની સાથે બાંધ્યું અને ઉપર અટકાવી મૂકેલ સાંકળ તેણે નીચે ખેંચી.

અંદરથી ખળખળ પાણીના વહેવાનો અવાજ સાંભળી તે ડોસીએ નિરાનંદ પાસે આવીને પૂછયું-" નિરાનંદ! શું આની નીચે પાણીનું ટાંકું છે ? "

" નહીં. આની નીચે દસ માથોડા ઉંડો પહાડમાંથી આવતો એક મોટો પાણીનો પ્રવાહ છે."

" એમ કહી તેણે સાંકળની સહાયતાથી તેની ઉપર ઢાંકણું ઉઘાડયું. તે સાથેજ અંદરથી એકદમ પવન આવવા લાગ્યો. નીચેથી વહેતા પાણીનો ગંભીર પરંતુ ભયંકર અવાજ તે બન્નેના સાંભળવામાં આવ્યો. પોતાના હાથમાંનું પાણીનું વાસણ નીચે છોડતાં નિરાનંદ બોલ્યો—" હું એ કેદીને માટે પાણી કાઢું છું. આપણે અત્યારે ગુફાની સપાટીથી લગભગ પંદર માથોડાં ભોંયમાં છીએ. અમારી આ ગુફાના તમામ માણસોને માટે અહીંથીજ પાણી પુરવવામાં આવે છે. અહીં આવવા માટે ગુફામાંના જુદા જુદા ભાગમાંથી જુદા જુદા છુપા રસ્તા છે. અહીં આવવા માટે અમારે અમારા માલેકનો હુકમ મેળવવોજ જોઇએ, તે વિના કોઇનાથી પણ અહીં આવી શકાતુંજ નથી. તેમજ કોઇ મહા મુશીબતનો વખત આવી જાય તો આ રસ્તેથી પર્વતના ગમે તે ભાગ તરફ ન્હાસીને જઇ શકાય છે. નીચે ઉતરવા માટે અહીં એક દાદર બાંધવામાં આવેલ છે. આ જગ્યાનો બે રીતે ઉપયોગ કરી શકાય છે. એક મુશીબતને વખતે ન્હાસી જઇ શકાય અને બીજું દુશ્મનને જળસમાધિ પણ આપી શકાય !"

એમ કહી નિરાનંદે પાણી કાઢયું અને બીજા વાસણમાં ભરી લઇ તે વાસણ કેદીના પાંજરામાં મૂકી દીધું. ફરી તે વાસણ લાવવા માટે પાણીના પ્રવાહ પાસે ગયો. આ વખતે વૃદ્ધા પાંજરા પાસેજ ઉભી હતી. ખુણામાં મૂકવામાં આવેલા દીવાનો ઝાંખો પ્રકાશ સર્વત્ર પ્રસરેલો હતો. થોડીવારમાં તે દુર્ભાગી કેદીએ પોતાનું માથું ઉંચું કર્યું. તેનો ચહેરો જોતાંજ એકદમ તે ડોસી ચમકી, તેનું હૃદય આશ્ચર્ય ચકિત થયું અને તે એકાએક બોલી ઉઠી કે—

" અરે ! આ અહીં ક્યાંથી ? "

તે એટલું બોલી તો ગઇ પણ તત્કાળ પોતાની ભૂલ તેના ધ્યાનમાં આવી ગઇ. તેણે પાછું વાળીને નિરાનંદ તરફ જોયું. પોતે કેદીને ઓળખી લીધો છે, એવો વહેમ જો તેને આવશે, તો તે પોતાને એક ક્ષણ પણ અહીં રહેવા દેશે નહીં, એ તે ડોસી સારી રીતે જાણતી હતી; પરંતુ નિરાનંદને તો વહેમ આવીજ ગયો. તે સાશંક દ્રષ્ટિએ ડોસી તરફ જોવા લાગ્યો. પછી શું થયું ?

# પ્રકરણ ૩૯ મું.

## કાંઇનું કાંઇ !

નિરાનંદને તે ડોસીનો વહેમ આવતાંજ તે તેની તરફ જોતો ઉભો રહ્યો. અચાનક પોતાના મુખમાંથી નિકળી ગએલા શબ્દો પોતાનેજ નડ્યા, એ તે વૃદ્ધાના જાણવામાં તત્કાળ આવી ગયું. ગમે તેમ કરી નિરાનંદને આવેલી શંકામાં વધારો ન થવા દેવા માટે તે કાંઇક નવીન યુક્તિ-પ્રયુક્તિ ખોળવા લાગી. તેણે થોડીજ વારમાં અંગવિક્ષેપ અને હાથમાંની લાકડી ફેરવવાની શરૂઆત કરી. નિરાનંદ ધ્યાનપૂર્વક તેની તરફ જોતો હતો. તેને તે ડોસી ઉપર વધારેને વધારે વહેમ આવવા લાગ્યો. તે ચુપ રહી શક્યો નહીં અને ક્રોધથી બોલ્યો—"એ ડોસી ! સંભાળ. તું મને દગો દેવા માગે છે પરંતુ ધ્યાનમાં રાખજે કે......

"તેં મારૂં આટલું બધું કામ કર્યું છે છતાં હું તને દગો દઇશ એવી શંકા તને આવી શાથી ?" વચમાંજ ડોસીએ તેને પૂછ્યું.

"તે ગમે તેમ હોય પણ તું વિશ્વાસઘાત કરવા માગે છે. એક મૂર્ખની જેમ તારા ચેટકી આચરણ ઉપર વિશ્વાસ મૂકી હું તને અહીં લઇ આવ્યો, એજ મેં મોટામાં મોટી અને ભયંકર ભૂલ કરી છે."

"થોભ ! કે નિરાનંદ, જરા શાન્ત થા. હું કબૂલ કરૂં છું કે તને મારા પ્રત્યે શંકા આવી હશે પણ તેનો ખુલાસો સાંભળ્યા વિનાજ તું આમ મૂર્ખની જેમ નકામો બકવાદ શા માટે કરે છે ? મેં અહીં એક અદ્દ્ભુત વાત શોધી કાઢી છે. તેથી મને આશ્ચર્ય થયું અને મારા મુખમાંથી અચાનક શબ્દો નિકળી પડ્યા. તેથી તને મારા ઉપર વહેમ આવ્યો પણ જ્યારે તું તેનો ખુલાસો સાંભળીશ ત્યારે તને...

"કઇ અદ્દ્ભુત વાત તેં-અહીં શોધી કાઢી છે ? તે તો મને કહી સંભળાવ."

હવે નિરાનંદને આવેલી શંકા દૂર થઇ ગઇ અને ઉલટું તે ડોસીના ચમત્કારિક ભાષણથી તેની જીજ્ઞાસા-તેના ખુલાસો સાંભળવાની ઉત્સુકતા-વધી ગઇ.

"નારે ના. તે વાત મારાથી તને અહીં કહી શકાશે નહીં પણ જરા થોભ. તે વાત ખરી છે કે નહીં કે મને તેવો ભ્રમ થયો છે, તેની પ્રથમ મને ખાત્રી કરી લેવા દે !" એમ કહી તેણે ફરી ચમત્કારિક અંગવિક્ષેપ કરવાની શરૂઆત કરી. તે આંખો મોટી કરીને નીચે તથા

ઉપર જોવા લાગી અને હાથમાંની લાકડી પણ ફેરવવા માંડી. તે વખતે દીવાનું અજવાળું ઝાંખું થઇ ગયું હતું. તે ડોસીની ભૂતચેષ્ટા જોઈ નિરાનંદ ગભરાઇ ગયો. આ નવું લપ પોતેજ વળગાડી લીધું છે, એમ તેને લાગવા માંડ્યું. તેનું આખું શરીર પરસેવાથી ભીંજાઇ ગયું અને તે થરથર ધ્રુજવા લાગ્યો. એટલામાં હાથમાંની લાકડી ઉંચી કરી તે ડોસી બોલી—"નિરાનંદ! જો, પેલું સામે જો!"

તે સાંભળી નિરાનંદ ઉંચું જોવા લાગ્યો પણ તેને કાંઇ દેખાયું નહિ. તેણે ફરી તે ડોસીની આંખો તરફ જોવાનો પ્રયત્ન કર્યો પણ તે, તે તરફ જોઇ શક્યો નહિ. તેની દૃષ્ટિ અચળ થઇ ગઇ. ફરી તે ડોસી કર્કશ અવાજે બોલી—"કાંઇક નિશાની આપ!" એમ કહેતાંજ નિરાનંદના પગ પાસે કાંઇક ચીજ પડ્યાનો અવાજ થયો. તે અવાજ સાંભળતાંજ તે અત્યંત ભયભીત થઇ ગયો. હવે પોતે બેભાન બની જમીન ઉપર પછડાઇ પડશે, એવું તેને લાગવા માંડ્યું. થોડી વારમાંજ તે ડોસીએ તેના ખભા બન્ને હાથથી ઝાલીને તેને હલાવ્યો. તેના થંડા હાથ તેના શરીરે અડતાંજ તેનું તમામ શરીર જરા ધ્રુજ્યું. ત્યાર પછી તે ડોસી બોલી—

"જો, તારા પગની પાસે નિશાની પડી છે તે! મેં અહીં જે વાત શોધી કાઢી છે તે સાવ સાચી છે. પહેલાં તો તને મારા સામર્થ્યની બાબતમાં શંકા આવી હતી ખરૂં ને? હવે તું પોતેજ મારી કરામાતની બાબતમાં ખાત્રી કરી લે."

એ વાત સાંભળી નિરાનંદ સારી રીતે શુદ્ધિમાં આવી ગયો. તેણે પોતાના પગની પાસે જોયું તો ત્યાં એક મખમલની થેલી પડેલી તેના જોવામાં આવી. તેણે તરતજ તે થેલી ઉપાડી લીધી અને ખોલી. તે થેલીમાં સોનામહોરો ભરેલી હતી.

"આ સોનામહોરો અહીં ક્યાંથી અને શી રીતે આવી? ઓ ડોસી! અચાનક આ મહોરો અહીં ક્યાંથી આવી, તે મને કહે. અરે! આ તો નવી નકોર સોનામહોરો છે ને શું!"

"તે મારાથી કહી શકાય તેમ નથી—પણ જો તારે તેની જરૂર હશે તો તે બધીએ હું તને આપી દઇશ પણ તેના બદલામાં તારે મારૂં એક કામ કરવું પડશે. વારૂ, પણ જરા થોભી જા. આમ આવ!"

એમ કહી તે ડોસી નિરાનંદને જરા એક તરફ લઇ ગઇ. એક ઘડી સુધી તેના મુખ તરફ તેણે જોયા કર્યું અને પછી બોલી—"મને તારા ભાગ્ય ઉપરથી દેખાય છે કે તે તને મળશે. નિરાનંદ, હવે

હું તને એક ક્ષણુમાં ધનના ઢગલા ઉપર બેસારીશ. અત્યારે તું જેવા નોકર છે તેવા અનેક નોકરો તું તારી ત્હેનાતમાં રાખી શકીશ. તું મોટો શ્રીમંત સરદાર થઇશ અને પછી એક સુંદર સુંદરી સાથે લગ્ન કરી સુખશાન્તિમાં-વનિતાના વિલાસમાં અને વિશ્વના વૈભવમાં જીંદગી વીતાવીશ. તારી તરફ કોઇ કરડી નજરે જોઇ પણુ શકશે નહિ, એવો તું પ્રતાપી થઇશ."

"પણુ-પણુ એ ન બનવાજોગ, આશ્ચર્યજનક અને અદ્દભુત બનાવ બને શી રીતે?" નિરાનંદે કહ્યું. હવે તે ધીમે ધીમે વૃદ્ધાની પાથરેલી માયાજાળમાં ફસાવા લાગ્યો. તેને પોતાના ભાવી સુખની આશા બંધાવા લાગી.

"એ અદ્દભુત તો છેજ પણુ તે કેમ બનશે, શું એમાં તને હજુ પણુ કાંઇ શંકા છે? આ થેલી ક્યાંથી આવી તે શું તેં નથી જોયું? નિરાનંદ, એ તો કાંઇજ નહિ. હું કહું છું તે કરતાં પણુ તું મોટો થઇ શકીશ. તેમજ શૂરવીરતાથી દુનિયામાં નામ ગજાવીશ. દુનિયામાં તારા જેવો યોદ્ધો મળવો, એ મુશ્કેલ થઇ પડશે. તને જે સ્ત્રી મળશે તે એક દેવની દેવાંગના કરતાં પણુ વધારે સુંદર હશે. તેના સમાગમ રહી તું સંસારમા સ્વર્ગનાં સુખો ભોગવીશ."

"ઓ મારા બાપ! આટલું થાય તો તો બેડો પાર!" ડોસીની વાતો સાંભળી નિરાનંદને ગલગલિયાં થવા લાગ્યા. તેણે આનંદના આવેગમાં આવી તાળી પાડી.

"નિરાનંદ, શું તને હજુ પણુ શંકા રહે છે?" પોતાના કથનની તેની ઉપર ધારેલી અસર થતી જાય છે તે જોઇ ડોસીને બહુ જ સમાધાન થયું. તે ફરી બોલી-"મેં તને-આટલી બધી ખાત્રી કરી આપી છતાં તને-મારા સામર્થ્યમાં શંકા આવે છે, તેનું હવે શું કરવું? શું હું તને ફરી ખાત્રી કરી આપું? નિરાનંદ, તેં મારી આંખમાંનુ તેજ તો એકવાર જોયું છે ને?"

"હા. તેમાંનું તેજ મેં જોયું છે." તે ડોસીએ પોતાની તરફ તીવ્ર અને ભેદક નજરે જુએ છે તે જોઇ નિરાનંદ ફરી જઇને બોલ્યો. તે ફરી બોલ્યો-"ડોસીમા! તમારા સામર્થ્યની બાબતમાં મને પૂરેપૂરી ખાત્રી છે. બોલો, હવે હું તમારૂં કયું કામ કરૂં?"

"તે હું તને કહું છું. તે કામ નજીવું છે. નિરાનંદ, આમ આવ." એમ કહી તે વૃદ્ધા તેને પાણીના પ્રવાહની પાસે લઇ ગઇ. ત્યાં જઇ તેના ખભા ઉપર હાથ મૂકી મિત્રભાવે બોલી-"હવે તને મારા ઉપર વિશ્વાસ આવ્યો કે નહિ?"

"હા. હવે મને પૂરેપૂરી ખાત્રી થઇ ગઇ. જો હું તારા કહેવા મુજબ સરદાર થઇશ તો પછી વજેસંઘ અને અજબસંગને એક તરફ બેસાડીશ અને આખા પર્વત પ્રદેશને મારા શૌર્યથી કંપાયમાન કરી નાંખીશ."

"નિરાનંદ ! જો તું ધારીશ તો તેના કરતાં પણ વધારે કરી શકીશ. તું રાજ્યાના એક મહાન્ આધાર સ્થંભરૂપ થઇશ."

"પણ ડોસી ! આ બધુંએ શું તું ખરૂં કહે છે ?"

"હા."

"વારૂ, પણ હવે તારૂં જે કાંઈ કામ હોય તે મને કહે."

"મારૂં કામ એટલુંજ છે કે તારી પાસે જે કુંચીઓ છે તે તું મને આપ."

"શું કુંચીઓ ?" નિરાનંદ જરા ચમક્યો. તેના હૃદયમાંથી દૂર થએલી શંકા ફરી ઉત્પન્ન થઇ. તેની તરફ શંકિત મુખમુદ્રાએ જોતો તે બોલ્યો–"તે કેદીને છોડાવી જવા માટે તારે કુંચીઓ જોઇતી હશે ?"

"કેદી કોણ અને કયો કેદી ?–છટ્–છટ્ ! મારે તે કેદીની સાથે કાંઇ પણ સંબંધ કે લેવા–દેવા નથી. તારા તે જુડામાં અગિઆર કુંચીઓ છે તે તું એક ક્ષણને માટે મને આપ એટલે હું તને બીજો ચમત્કાર દેખાડું."

નિરાનંદે કુંચીઓ ગણી તો તે અગિઆરજ થઇ. તે જાણી તેને બહુજ અજાયબી લાગી. પોતાની પાસેની કુંચીઓની સંખ્યા તેના જાણવામાં શી રીતે આવી, એ બાબતમાં નિરાનંદ કાંઇ પણ કલ્પના કરી શક્યો નહિ. તેણે પોતાની પાસેની કુંચીઓ ડોસીને આપી દીધી.

વૃદ્ધાએ નિરાનંદ પાસેથી કુંચીઓ લીધી અને નિરાનંદનું ધ્યાન બીજી તરફ છે, એમ જાણી એકદમ–અચાનક–તેણે તેને પાણીના પ્રવાહમાં ધકેલી દીધો. નિરાનંદે ભયભીત થઇ પડતાં પડતાં જોરથી એક ચીસ પાડી. થોડાજ વખતમાં નિરાનંદ અદ્રશ્ય થઇ ગયો. પછી ડોસીએ તે પાણીના પ્રવાહમાં છોડેલું દોરડું ઉપર ઉચકી લેવા કોશીશ કરી પણ તે દોરડું ભારેખમ થએલું તેને લાગ્યું. તેણે દોરડાને આંચકો મારતાંજ દોરડું ઉપર આવી ગયું. પછી ડોસીએ પાણીના પ્રવાહ તરફ ડોકાઇને જોયું પણ વહેતા પાણીના ખળખળ અવાજ શિવાય ત્યાં શાન્તતા હતી. એટલામાં કેદીના પાંજરામાંથી કેદીએ પાડેલી

ચીસ તેના સાંભળવામાં આવી. ડોસીએ તે તરફ જરા પણ ધ્યાન આપ્યું નહિ. ફક્ત ઉંચું જોઇને બોલી કે–" દયાળુ દેવાધિદેવ ! ક્ષમા કરો ! લાચારીએ મારે આ નિષ્ઠુર કાર્ય કરવું પડયું છે. જો તમારે ત્યાં આ કૃત્ય પાપમાં ગણાશે તો અત્યંત આનંદથી તેનું ફળ ભોગવવા માટે હું તૈયાર છું."

એટલું કહી તેણે પાણીના પ્રવાહ તરફ ડોકાઇને જોયું અને પાછી વળી. કેદીના પાંજરા પાસે જઇ કુંચીની મદદથી પાંજરું ઉઘાડયું. તે ડોસી પાસે આવતાંજ તેનો લાકડા જેવો હાથ તે કેદીએ જોરથી પકડયો અને કંપતા–ભયભીત થએલા–અવાજે તેને પૂછયું–" ઓ ડોસી ! અહીં શી ગડબડ થઇ–અવાજ શાનો થયો અને ભયંકર ચીસ કોણે પાડી ? "

" ચુપ ! ઓ અભાગિઆ ! ચુપ. તારા આ વિચિત્ર અવાજનો ભયંકર પડઘો પડયો. તારો અહીંથી છુટકારો કરવા માટે હું અહીં આવી છું અને તારે માટેજ મારે આજે એક રાક્ષસી કાર્ય કરવું પડયું છે; પરંતુ તારી મુક્તિ માટે હું તે કાર્યને તુચ્છ માનું છું."

" તેમાં કાંઇ પણ પાપ નથી. આવા વિકટ વખતે તે કદાપિ પાપમાં ગણી શકાશે નહિ."

" ચાલ, આ પાંજરામાંથી બહાર આવ. હવે નકામો વખત ન વીતાવ. "

" પણ મારી કંબરે આ સાંકળ બાંધી છે તેનું કેમ ? "

" તે હું છોડી નાંખું છું." એમ કહી કુંચીની મદદથી સાંકળ ખોલી નાંખી.

" આ તો થયું, પણ હવે શું કરવું, તે તો તેં નક્કી કરી નાખ્યું છે ને ? અહીંથી નિકળી જવાનો માર્ગ તો તું જાણે છેને ? "

" અહીંથી બહાર નિકળી જવાનો ફક્ત એકજ માર્ગ છે અને તે પાણીના પ્રવાહમાં થઇને—"

" એટલે ? ઓ મારા બાપ ! એ તો બહુજ ભયંકર છે."

" ખરેખર, ઓ દુર્ભાગી ! તું બીકણુ છે." તે કેદીની વાત સાંભળી ડોસી જરા નિરાશ થઇ. તે અભાગિઆ કેદીના છુટકારા માટે જે ભયંકર સાહસ તેણે કર્યું હતું તેની જરા પણ અસર તેના ઉપર થઇ નહીં, તે જાણી તેને બહુજ ખોટું લાગ્યું.

" હું બીકણુ છું કે નહીં તે અત્યારે કહી બતાવતો નથી પણ મારી બાબતમાં તારું મન શુદ્ધ નથી, એવી શંકા મને થાય છે."

"ઓ મૂર્ખ ! હું તને શું ખુલાસો આપું ? શી રીતે તારી શંકાનું સમાધાન કરૂં ? વખત બહુજ બારીક છે. છતાં મારે કહેવું જોઇએ કે–તારો છુટકારો કરવા માટે કુંચીઓ મેળવવા મેં ગરીબ બિચારા નિરાનંદને પાણીના પ્રવાહ........

"બસ, ડોસી! હવે બસ કર. હવે મને ખાત્રી થઇ ચૂકી. અત્યારે મારા અંતઃકરણની કેટલી બધી શોચનીય સ્થિતિ છે, તેનો તું વિચાર કરીશ તો તું મને કાંઇ પણ દોષ દઇશ નહિ. કારણ કે...

"બસ, હવે બહુ થયું. જો તારે અહીંથી છૂટા થવું હોય તો એકદમ–એક ક્ષણનો પણ વિલંબ ન કરતાં–મારી સાથે ચાલ. નહીં તો અહીંજ પડ્યો રહે."

એમ કહી ડોસી પાંજરામાંથી બહાર આવી. વધારે વહેમ ન લાવતાં તે કેદી પણ ડોસીની પાછળ પાછળ જવા લાગ્યો. બન્ને પાણીના પ્રવાહની પાસે આવ્યા. ત્યાં ડોસીએ દોરડું નીચે છોડયું. અંદરથી પાણીના ખખળાટનો ભયાનક અવાજ અને અંધકારથી ઉંડો દેખાતો પ્રવાહ જોઇ તે કેદી બોલ્યો–"ડોસી! તારી પાસે જ્યારે ગુફાની કુંચીઓ છે ત્યારે આવી વિકટ વાટે જવા કરતાં એકાદ છુપે રસ્તેથી બહાર નીકળી જવું, શું એ તને ગમતું નથી–સારૂં લાગતું નથી ?"

"અરે બાયલા ! તારામાં જરા પણ ધૈર્યનો અંશ નથી એ તદ્દન ખરૂં છે. આ કુંચીઓ ફક્ત ભોંયરાનીજ છે. આપણે આ એકજ માર્ગ શિવાય બીજા માર્ગે બહાર જઇ શકીશું નહિ."

તરતજ દોરડું પકડી તે કેદી પાણીના પ્રવાહમાં ઉતરવા લાગ્યો. ત્યારે ડોસીએ તેને કહ્યું–"નીચે જઇ સહિસલામત પહોંચ્યાની ઇશારત તરીકે દોરડું જોરથી હલાવજે." તે ઉતરવા લાગ્યો અને ડોસી તેના તરફ જોવા લાગી. થોડાજ વખતમાં તે દેખાતો બંધ થયો. તેના કહેવા પ્રમાણે દોરડું હાલ્યું. હવે તે પણ ઉતરવા લાગી. તે જરાક નીચે ઉતરી એટલામાં તો કોઇએ જોરથી તેનો એક પગ પકડયો અને તે ચમકી.

"દુષ્ટા ! હવે તું બરાબર સપડાઇ છે." નિરાનંદે દાંત કચકચાવીને કહ્યું અને એકદમ તેને નીચે ખેંચવા લાગ્યો અને ફરી બોલ્યો–"ચુડેલ ! તારૂં કાવતરૂં હવે બરાબર મારા ધ્યાનમાં આવી ગયું છે. તું મને સરદારી આપતી હતી કે દુનિયામાંથી હતો ન હતો કરી નાંખવા માગતી હતી, તે હવે હું જોઇશ. તું ચોક્કસ માની લે જે કે–હવે તારા સોએ સો વરસ પૂરાં થયાં. તું મારા હાથમાંથી જીવતી છૂટી શકીશ નહિ."

એમ કહી તેણે તેને નીચે ખેંચી લીધી અને પછી તેના હાથ પગ બાંધી લીધા.

અહીં અમારે વાંચકોને જણાવવું જોઇએ કે તે ભોંયરૂં અને પાણીના પ્રવાહની અધવચ્ચે પણ એક ન્હાનકડું ભોંયરૂં હતું. તેજ ભોંયરામાં-નિરાનંદ પડતાં પડતાં પ્રસંગાવધાન રાખી ત્યાં-જઇ પછડાયો હતો અને થોડીજ વારમાં પાછો સાવધાન થઇ ગયો હતો.

બિચારી ડોસી બીજા ઉપર ઉપકાર કરવા ગઇ ત્યાં પોતેજ સંકટમાં સપડાઇ ગઇ. તેણે બહુજ ચતુરાઇ વાપરી નિરાનંદ પાસેથી કુંચીઓ મેળવી હતી. તેને ધનવાન બનાવવાની અને સરદાર બનાવવાની આશા આપી હતી અને પોતામાં અદ્‌ભુત સામર્થ્ય છે, એમ તેને ખાત્રી થાય તેટલા માટે સોનામહોરોથી ભરેલી થેલી આપી હતી. એમ કરી તેણે તેને પોતાની માયાજાળમાં સંપૂર્ણ રીતે સપડાવ્યો હતો. તેણે જે થેલી તેને આપી તે થેલી લલિતસિંહે તેને આપી હતી. ડોસીએ બહુજ સાવચેતીથી બાજી માંડી હતી પણ આખરે તે બાજી ધૂળમાં મળી ગઇ હતી. તે કરવા ગઇ હતી કંઇ અને થઈ ગયું કંઇનું કંઇ!'

નિરાનંદે જેવી ગતિ ડોસીની કરી તેવીજ ગતિ તેણે તે કેદીની કરી હતી. નિરાનંદ ક્રોધમાં આવી જઇ બોલ્યો—

"રાક્ષસી! આખરે તેં મને દગો દીધો-વિશ્વાસઘાત કર્યો પણ ફિકર નહીં. હું પણ તને જોઇ લઇશ."

ત્યાર પછી નિરાનંદે તે કેદી અને ડોસીની કંબરે મજબૂત દોરડું બાંધ્યું અને પછી પોતે દોરડું હાથમાં લઇ ઉપર ચઢી ગયો. મહા મહેનતે તેણે તે બન્નેને ઉપર ખેંચી લીધા. પછી તે બોલ્યો—"ઓ ડોસી! તારી કરામાત તો તેં દેખાડી પણ હવે મારી કરમાત જો!" એમ કહી એક પાંજરામાં તે ડોસીને અને બીજા પાંજરામાં તે કેદીને ધકેલી દીધા. ફરી પોતે કેદખાનામાં પડ્યો તે જાણી તે કેદી રડતો રડતો બોલ્યો—

"દુષ્ટ ડોસી! આખરે તેં મને દગો દીધો."

"નીચ કૃતઘ્ની! તું ચાંડાળ કરતાં પણ નીચ છે. તારે લીધેજ મારે પણ આ દુઃખી દશા ભોગવવી પડે છે!"

તે બન્ને ચુપ રહી ગયા પણ તે દુર્દૈવી કેદી હતો કોણ અને તેને અહીં શા માટે કેદ કરવામાં આવ્યો હતો?

# પ્રકરણ ૪૦ મું.

## લલિત અને દુર્જન.

ગયા પ્રકરણમાં અમે જે લખી આવ્યા તેને આજે બે દિવસ થઇ ગયા. અજયદુર્ગમાં હવે સખતમાં સખત બંદોબસ્ત કરવામાં આવ્યો. ચોકી કરવાના કામ માટે વધારે માણસો નીમવામાં આવ્યા અને નવીન નવીન સ્થાને નવા નવા ચોકીદારો બેસાડવામાં આવ્યા. પોતાની પુત્રી ઉપર પુનઃ હુમલો થએલો જોઇ સરદાર સજ્જનસિંહ બહુજ ચિંતાતુર થઇ ગયો. એકદમ પુષ્કળ સૈન્ય લઈ સિંહગુફાને જમીનદોસ્ત કરી નાંખવી, એવો વિચાર વારંવાર તેના હૃદયમાં આવતો પણ કેટલાક કારણોથી તે તેમ કરી શક્યો નહિ. કુમાર ચંદ્રસિંહની બાબતમાં તે તદ્દન નિરાશ થઈ ગયો હતો. પોતાના પુત્રની લાશ પોતાની નજરે જોવા તેણે ઘણી કોશીશો કરી, ચારે તરફ સ્વાર મોકલવામાં આવ્યા પણ હજુ સુધી તેનો કાંઇ પણ પત્તો લાગ્યો નહિ.

લલિતસિંહે આટલી રાત્રે કેદખાનામાંથી બહાર આવી પ્રભાવતીને બચાવી, એ એક નવીન વિચાર તેના જુના વિચારોમાં ભળ્યો. તે કેદખાનામાંથી બહાર શી રીતે આવ્યો, એ શંકાનું સમાધાન દુર્જને કર્યું હતું. ઘણું કરીને લલિત કેદખાનામાંથી ન્હાસી જવા માટે નિકળ્યો હશે અને બહાર અચાનક લુંટારાઓ મળ્યા હોવા જોઇએ, એમ તેણે તે વૃદ્ધ સરદારને સમજાવી દીધું પણ આથી તે સરદારને જોઇએ તેવું સમાધાન થયું નહિ. પોતાની પ્રિયપુત્રીને બેવાર લુંટારાઓના હાથમાંથી છોડાવનારે–મેં જેનું પુત્રની જેમ પાલન કર્યું છે તે–શું તેણે મારાજ પુત્રનું ખૂન કર્યું હશે? એવી શંકા વારંવાર તેના મનમાં આવતી. પોતે લલિતને મળી તે બાબતમાં મોઢેમોઢ ખુલાસો સાંભળવો, એવું તેના મનમાં આવતું પણ તેના ઉપર ખૂનનો આરોપ મુકી ન્યાયાધીશને રાજધાનીમાંથી બોલાવેલ હોવા સબબ તે તેની ખાનગી મુલાકાત લઇ શકે તેમ નહોતું. તેણે દુર્જનને વિનંતિ કરી કે લલિત પાસેથી સર્વ વાતોના ખુલાસા આજે મેળવવા. સરદાર સજ્જનસિંહની પ્રાર્થના પ્રમાણે દુર્જને પોતાની ફરજ કેવી રીતે–કેટલે અંશે–બજાવી, લલિત પાછો કિલ્લામાં આવવાથી તે બાબતમાં તે (દુર્જન) ના વિચારો કેવા હતા તે આપણે જોઇએ.

સંધ્યા થઇ હતી. લલિતની તબિયત હવે સુધરતી ચાલી. તેના માથામાં થએલ ઘા હવે ઠીક હતો. જ્યારે જ્યારે ઘા ઉપરના પાટા ઉપર તેનો હાથ અડતો ત્યારે ત્યારે દુઃખ થવાને બદલે તેના હૃદયમાં અભિમાન જાગૃત થતું. આ વખતે તે એક પથારીમાં સુતો હતો અને શાન્તચિત્તે કાંઇક વિચાર કરતો હતો. એક ખુણામાં દીવો બળતો હતો. એટલામાં પ્રભાવતીની દાસી મધુરી ત્યાં આવી અને બોલી—" લલિત ! થોડા વખત પછી તમને સરદાર દુર્જનસિંહ મળવા આવશે."

"અને મળવાનું કાંઇ કારણ ?"

શય્યા ઉપરથી માથું ઉંચું કરી લલિતે પૂછ્યું.

મધુરી પ્રભાવતીની વિશ્વાસુ છે અને તે પ્રભાવતીની તમામ વાતો જાણે છે, એ વાત લલિત જાણતો હતો. તેની તરફ જોઇતે ફરી બોલ્યો—" મધુરી ! તું મને કેમ કાંઇ જવાબ આપતી નથી ? તે દિવસે હું અહીંથી શા માટે ચાલ્યો ગયો, અને કોની મદદથી ગયો એ બધું તો તું સારી રીતે જાણે છે ને ?"

" હા. પણ લલિત ! તમે તેમાંનું મને કાંઇ પણ પૂછશો નહિ અને હું તમને કાંઇ પણ કહી શકીશ નહિ. ( એમ કહી તેણે દરવાજા તરફ શંકિત દૃષ્ટિએ જોયું. ) તે દિવસે પ્રભાવતીને હૃદયભેદક પત્ર લખવાની ફરજ પાડવામાં આવી વિગેરે બધી વાતો મારા જાણવામાં છે પરંતુ કેટલાક કારણોથી હું કાંઇ પણ કહી શકું તેમ નથી. ઉપરાંત દુર્જનના અહિ આવવાનું કારણ પણ તેજ છે. તમે પાછા કિલ્લામાં શા માટે આવ્યા અને તે બન્ને દુષ્ટ ભાઇઓ તમને ક્યાં મળ્યા, વિગેરે પ્રશ્નો પૂછશે. "

" એમ કે ? તેનો જવાબ એકજ છે અને તે એ કે આ એક ઇશ્વરીલીલા છે અને કોઇ દૈવી પ્રેરણાથી હું પાછો કિલ્લામાં આવ્યો છું."

તેજ વખતે ધીમેથી દરવાજો ઉઘાડી દુર્જનસિંહ અંદર આવ્યો. તેણે ત્યાં આવતાંજ મધુરીને બહાર ચાલ્યા જવાનું કહ્યું. જ્યાં સુધી પોતે ત્યાં છે, ત્યાં સુધી બીજા કોઇને ત્યાં ન આવવા દેવા સૂચવ્યું. મધુરી બહાર નિકળી ગઇ અને દુર્જન લલિતની પથારી પાસે ગયો. થોડીવાર સુધી તેના તમામ શરીરનું અવલોકન કરીને બોલ્યો:—

" લલિત ! તે દિવસે તેં પ્રભાવતીને લુંટારાઓના હાથમાંથી છોડાવી તેથી મને અને સરદાર સજ્જનસિંહજીને અત્યંત આનંદ થયો છે. તે દિવસે તેં ગજાવેલી શૂરવીરતાના જેટલા વખાણ કરીએ તેટલા થોડાજ છે. તેં અમો બન્નેને આભારી કર્યા છે. આજે તારી તબિયત સારી છે તે મારા જાણવામાં આવવાથી હું અહીં આવ્યો છું.

લલિત! મારે તને બહુજ મહત્વની વાતો પૂછવી છે. હવે તે વાતો વધારે વખત સુધી મુલતવી રાખી શકાય તેમ નથી. માટે તું પ્રથમ મને એક વાત જણાવ કે–તું બંગદેશમાં જવા માટે અહીંથી નિકળ્યો, તો પાછો શા માટે આવ્યો ? તું પાછો આવવા સબબ તેં પ્રભાવતીનું અપમાન અને ભયંકર ગુનોહ કર્યો છે. હું ખાત્રીથી માનું છું કે–તેં તે દિવસે બીજા કોઇ નિર્દોષ મનુષ્યના રક્તથી તારા હાથ કલંકિત કરેલા હોવા જોઇએ !"

"શું ? પોતાના બચાવને માટે ન છૂટકે બીજાના પ્રાણ લેવામાં આવે તેને શું તમે ગુનોહ માનો છો ?"

"એટલે શું તું એમ કહેવા માગે છે કે–તારી સાથેના બે સ્વારોએ પ્રથમ તારા ઉપર હુમલો કર્યો ? નહીં, એ કોઇ કાળે બની શકેજ નહીં. તેંજ પ્રથમ તે સ્વારો ઉપર શસ્ત્ર ઉગામ્યું હશે !"

"સરદાર સાહેબ ! હું તમારા કથનનો ભાવાર્થ સમજી શકતો નથી." શાંતિથી પણ આશ્ચર્ય પામી લલિતે કહ્યું.

સરદાર દુર્જનના પ્રશ્નનો અર્થ અમારા ચતુર વાંચકો જાણી ગયા હશે. તે બોલ્યો–"લલિત ! શું તું મને ગાંડો ઠરાવવા માગે છે ? શું તું એમ કહેવા લાગે છે કે–તારા હાથે મારા બે સ્વારો નથી હણાયા ? રાજમાર્ગ ઉપર તેમનાં ખુન કરી તેઓની લાશો તેં બીજે નાંખી દીધી તે મારા અરણ્યરક્ષકને જડી છે. શું તેં તેમ નથી કર્યું ? જો, વિચાર કર. તે બન્ને સ્વારો મેં તારી સાથે મોકલ્યા હતા. તેઓને તેં દગો દીધો વિગેરે તમામ વાતો હજુ મેં છુપાવી રાખી છે. લલિત ! જો તું મારા કહેવા પ્રમાણે ચાલવાનું કબૂલ નહીં કરે તો તેં મારા બન્ને સ્વારોનાં ને ખુન કર્યાં છે, એ હું ન્યાયાસન સામે સાબિત કરીશ."

દુર્જનનું ભાષણ લલિત આશ્ચર્યચકિત થઇ સાંભળતો હતો. તેની સમજફેર થએલ છે, એમ તેને લાગ્યું અને તે દૂર કરવા તે બોલ્યો–"સરદાર સાહેબ, તે દિવસે બે સ્વારોની લાશો જડી, એ આપનું કથન હું કબૂલ કરૂં છું, તેઓ મરાયા એ પણ હું જાણું છું; પરંતુ તેઓને મેં માર્યા નથી પણ તેઓ પોતાની મેળે જ મારા તરફથી લડતાં મરાયા છે. અમે અહીંથી નિકળ્યા પછી બહુજ દૂર સુધી ગયા. ત્યાં અમને તે બન્ને ભાઇઓની ટોળી મળી. તેઓ આ તરફ આવતા હતા. તેઓએ અમો ત્રણેની ઉપર હુમલો કર્યો. લડાઈ થઈ. તેમાં મારી સાથે તમે આપેલા બન્ને સ્વાર મરાયા અને મને

કાંઇ પણ ઇજા થઇ નહીં. હું તેમના હાથમાંથી છટકી ગયો. અને પાછો અહીં આવ્યો. ત્યારે મારા જોવામાં આવ્યું કે તે લોકો પ્રભાવતીને લઇ જતા હતા.

## પ્રકરણ ૪૧ મું.

### "સરદાર! એ બધું તરકટ છે!"

જ્યારે લલિતસિંહ બોલતો હતો ત્યારે દૂર્જન તેની તરફ એકાગ્રદષ્ટિએ જોઇ રહ્યો હતો. લલિતસિંહ જે કાંઇ કહે છે તે ખરૂં છે, એમ તેને પ્રથમ લાગ્યું. તેને પ્રથમ તો એમ લાગ્યું હતું કે—મારા બન્ને સ્વારોએ એની ઉપર મારા હુકમ મુજબ હુમલો કર્યો હશે અને આણે તેમને મારી નાંખ્યા હશે. આ માન્યતા—લલિતની સાચી હકીકત સાંભળતાંજ તેની બદલાઇ ગઇ. આ વાત તેણે ધારેલી—ધારણામાં બાધક થઇ પડી. ગમે તેમ થાય પણ લલિત ઉપર પોતાની સત્તા હોવીજ જોઇએ અને પોતાના હુકમ મુજબ તેણે બંગદેશ તરફ જવુંજ જોઇએ, એ તેનો મુખ્ય ઉદ્દેશ હતો. શું તે સિદ્ધ થશે? કેમ કહી શકાય—કારણ કે—

"ન જાણે જાનકીનાથ કે—કાલે કેવું ઉગશે પ્રભાત!"

"લલિત! મારે કહેવું જોઇએ કે—તું બહુજ ચતુર પુરૂષ છે. તેં જે વાત કહી તેમાં તેં બહુજ હોંશિયારી વાપરી છે. લલિત! તું યાદ રાખજે કે તારી આવી બનાવટી વાતોથી હું ભોળવાઇ જાઉં તેમ નથી. ફક્ત મારાજ બે સશસ્ત્ર શૂરવીર સ્વારો મરાઇ ગયા અને તું જરા પણ ઇજા થયા વિના છટકી ગયો, શું એ બનવાજોગ છે?"

"બનવાજોગ છે એટલુંજ નહીં પણ તે સત્ય છે."

"વારૂ, તારી વાત અસત્ય છે છતાં એક ક્ષણને માટે તે સાચી માની લેવાય તો પણ તું પાછો કિલ્લામાં શા માટે આવ્યો? તેં અહીંથી જતી વખતે કરેલો નિશ્ચય અને બહુજ અભિમાનથી પ્રભાવતી પ્રત્યે દર્શાવેલો પ્રેમ—સ્નેહ એ બધાં ક્યાં ઉડી ગયાં?"

"મારા સામર્થ્ય કરતાં પણ અનંતગણું સામર્થ્ય ધરાવનાર કોઇ અલૌકિક અને અદ્દભુત શક્તિએ મને પાછો અહીં મોકલ્યો છે. હું કાંઇ મારી મેળે અહીં પાછો આવ્યો નથી."

"એમ કે? આજ વખતે તે ઉચ્ચ કે નીચ શક્તિ આવી અને

આ પહેલાં ન આવી. લલિત ! આવી બાળચેષ્ટા જેવી વાતો તું કોને કહે છે ?" એમ કહી દુર્જન તિરસ્કારથી તેની તરફ જોવા લાગ્યો.

"સરદાર ! આજ સુધીમાં આ કિલ્લામાં બનેલા અદ્ભુત બનાવો, છેલ્લા ચોવીસ વર્ષમાં વખતોવખત થનારા અલૌકિક ચમત્કારો અથવા તે દિવસે ભોજનોત્સવ સમયે પ્રકટ થએલી તે દૈવી આકૃતિ તમે જોઇ હશે તો મને પ્રેરણા કરનાર શક્તિની બાબતમાં તમે જરા પણ શંકા ઉઠાવી શકશો નહિ." ગંભીર અને શાંત સ્વરે લલિતે કહ્યું.

આ વાત સાંભળી દુર્જન જરા ચમક્યો. તેની મુખમુદ્રા ઉપરની ભાવનાઓ ક્ષણેક્ષણે બદલાવા લાગી. તેણે લલિતની તરફ તીવ્રદષ્ટિએ જોઇ કહ્યું:–" લલિત ! તે આકૃતિની સાથે તારે સંબંધ શો ?"

"તે બાબતમાં હું કાંઇ પણ જાણતો નથી અને તે ઉપર તમને પણ વિશ્વાસ નથી તો તે વાતજ જવા દો. તમે મને કાંઇક ખુલાસા પૂછવા આવ્યા અને તમે જે કાંઇ પૂછ્યું તેના ખરા જવાબો મેં આપ્યા; પરંતુ તમને મારૂં બોલવું સત્ય લાગતું નથી અને તમે મારો તિરસ્કાર કરો છો, તો પછી વધારે ટકટક કરવામાં લાભ શો ?"

"લલિત ! એકંદર રીતે હજુ તારૂં મગજ ઠેકાણે નથી આવ્યું એમ લાગે છે. વૃદ્ધચારણ કહેતો હતો કે, વાયુના વેગમાં ભયંકર, વિચિત્ર અને અસંભવિત વાતો તું કહેતો હતો તેજ ખરૂં છે."

"જો તમને તેમ લાગતું હોય તો ભલે તમે તેમ માનો. મને કાંઇ હરકત નથી. સરદાર ! મારે કહેવું જોઇએ કે–જેવા તમે શુદ્ધિમાં છો તેવોજ હું છું અને હું જે કાંઇ બોલું છું તે બધું સારી રીતે સમજી પણ શકું છું."

"જો તું ખરેખર શુદ્ધિમાં હોય તો મારૂં કહ્યું કર !"

"તમે કહેવા શું માગો છો ?"

"તું પાછો બંગદેશ તરફ જવા તૈયાર છે કે નહિ ?"

"શું હું ફરી ન્હાસી જાઉં ? નહીં ! સરદાર, તે મારાથી હવે ત્રણે કાળમાં બની શકશે નહિ."

"દુર્ભાગી યુવક ! તારી હઠથી તારી જીંદગી બરબાદ થઈ જશે."

"તેની ચિંતા તમે ન કરો અને મારૂં જે થવાનું હોય તે ખુશીથી થવા દ્યો !"

"ઓ મૂર્ખ ! શું તારો આજ જવાબ છે ?"

"હા. એ મારો છેલ્લો જવાબ છે–દૃઢનિશ્ચય છે."

"તારો નિશ્ચય, લલિત ! તારે બદલવોજ પડશે."

" એ આશા આકાશમાંથી પુષ્પ ચુંટવા જેવી છે."

" હું જોઇશ કે તે તું કેમ નથી બદલાતો ?"

" સરદાર ! ખાંડ ખાજે ખાંડ !"

" શું પ્રભાવતીની પ્રાર્થનાને તારા મનમાં કાંઇ પણ માન નથી ? તે દિવસે તારે અહીંથી ચાલ્યા જવું અને આ કષ્ટમય કેદખાનામાંથી છુટકારો મેળવી લેવો, એ માટે તને પ્રભાવતીએ પત્રદ્વારા જે જણાવ્યું હતું તેજ આજે પણ ફરી તને જણાવે છે."

" તેના મુખેજ તેનો મત સાંભળ્યા વિના હું કાંઇ પણ કહી શકતો કે કરી શકતો નથી."

" એકંદર રીતે તારી ઇચ્છા પ્રભાવતી કે જેની સાથે મારો વિવાહ નિશ્ચય થઇ ગયો છે તેને એકાંતમાં મળવાની છે; પરંતુ લલિત ! આ વાત તને કલંકરૂપ છે." લલિત તરફ તિરસ્કારથી જોતો દુર્જન બોલ્યો.

" પ્રભાવતીને મળવું, શું એ લાંછનાસ્પદ છે ? ઠીક છે, કાંઇ ફિકર નહીં. સરદાર ! જો તમે મારા આ પ્રશ્નનો જવાબ હામાંજ આપતા હો તો પછી તેનો મત કે પ્રાર્થના મને કહી સંભળાવવાની શી જરૂર હતી ?"

" લલિત ! હવે તું મર્યાદાનું ઉલ્લંઘન કરે છે."

" તેમ કરવાની તમે મને ફરજ પાડો છો."

" ઓ મૂર્ખ ! હું તને મારા હુકમ મુજબ કામ કરવાની ફરજ પાડીશ."

" સરદાર ! જોઇશું કે શું થાય છે ?"

" લલિત ! હવે હું તને એકજ વખત છેવટનું કહું છું કે—પ્રભાવતીના અને મારા મત મુજબ તારે એક ક્ષણનો પણ વિલંબ ન કરતાં મારા પ્રદેશની હદની બહાર—બંગદેશમાં—એકદમ ચાલ્યા જવું. એમ કરી કુમાર ચંદ્રસિંહના ખૂન માટે થનાર દેહાન્ત શિક્ષા તારે ટાળી દેવી. જો તને આ પસંદ ન હોય અને તું તારો જીદ્દી સ્વભાવ નજ છોડવા માગતો હોય તો પછી મારા જેવો ખરાબ માણસ દુનિયામાં બીજો કોઈ નથી, એ તું ચોક્કસ માની લેજે."

" વારૂજી, પણ તમે કરશો શું ?"

" હું પ્રથમ તો તારા પ્રેમપંથમાં હરીફ થઇશ અને ગમે તેમ કરી તારૂં જીવન હરી લઇશ. મારા ગુસ્સાની સામે લલિત ! તું ટકી શકીશ નહિ, એ ધ્યાનમાં રાખજે." લલિત કાંઇ પણ બોલતો

નથી તે જોઈ તે ફરી બોલવા લાગ્યો–" જો, હજુ પણ વિચાર કર! નહિ તો હું તારી ખરી વાતો તત્કાળ ખોટી કરી બતાવીશ. ચંદ્રસિંહના ખૂન ઉપરાંત બીજા બે ખૂનોનો આરોપ તારા ઉપર મૂકીને હું તને દુનિયામાંથી હતો નહતો કરી નાંખવામાં જરા પણ પાછી પાની કરીશ નહિ. માટે લલિત ! તું મારો શત્રુ નહિ પણ મિત્ર થા ! "

" બીજા બે ખૂન ! તો તો તમે પાપી પિશાચ છો ! " લલિતે અત્યંત આશ્ચર્ય પામીને કહ્યું.

" હા અને લલિત! જો તું મારૂં કહ્યું નહીં માને તો હું પિશાચ કરતાં પણ ભુંડો છું. "

" દુર્જન ! તમે ગમે તેવા હો અને ગમે તે આરોપ મારા ઉપર મૂકશો તો તે સર્વે અસત્ય છે, તે હું સિદ્ધ કરી બતાવીશ. "

" કોણ તું સિદ્ધ કરીશ ? લલિત ! તારા ઉપર વિશ્વાસ કોણ મૂકશે ? મારા શબ્દોની સામે તારા શબ્દોની કાંઈપણ કિંમત નથી. આ કિલ્લામાંના તમામ લોકો માને છે કે–ચંદ્રસિંહનું ખૂન તેંજ કર્યું છે. તને કેદખાનામાં રાખવામાં આવ્યો પણ ત્યાંથી તું ન્હાસી જવાથી તને પકડી લાવવા બે સ્વારો મોકલવામાં આવ્યા તે બન્નેનું પણ તેં ખૂન કર્યું છે. એ હું હવે જાહેર કરીશ. તારી વિરૂદ્ધ હું ધારૂં તે કરી શકું. ઉપરાંત દુર્ગરક્ષક રણમલ પણ તારી વિરૂદ્ધમાં સાક્ષી પૂરશે. લલિત ! હજુ પણ વિચાર કર. તારી વિરૂદ્ધ મારી પાસે ઘણું છે અને તેને આધારે હું તારા ઉપર ત્રણ ખૂન કરવાનો અપરાધ સાબિત કરી શકીશ. "

" એકંદરે મારો સર્વ રીતે નાશ કરવાનો તમારો વિચાર છે, પણ ચિંતા નહીં. દુર્જન ! તમારાથી બને તેટલી દુર્જનતા કરવામાં જરા પણ પાછી પાની ન કરશો. મારો તો દયાળુ દેવાધિદેવ ઉપર સંપૂર્ણ વિશ્વાસ છે. "

" મારા કહેવા મુજબ કરવા તું ના પાડે છે ? "

" હા. હું તમારા કહેવા મુજબ કરી શકીશ નહીં. "

આ વાત સાંભળી એક ક્ષણને માટે દુર્જન ચુપ થઈ ગયો. એટલામાં તેને એક યુક્તિ સૂઝી આવી. તેણે એકદમ બુમ પાડી અને દરવાજા પાસે ગયો. ત્યાં જઈ. ભયભીત સ્વરે એકદમ બુમ પાડી ઉઠયો કે–" અરેરે ! ઓ દુર્ભાગી યુવક ! આવા ભયંકર ખૂન કરવા માટે તારૂં ચિત્ત શી રીતે તૈયાર થયું ? "

"સરદાર સાહેબ ! શું છે–કોણે ખૂન કર્યું ? આ તમે શું બોલો છો ? ખૂન શું અને વાત શી ?"

દુર્જનની વાત સાંભળી મધુરી–જે દરવાજાની બહારના ભાગમાં ઉભી હતી તે ભયભીત થઇને બોલી ઉઠી.

"એ દાસી ! હું શું કહું ? મને કાંઇપણ સૂઝ પડતી નથી. તેણે તમામ કબુલ કર્યું છે. કુમાર ચંદ્રનું ખૂન અને મારા બે સ્વારોનું ખૂન પણ તેણે કર્યું છે." દુર્જને ગુંચવાઇ ગયા જેવી પોતાની મુખમુદ્રા રાખીને તદ્દન બનાવટી વાત ઉભી કરી.

"નહીં–સરદાર ! એ બધું તરકટ છે !"

મધુરી સર્વ વાતો જાણતી હોવા સબબ દુર્જનનું કહેવું તદ્દન અસત્ય છે, એમ તે ખાત્રીથી માનતી હતી. તે ગુસ્સામાં આવીને બોલી:—

"સરદાર ! બિચારા લલિતનું સત્યાનાશ કરી નાંખવા માટે તમે પોતેજ આ બધું તરકટ રચ્યું છે–કાવતરૂં ગોઠવ્યું છે. તમારા તમામ દાવ–પેચ હું સારી રીતે જાણું છું."

"ચુપ ! દાસી ! તું કોની સામે બોલે છે તેનું તને ભાન છે ? જા, અહીંથી એકદમ ચાલી જા. મારી નજર સામેથી ખસી જા અને ધ્યાનમાં રાખજે કે–તું અત્યારે જે બોલી છે તેનો ફરી ઉચ્ચાર પણ કરીશ તો તારી વાત તું જાણે ! તેનું પરિણામ બહુજ ભયંકર આવશે. જો તું મારા હુકમ મુજબ નહીં વર્તે તો તારે આ કિલ્લામાંથી ચાલ્યા જવાનો વખત આવશે." દુર્જને ચીડાઇને કહ્યું.

---

## પ્રકરણ ૪૨ મું.

---

### લલિત ક્યાં ? જ્યાં હતો ત્યાંને ત્યાં !

પ્રભાવતીની દાસી મધુરી દુર્જનની વાત સાંભળી ચુપ રહી ગઇ. વધારે બોલવામાં ડહાપણ નથી, એમ માનીને તે દુર્જન તરફ તિરસ્કાર ભરેલી નજરે જોતી જોતી ત્યાંથી બીજી તરફ ચાલી ગઇ. જો પોતે કાંઇ ઓછું વત્તું બોલી જશે તો દુષ્ટ સ્વભાવવાળો નીચ દુર્જનસિંહ સરદાર સજ્જનને આડું અવળું સમજાવી પોતાને કઢાવી મૂકશે, એવો વિચાર તેના મનમાં આવવાથીજ તે કાંઇ પણ બોલી નહીં. તે દુર્જનની દુષ્ટતાથી વાકેફગાર હતી. તે જે રસ્તે જતી હતી તેજ રસ્તે સામેથી આવતો દુર્ગરક્ષક રણમલ તેને અચાનક મળી ગયો. તે દુર્જનને

મળવા માટે જતો હતો. તેની સાથે કાંઈ પણ વાતચિત ન કરતાં તે તેની તરફ જોઇનેજ નીચી નજરે તેની પાસે થઇ ચાલી ગઇ. રણમલ દુર્જનપાસે આવી પહોંચ્યો. તેને જોતાંજ દુર્જનને એક યુક્તિ સુઝી આવી અને તેણે તેને કહ્યું-"રણમલ! અત્યારેને અત્યારેજ છ સશસ્ત્ર સિપાઇઓ બોલાવી લાવ અને લલિત ઉપર સખત પહેરો ભરવાની ગોઠવણ કરી નાંખ. આપણો વિશ્વાસુ વૃદ્ધચારણ તેના ખાનપાનની ગોઠવણ કરશે. તેના શિવાય આ ઓરડામાં બીજો કોઇ ન જઇ શકે, તે માટેની સાવચેતી તારે રાખવાની છે. હવેથી લલિત આપણા કિલ્લામાં પાછો કેદી થયો એ વાત ધ્યાનમાં રાખજે.

"અન્નદાતા! આપના હુકમ મુજબ હું સત્વર ગોઠવણ કરીશ." રણમલે અદબથી નમન કરતાં કહ્યું.

થોડાજ વખતમાં દુર્જનના હુકમ મુજબ પહેરેગીરો લલિતની ઓરડી ઉપર પહેરો ભરવા લાગ્યા. દુર્જનના કહેવા મુજબજ બધી ગોઠવણો થાય છે, એ લલિતના જાણવામાં આવ્યું. પોતે ફરી કેદી થયો છે, એ બાબતમાં તેને કાંઇ પણ લાગ્યું નહિ. થોડાજ વખતમાં વૃદ્ધચારણ અંદર આવ્યો. તેણે તમામ વાતો વિસ્તારથી લલિતને કહી સંભળાવી. આજથીજ પોતાની તરફ એક કેદીની જેમ વર્તવામાં આવશે અને તબિયત જરા ઠીક થતાંજ પહેલાંના ભોંયરાવાળા કેદખાનામાં પોતાને પૂરવામાં આવશે, એ જાણી તેને જરા ખરાબ લાગ્યું. હવે પોતાની સ્થિતિ બહુજ શોચનીય થઇ જશે, એ વિચાર મનમાં આવતાં જ તેના નિવારણ માટે શાન્તચિત્તે વિચાર કરતો લલિત શય્યામાં પડયો.

રણમલને હુકમ આપી દુર્જન સભામહેલમાં આવ્યો. ત્યાં સરદાર સજ્જન તેની વાટ જોતો બેઠો હતો. વધારે ચાપચીપ ન કરતાં દુર્જન તેને પોતાની ઇચ્છા મુજબ સમજાવવા લાગ્યો. તે બોલ્યો-" આપે મને લલિતસિંહની મુલાકાત લેવા કહ્યું તે પ્રમાણે હું તે તરફ જવા માટે તૈયાર થાઉં તે પહેલાંજ તેણે એક માણસ મને બોલાવવા મોકલ્યો. આ બાબતમાં મને બહુજ અજાયબી થઇ. હું જ્યારે તેની પાસે ગયો ત્યારે તે બહુજ બેચેન થએલો જણાતો હતો. મને જોતાંજ હાથ જોડી-આંખમાં પાણી લાવી-તે બોલ્યો-" મને અભયદાન આપો!" એમ તે કહેવા લાગ્યો. પછી મેં તેને કહ્યું કે-" તેમ બની શકે તેવી કોઈ વાત હોય તો આગળ ઉપર જોઇશું" એ સાંભળતાંજ તેણે પોતાનું પાપી હૃદય મારી સમક્ષ ખુલ્લું કર્યું. ક્રોધમાં આવી

જઇને પોતેજ કુમાર ચંદ્રસિંહનું ખૂન કર્યું છે, એ તેણે મારી સામે કબુલ કર્યું અને તે બાબતમાં તમે મને સરદાર સજ્જનની પાસેથી ક્ષમા અપાવો, એવી પ્રાર્થના કરવા લાગ્યો. ઉપરાંત મારા બે સ્વારોનું પણ પોતેજ ખૂન કર્યું છે, એ પણ તેણે કબુલ કર્યું. તે વાત મારે તમને જરા સમજાવીને કહેવી પડશે. વાત એમ છે કે–તે દિવસે રાત્રે ભોંયરામાંના કેદખાનાનો દરવાજો બહુજ યુક્તિથી ઉઘાડી તે ન્હાસી ગયો. તે વાત તરતજ મારા વિશ્વાસુ દૂર્ગરક્ષક રણમલ્લના જાણવામાં આવી ગઇ. તેણે તેને પકડી લાવવા એકદમ તેની પાછળ બે સ્વારો દોડાવ્યા, તે સ્વારોએ તેને રસ્તામાં પકડી પાડ્યો. તેઓ તેને આ તરફ લઇ આવતા હતા ત્યારે રસ્તામાં લલિતે એક સ્વાર ઉપર હુમલો કર્યો. બીજો સ્વાર પોતાના સાથીની સહાય માટે દોડ્યો. સરદાર સાહેબ ! તે વખતે લલિત મરણીયો થઇ તે સ્વારો સાથે લડવા લાગ્યો. આખરે તેણે બન્ને સ્વારોને મારી નાંખ્યા. ક્રોધના આવેશમાં આવી જઇ પોતાને હાથે ભયંકર–રાક્ષસી–કૃત્ય થઇ ગયું, તે જોઇ તે બહુજ ગભરાઇ ગયો. પછી બહુજ પશ્ચાત્તાપ કરી પાછો તે કિલ્લા તરફ આવવા લાગ્યો. તમારો સ્વભાવ બહુજ દયાળુ છે તે તેના જાણવામાં હોવાથી તમારી પાસેજ પોતાના સર્વ અપરાધો કબૂલ કરી ક્ષમા માગવી; એવી તેની ઇચ્છા હતી. તે કિલ્લાના દરવાજાની પાસે આવતાંજ તમારી પુત્રીને વજેસંઘ લઇ જતો હતો તે તેના જોવામાં આવ્યું. આ વાત સાંભળી તેની પાસે વધુ વખત ઉભા રહેવામાં મને જોખમ જણાયું. તે ગમે તેવો હોય તોપણ ખૂનીજ હોવાથી વખતે નવા જાુનું કરી નાંખે. આવો ખૂની અને તેમાં પણ જીવ ઉપર ઉદાર થએલો કોણ જાણે શું એ કરી નાંખે ?! એટલા માટે મેં મધુરીને તેની પાસે જવાની મના કરી અને તેના ઉપર સશસ્ત્ર સિપાઇઓનો સખત પહેરો મૂક્યો. ”

દુર્જને ઉપર પ્રમાણે કહેલી હકીકત સાંભળી સજ્જન બહુજ આશ્ચર્ય પામ્યો. તેને ક્રોધ આવી ગયો. તેનું શરીર કંપવા લાગ્યું અને તે જોરથી બોલ્યો કે–“ દુર્જનસિંહજી ! તમે જે કાંઇ કર્યું તે યોગ્યજ કર્યું છે. તેના ઉપર પહેરો મૂક્યો તે ઘણુંજ સારૂં થયું. આમ થવાથી હવે તે ફરી કેદખાનામાંથી ન્હાસી શકશે નહિ. તેમજ તમે એવી સાવચેતી રાખજો કે–તે ફરી સટકી ન જાય. રાજધાનીમાંથી ન્યાયાધીશ ન આવે ત્યાં સુધી આપણે તેનો બંદોબસ્ત રાખવો જોઇએ. ” એટલું કહી તે જરા થોભ્યો પણ થોડીવાર પછી પુનઃ

બોલ્યો—"હાય—હાય ! લલિત ! મારા એકના એક કુળદીપકનું ખૂન કરવા માટે તારો હાથ કેમ ઉપડયો ? એ હું સમજી શકતો નથી અને એ બાબતમાંજ મને રહી રહીને અજાયબી ઉપજે છે."

વ્હાલા વાંચક ! એક વખત કેદખાનામાંથી છૂટેલો લલિત પાછો કેદ થઇ ગયો તેથીજ અમે આ પ્રકરણના મથાળે જણાવ્યું છે કે—લલિત ક્યાં ? જ્યાં હતો ત્યાંને ત્યાં !"

જે વાત દુર્જને સજ્જનને કહી તેમાં કેટલું સત્ય હતું, તે વાત અમારા વાંચકોની જાણ બહાર નથી. તેથી તે બાબતમાં વધુ વિવેચન કરવાની જરૂર નથી. દુર્જને લલિતને ફસાવવા માટે જે પ્રપંચની જાળ પાથરી હતી તેમાં તે કેટલેક અંશે ફાવ્યો હતો, પણ તેનું આખરે પરિણામ શું આવ્યું, તે આપણે આગળ ઉપર જોઇશું.

---

## પ્રકરણ ૪૩ મું.

### ન્યાયાધીશનું આગમન.

ગયા પ્રકરણમાં અમે જે વાત કહી આવ્યા તેને આજે દસ દિવસ થઇ ગયા હતા. રાજધાનીમાંથી ન્યાયાધીશ આવે છે, એ ખબર અગાઉથી આપવા માટે એક સ્વાર અજયદુર્ગમાં આવ્યો. ન્યાયાધીશની સરભરા કરવાનું કામ સરદાર દુર્જને પોતેજ હાથમાં લીધું હતું. ન્યાયસભાનું તમામ કામકાજ પદાર્થસંગ્રહાલયવાળા મોટા—વિશાળ—દિવાનખાનામાં કરવાનું નક્કી કરવામાં આવ્યું અને ત્યાં ન્યાયાધીશ માટે તેની યોગ્યતા પ્રમાણે એક ઉચ્ચ આસન તૈયાર કરવામાં આવ્યું. ન્યાયાધીશ હવે તરતમાંજ અહીં આવી પહોંચશે, એવા ખબર એક સ્વાર કિલ્લામાં લઇ આવતાંજ રિવાજ મુજબ તે પ્રાંતના સુબાને ત્યાં તેડી લાવવા માટે દુર્જને એક માણસને મોકલ્યો. ખરી રીતે જોતાં ન્યાયસભાનું કામકાજ પ્રાન્તસુબાને કરવાનું હોય છે પણ તેની વતી તમામ કામ દુર્જને ઉપાડી લીધું હતું અને તેમાં તેનો કોઇક જુદોજ હેતુ હતો. તે શું ?

તે પર્વત પ્રદેશનો સુબો અજયદુર્ગથી વીસ માઇલ દૂર રહેતો હતો. બીજે દિવસે તે અજયદુર્ગમાં આવી પહોંચ્યો. તે દુર્ગમાં આવી પહોચતાંજ તેની યોગ્યતા કરતાં પણ વધારે માન દુર્જને તેને આપ્યું. તેની તમામ વ્યવસ્થા થઇ ગયા પછી તેને દુર્જને પોતાનો હેતુ વિ-

સ્તારથી કહી સંભળાવ્યો. બીજે દિવસે ન્યાયાધીશ પણ ત્યાં આવી પહોંચ્યો. તેની સાથે ઘણા મનુષ્યો હતા. રાજ્યખટપટની શરૂઆત થયા પછી સરદાર સજ્જનસિંહની બાબતમાં મંદારનગરના મંત્રિ મંડળની માન્યતા બહુજ ખરાબ થઇ ગઇ હતી, એ અમે પ્રથમજ જણાવી આવ્યા છીએ. ન્યાયાધીશ તે મંત્રિમંડળમાંનોજ એક સભ્ય હતો. તે તરફ કાંઇ પણ ધ્યાન ન આપતાં સરદાર દુર્જન અને સજ્જને તેની બહુજ ઠાઠમાઠથી આગતા-સ્વાગતા કરી અને હદ ઉપરાંત માન આપ્યું. તેની સાથે આવેલા માણસોને રહેવા વિગેરેની ગોઠવણ જુદે જુદે સ્થાને કરી આપવામાં આવી. પોતાને માન સન્માન મળેલું જોઇ ન્યાયાધીશ સરદાર દુર્જનની ઉપર ખુશી ખુશી થઇ ગયો.

પોતાનો ન્યાય કરવા માટે ન્યાયાધીશ આવ્યો છે, એ વાત લલિતના જાણવામાં આવી પણ તે બાબતમાં તેણે કાંઇ પણ પરવાહ કરી નહીં. પોતાની ઉપર મૂકાએલા આરોપ ખોટા છે, એવું સિદ્ધ કરી બતાવવા માટે અવસર મળશે, એ વિચાર તેને આવવાથી તેને બહુજ આનંદ થયો. લગભગ સંધ્યા સમયે ન્યાયાધીશના મદદનીશે લલિત પાસે આવીને કહ્યું કે–"ન્યાયાધીશ સાહેબ તારો ન્યાય કરવા માટે આવ્યા છે. લલિત! આવતી કાલથીજ તારા ન્યાયનો પ્રારંભ થશે. તારા ઉપર જે જે આરોપો મૂકવામાં આવ્યા છે, તેમાંથી તારો છુટકારો થઇ જાય, તને શુદ્ધ, પવિત્ર અને નિષ્પક્ષપાતપણે ન્યાય મળે, તેવી ન્યાયાધીશ સાહેબની ઇચ્છા છે. તે માટે તારે જે કાંઇ તૈયારી કરવાની હોય કે સાક્ષીઓ બોલાવવાના હોય તો મને કહે, હું તારા કહેવા મુજબ ગોઠવણ કરીશ."

"તે માટે હું સર્વ રીતે તૈયાર છું. મારે મારી નિર્દોષતા સિદ્ધ કરવા માટે સાક્ષી પુરાવાની કાંઇ જરૂર નથી. તેમ તેવું મારી પાસે કાંઇ છે પણ નહીં! જો કદાચ હોય તો તે એટલુંજ કે–મારે પરમેશ્વરને માથે રાખી જે હકીકત બની છે તે સાચે સાચી કહી દેવી."

તે સાંભળી ન્યાયાધીશનો મદદગાર ત્યાંથી ચાલ્યો ગયો. લલિત વિચારમાં ગુલતાન થઈ ગયો. આવો શોચનીય–જીવન મરણનો જોખમ ભરેલો–સવાલ તેની સમક્ષ હતો, ખૂન જેવો મહા ભયંકર આરોપ તેના ઉપર મૂકવામાં આવ્યો હતો છતાં તેનું હૃદય શાન્ત હતું. તેના ચિત્તમાં હજુ પણ ઉત્સાહ હતો. પોતાના દુશ્મનો પોતાની વિરૂદ્ધ ગમે તેટલા જુઠ્ઠા પુરાવા રજુ કરશે તો પણ સત્ય વાત પ્રકટ થયા વિના રહેશે નહિજ! એવી તેને ખાત્રી હતી. આ વિચારમાં લગભગ

અર્ધી રાત થઇ ગઇ છતાં તે જાણી શક્યો નહીં. આખા કિલ્લામાં સર્વ ઠેકાણે શાન્તતા અને સ્તબ્ધતા છવાએલી હતી. લલિત શાન્ત ચિત્તે પોતાની પથારીમાં સુતો હતો. એટલામાં તેના ઓરડાનો દરવાજો ઉઘડયો અને વીજલ અંદર આવ્યો. તેને જોતાંજ આનંદ પામી લલિત બોલ્યો—

"મારા સંકટના સમયમાં સહાય થનારા મિત્ર! તું આટલા દિવસ પછી મને મળ્યો તેથી મને બહુજ આનંદ થાય છે." એમ કહી તેને પોતાની પાસે બોલાવ્યો અને તેનો પોશાક જોઇ બોલ્યો "પણ વીજલ! આ શું? આ નવીન પોશાક તેં શા માટે પહેર્યો?"

"આ દરવાજા ઉપર પહેરો ભરનારા પહેરેગીરનો આ પોશાક છે. લલિત! આજે મારે તમારા ઉપર ચોકી કરવી પડે છે. જો આજે તમે અહીંથી ન્હાસી જશો તો હું તમને અટકાવીશ." વીજલે હસતાં હસતાં કહ્યું.

'વીજલ! આ કામ તારી પાસે શી રીતે આવ્યું?"

"અહીં જે પહેરેગીર હતો તેનો કોઇ નજીકનો સગો ન્યાયાધીશની સાથે આવ્યો છે. તેની સાથે શાન્તિથી બે ઘડી વાતચિત કરવાનું મળે, તેટલા માટે તેણે પોતાનું કામ કરવા માટે મને વિનંતિ કરી. હું પણ આવોજ વખત ઘણા દિવસથી ખોળતો હતો. 'જોઇતું હતું ને વૈદે કહ્યું,' એવો ઘાટ થઇ ગયો."

"વીજલ, આમાં તારો કાંઇક ગુપ્ત હેતુ હોવો જોઇએ. હું ઘણી સારી રીતે જાણું છું કે—મારા ઉપર તારો પ્રેમ હોવા સાથેજ તું મારૂં ભલું કરવા ઇચ્છે છે. મારૂં દુઃખ જોઇ તને પણ દુઃખ થાય છે. આવા આપત્તિના સમયમાં મને મદદ કરવાની તારી ધારણા છે. કદાચ અહીંથી ન્હાસી જવા માટે તેં કોઇક માર્ગ શોધી કાઢયો હશે. વીજલ, જો એ મારૂં કહેવું સાચુંજ હોય તો મારે કહેવુંજ જોઇએ કે એમાં તેં ખરેખર ભૂલજ કરી છે."

"લલિત! તમારી સમજફેર થાય છે. તમને દુઃખમાં જોઇ મારા હૃદય ઉપર વારંવાર દુઃખના સખત આઘાત થાય છે, એ ખરૂં છે છતાં તમે ખરેખર નિર્દોષ છો. મારો આ મત સાંભળી તમને આનંદ થશે અને તે આનંદમાં ઓર વધારો થાય, એવી વાત હવે હું તમને કહીશ. આવી શોચનીય સ્થિતિમાં પણ તમને તે વાત સાંભળી આનંદ થશે."

"એવી તે કઇ વાત છે?" લલિતે ઉત્સુકતાથી પુછ્યું.

"તમારા વિષયમાં પ્રભાવતીબાનો શો મત છે, તે તમે જાણવા માગો છો?"

"શું પ્રભાવતીનો મારા વિષયમાં મત? કહે, વીજલ! તે તું મને સત્વર કહે. હું નિર્દોષ છું, એવું તેને લાગે છે? નહીં, મારી બાબતમાં તેને એમ લાગે ખરૂં કે?"

"તેનો મત હું તમને કહી સંભળાવું તે કરતાં તે પોતેજ પોતાના મુખે તમને કહેનાર છે."

"શું તે પોતેજ કહેનાર છે? ત્યારે શું તું એમ કહે છે કે તેની મને મુલાકાત થશે?"

"હા, કુમાર."

"ક્યારે?"

"તરતમાંજ!"

"તો તો વીજલ! મારે તારો અનહદ ઉપકાર માનવો જોઇએ."

"તેનું થઇ પડશે."

લલિતની ઉત્સુકતા જોઉ વીજલને જરા અજાયબી થઇ. તે બોલ્યો "લલિત! આ કામ બહુજ છુપી રીતે થવું જોઇએ. તમો બન્ને એકાન્તમાં છુપી રીતે મળી શકો, તેવી મેં ગોઠવણ કરી રાખી છે. જરા થોભી જાઓ ને શાન્ત થાઓ! જ્યારે બહાર અને કિલ્લામાં સર્વત્ર શાન્તતા અને સ્તબ્ધતા છવાઇ જશે ત્યારે મધુરી પ્રભાવતીને લઇ અહીં આવી પહોંચશે."

એટલામાં જ ધીમેથી મધુરી દરવાજો ઉઘાડી અંદર આવી. પ્રભાવતી તેની સાથે નહોતી!

---

## પ્રકરણ ૪૪ મું.

---

### છુપો રસ્તો–છુપી મુલાકાત.

મધુરીને ત્યાં આવેલી જોતાંજ લલિતને અત્યંત આનંદ થયો. તે એકદમ શય્યામાંથી ઉઠીને ઉભો થઇ ગયો. આવા વિકટ વખતમાં પણ દુનિયામાં પોતાને મદદ કરનારાઓ છે, તે જાણી તે કેટલેક અંશે સંતોષ પામ્યો. તેની આંખોમાં આંસુ આવ્યા અને હૃદય પણ ભરાઇ આવ્યું, તે રડી પડયો. તેની આવી કરૂણાજનક સ્થિતિ જોઇ મધુરીએ તેનો હાથ પકડયો. પોતાની સાડીના પાલવથી તેના આંસુ લુછી નાંખ્યા. આ વખતે વીજલની આંખોમાં પણ આંસુ ચમકતા હતા. એક ક્ષણ

સુધી તે ત્રણે તે સ્થિતિમાંજ સ્થિર રહ્યા. આખરે મધુરી સંપૂર્ણ સહાનુભૂતિ સૂચક સ્વરે બોલી–" લલિતસિંહ ! આમ દુઃખી ન થાઓ. તમારૂં દુઃખ જોઇ અમારાં અંતર કપાય છે પણ અમે તદ્દન નિરૂપાય છીએ. જો તમે આમ કરશો તો પછી પ્રભાવતીની સ્થિતિ કેવી થઇ જશે, તેનો કાંઇક વિચાર કરો. લલિત! તમે નિર્દોષ હોવાથી તમારે નિરાશ થઇ જવાનું કાંઇ પણ કારણ નથી. તમારા દુશ્મનો તમારા ઉપર ગમે તેટલા આરોપ મૂકે છતાં ઇશ્વર ન્યાયી છે અને તેજ આખરે સત્યને સૂર્યની જેમ પ્રકટ કરશેજ ! સત્યનો જય છે અને પાપ–અસત્યનો પરાજય છે, શું એ તમે નથી જાણતા? વારૂ, પણ હવે આપણે આવી વાતોમાં વખત વીતાવવો એ બિન જરૂરતું છે. પ્રભા તમારી વાટ જોઇ બેસી રહી છે. હવે આપણે અહીંથી બહુજ સાવચેતી સાથે જવું જોઇએ. વીજલ ! અમે જ્યાં સુધી અહીં પાછા ન આવીએ ત્યાં સુધી બધુંએ બરાબર સાચવવાનું કામ તારે માથે છે. કોઇને વહેમ આવે, તેવું કાંઇ પણ કરીશ નહિ."

એમ કહી મધુરી લલિતને એક દિવાલ પાસે લઇ આવી. એક પળ સુધી તેણે દિવાલ ધ્યાનથી તપાસી જોઇ અને તે દિવાલમાંની એક ખુંટી નીચે ખેંચી તે સાથેજ એક છુપો દરવાજો ખુલી ગયો. તે છુપા દરવાજાની માહિતી મધુરીને કિલ્લામાંના વૃદ્ધ ચારણે આપી હતી. પ્રથમ તો તે ચારણનો તે રસ્તે અજયદૂર્ગમાંથી લલિતને નહસાડી મૂકવાનો વિચાર હતો પરંતુ આવું કામ લલિત કદાપિ કરશે નહિ, એવું તેને મધુરીએ કહેતાંજ તેણે તે વિચાર માંડી વાળ્યો હતો.

તે બન્ને–લલિત અને મધુરી–તે દરવાજામાં થઇ આગળ વધતાંજ એક સાંકડા રસ્તે ચાલવા લાગ્યા. આ રસ્તો બહુજ સાંકડો અને છુપો હતો. તે દિવાલમાંજ બનાવવામાં આવેલો હતો. થોડો વખત ચાલ્યા પછી તે રસ્તો પૂરો થઇ ગયો, ત્યાં મધુરી નીચે બેસી હાથ ફેરવી જોવા લાગી. ત્યાં એક ખુંટી તેના હાથમાં આવી. તે ઉપર પોતાનો પગ મુકી ખૂબ જોરથી તેને દાબી તે સાથેજ નીચે જવા માટેનો એક દરવાજો ખુલી ગયો અને બન્ને તે દરવાજામા થઇ અંદર ગયા. થોડીવાર ચાલ્યા પછી એક દાદર તેમના જોવામાં આવ્યો. આખરે તેઓ કિલ્લામાંના એક દેવાલયમાં જઈ પહોંચ્યા. ત્યાં આવતાંજ મધુરીએ એક ખૂણા તરફ આંગળી કરી લલિતને અંદર જવાની સૂચના કરી. તે પ્રમાણે તેણે કર્યું. તે જરાક આગળ ગયો એટલે સામેથી આવતી પ્રભાવતી તેને દેખાઇ. પણ કેવી અજાયબી! તેની મુખમુદ્રામાં બહુજ ફરક પડી ગયો હતો. તેની મુખમુદ્રા ઉપરની

પ્રસન્નતા અને પ્રફુલ્લતા કોણ જાણે ક્યાંએ ઉડી ગઇ હતી. અત્યારે તેનું મનમોહક મુખ નિસ્તેજ, ઉદાસીનતાથી ભરપુર અને દુઃખી દેખાતું હતું. ઉપરા ઉપરી આવતી આપત્તિઓના અસહ્ય આઘાતથી અને ઉત્સાહનો ભંગ થઇ નિરાશ થઇ જવાથી તેની શારીરિક અને માનસિક શક્તિ ક્ષીણ થઇ ગઇ હતી. તે ધીમે ધીમે પગલાં ભરતી આવતી હતી. એકદમ તેની પાસે જઇ લલિતે તેનો હાથ પકડયો. તે કોમળ હાથ ઠંડો લાગતો હતો અને ધ્રજતો હતો. બે દિવસથી તે એક સરખી રીતે આંખોમાંથી આંસુઓનો વરસાદ વરસાવતી હોવાથી તેના કુમુદિની જેવા વિશાળ નયનો લાલચોળ થઇ ગયા હતા. એક ક્ષણ સુધી તેની નિસ્તેજ મુખમુદ્રા તરફ જોઇ લલિત બોલ્યો:—

"પ્રભા! મધુરીને મેં જે ખરેખરી હકીકત કહી છે, તે ઉપર તને વિશ્વાસ છે ?"

"હા. મને તે ઉપર સંપૂર્ણ વિશ્વાસ છે. તે દિવસે જંગલમાં જે કાંઇ બન્યું તેની ખરી હકીકત તમારા તરફથી મારા જાણવામાં આવે તે પહેલાંજ તમે તદ્દન નિર્દોષ છો, એમ મારા હૃદયાત્માએ મારી ખાત્રી કરી આપી હતી. લલિત, હું ચાહું છું કે આવતી કાલે તમે નિર્દોષ ઠરો અને પરમેશ્વર તમને સંપૂર્ણ સહાય આપે." પ્રભાવતીએ દુઃખી અવાજે કહ્યું.

પ્રભાવતી વાકય પુરૂં કરી રહ્યા પછી ધીમે ધીમે રડવા લાગી. દુઃખના આવેગમાં આવી જઇ તેણે પોતાના હાથે પોતાનું મુખ છુપાવી લીધું. પ્રભાવતીની હૃદયભેદક, કરૂણાજનક, શોચનીય અને દુઃખદ સ્થિતિ જોઇ લલિતસિંહનું હૃદય દુઃખી થયું અને તે બોલ્યો:-

## પ્રકરણ ૪૫ મું.

### "લલિત તમારો જય થાઓ."

"ઓ જગતના નાથ ! આ તારો કેવો ન્યાય ? મારે માટે આ તાજા કમળની કાન્તિવન્ત કુસુમકળી સમાન કમનીય કુમારિકાની કેવી હૃદયભેદક સ્થિતિ થઇ ગઇ !? મારા જેવા દુર્ભાગીને ચાહવાના બદલામાં તેને શું તેં આવી શિક્ષા કરી? ઓ પરમાત્મા! તારે ત્યાં ન્યાયજ નથી!" થોડીવારમાંજ તેની આંખોમાંથી આંસુ વહેવા લાગ્યા. ક્ષણ પછી તે આંસુ લુંછીને ગદ્દગદિત સ્વરે બોલ્યો:—અને હોય તો તે ક્યાં છે ? તે મને બતાવ !" તે થોડી વાર સુધી થોભ્યો અને ફરી બોલ્યો:—

" પ્રભાવતી ! શાન્ત થા—જરા શાન્ત થા ! "

" લલિત શું હું શાન્ત થાઉં ? " એમ કહી પ્રભાવતીએ આંસુ ભરી આંખે તેના તરફ જોયું. તે વખતે તેની સ્થિતિ બહુજ કરૂણા—જનક થઈ ગઈ હતી. તત્કાળ તે લલિતસિંહની સાથે વિંટાઇ ગઇ અને રડતી રડતી બોલી—" મારા પ્રિયપ્રાણ ! જ્યારે તું આવાં દુઃખમાં છે ત્યારે હું શી રીતે શાન્ત થઇ શકું ? ઓ નસીબ ! મારા પ્રિયપ્રાણની ઉપર આ કેવો દુઃખદ પ્રસંગ ! "

વ્હાલા વાંચક ! તે વખતનું તેમનું—રોહિણીચંદ્રનું—મિલન કાળાં વાદળાંઓથી છવાઇ ગએલું દેખાતું હતું. થોડીવાર પછી પ્રભાવતી તેનાથી દૂર જઇ ઉભી રહી અને બોલી—

"લલિત! તમને મેં કેટલે દરજ્જે ચાહ્યા છે, તમારા ઉપર મારો કેટલો પ્રેમ હતો અને છે તે ફક્ત પરમેશ્વરજ જાણે છે. પરંતુ આપણો પ્રેમ પરમાત્માને ગમ્યો નથી. એક ક્ષણ પહેલાં મેં મારા હૃદયની નિર્બળતા પ્રકટ કરી તેને માટે મને બહુજ લાગી આવે છે. લલિત ! તમને હું સંપૂર્ણપણે ચાહું છું છતાં લાચાર છું કે—બીજાને મેં વચન આપી દીધું છે."

" પ્રભા ! તે હું જાણું છું. શું તેં દુર્જનસિંહને વચન આપ્યું છે ? "

" હા. તે બધી વાત તમને કહેવા માટે અને તમારી સમજફેર દૂર કરવા માટે મેં આ છુપી ભેટની ગોઠવણ કરેલ છે." દુઃખી દિલે પ્રભાવતી બોલી. તેને દુર્જનસિંહનું નામ એટલું બધું અપ્રિય થઇ પડ્યું હતું કે તેનો ઉચ્ચાર કરવા માત્રમાં તેને ભય લાગતો હતો.

" તારી બાબતમાં મારી સમજફેર થએલ છે, એ તને કોણે કહ્યું ? કોઇ દિવસે મેં તારી પ્રાર્થનાને જરા પણ તરછોડી છે ખરી કે ? "

" નહીં. પરંતુ મારો પત્ર જોઇ તમને શું લાગ્યું હશે, તે બાબતમાં મને કાંઇપણ કલ્પના થઇ શકતી નહોતી. બધી વાત હું તમને ક્યારે કહું, એ બાબતમાં હું બહુજ ઉત્સુક થઇ ગઇ હતી. હાય—તે દિવસે—જો તે દિવસ ઉગ્યોજ નહોત તો કેવું સારૂં થાત ! તે દિવસે—મારો પ્રાણથી પણ પ્યારો ભાઇ ગુમ થયો, તમને ભોંયરાના ભયંકર કેદખાનામાં કેદ કરવામાં આવ્યા અને મારા પિતાજીએ મારી પાસે આવીને મને કહ્યું—' મારે દુર્જન પાસે જઇને તેમની સાથે તારા લગ્ન કરવાની બાબતમાં તારે તારી મરજી મુજબ હા કે ના પાડવી.' તે પ્રમાણે તેઓ મને તેની પાસે લઇ ગયા. ત્યાંથી તેઓ ચાલ્યા ગયા

અને અમે બન્નેજ ત્યાં રહ્યા. મને એકલીનેજ ત્યાં જોઇ તેણે મને એક પછી એક ભયંકર અને હૃદયવિદારક વાતો કહી સંભળાવી."

"અને પ્રભાવતી ! હું ચાહું છું કે–તે બધી વાતો તું મને કહે." લલિતે એકદમ ઉત્સુકતાથી પૂછ્યું.

"તેમણે મને પૂછ્યું કે હજુ પણ તું લલિતને ચાહે છે કે ?"

"તેનો તેં શો જવાબ આપ્યો ?"

"એજ કે હું મારા પ્રાણુ કરતાં પણુ લલિતને વધારે ચાહું છું."

"વારૂ, પછી શું થયું ?"

"બીજો પ્રશ્ન એ પૂછાયો કે–' તેના ઉપરથી પ્રેમ ઓછો થશે કે નહિ ?' આ સવાલનો જવાબ મેં એવો આપ્યો કે–મારા શરીરમાં જ્યાં સુધી પ્રાણુ છે ત્યાંસુધી લલિત પ્રત્યેનો મારો પ્રેમ એક તલમાત્ર પણુ ઓછો થશે નહિ. આ વાત મેં બહુજ અભિમાનથી કહી પણુ તેમણે મારા અભિમાનને વધારે વખત ટકવા દીધો નહીં. લલિત ! ફક્ત મારા પ્રેમને લીધેજ તમારા ઉપર આવો ભયંકર વખત આવ્યો છે. તેને માટે મને બહુજ અફસોસ થાય છે પણુ હું લાચાર છું–નિરૂપાય છું. જો હું તમને ચાહતી ન હોત તો તે તમારા તરફ જોત પણુ નહીં. તેમનું મન બહુજ અદેખાઇ ભરેલું છે. મારી સાથે લગ્નગાંઠથી જોડાવાનો દ્રઢનિશ્ચય તેમણે કર્યો છે, એ તેમણે મને કહી સંભળાવ્યું. તે બોલ્યા કે–જો તું મારી સાથે લગ્નગાંઠથી જોડાઇશ તો હું લલિતના એક વાળને પણુ ઈજા આવવા દઇશ નહિ અને તમામ આફતોમાંથી હું તેને બચાવીશ. જો તું મારી સાથે લગ્નગાંઠથી જોડાવાની ના પાડીશ તો............હાય........"

"તે ગમે તે રીતે મારો નાશ કરશે એમજ ને ?"

"હા !" આ એકજ શબ્દ બોલતાં તેના હૃદયને બહુજ વેદના થઇ. તે આગળ બોલવા લાગી–"લલિત ! તમે જો સંપૂર્ણપણે નિર્દોષી હશો તોપણુ પુરાવાઓ ઉપરથી આખરે અપરાધી ઠરશોજ. ઉપરાંત ન્યાયાધીશ અને તેના મદદગાર વિગેરે તેના હાથમાં હોવાથી તે તમને દોષીજ ઠરાવશે. ત્યાર પછી તમારી વિરૂદ્ધમાં મને તેમણે એક પછી એક એમ બહુજ ભયંકર વાતો કહી સંભળાવી. તે વખતે મારી સ્થિતિ બહુજ શોચનીય અને કરૂણાજનક થઇ પડી. હું તેમને પગે પડી–જુદી જુદી રીતે તેમની પ્રાર્થના કરી–તેમને શરણે ગઇ અને આખરે રડી પડી. ત્યારે તેઓએ કહ્યું કે–જો તું મારી શરતો કબૂલ કરીશ તો હું લલિતના પ્રાણુ બચાવીશ, એવી આશા તેમણે

મને આપી. લલિત, તમને બચાવવાનો રસ્તો છે, તે જાણુતાંજ–ફક્ત તમને બચાવવા માટેજ–હું તેમની શરત કબૂલ કરવા માટે તૈયાર થઇ ગઇ."

"પણ તે શરત શું હતી–કેવી હતી?"

"તે બહુજ ભયંકર અને હૃદયભેદક શરત હતી અને તે એક મારે 'તેમની સાથે લગ્ન કરવું.' લલિત! એક તરફ પ્રેમ અને બીજી બાજુએ મારા પ્રેમી પ્રિયતમના પ્રાણ! આમ હું સંકટમાં સપડાઇ. લલિત! મેં ફક્ત તમારા પ્રાણ બચાવવા માટે કમનસીબ પ્રેમનો ત્યાગ કર્યો. પ્રેમીના પ્રાણ કરતાં પ્રેમને તુચ્છ માન્યો અને મેં તેમની સાથે લગ્નથી જોડાવાની હા પાડી. પછી તેમણે તમારા બચાવ માટેનો માર્ગ બતાવ્યો. કેદખાનામાંથી તમને શી રીતે મુક્ત કરવા અને ત્યાર પછી તમારૂં શું કરવું, વિગેરે બાબતો કહ્યા પછી તમારા વિશ્વાસને માટે તેમણે મારી પાસે એક પત્ર પણ લખાવી લીધો."

"હવે બધી વાત મારા સમજવામાં આવી. પ્રભા! તારા તે પત્રે મારી બહુજ દુર્દશા કરી. જેને માટે મારા આત્માએ અને શરીરે હિંમત ધારણ કરી હતી, તેજ આશાતંતુ તુટી ગયો અને હું સર્વ રીતે હતાશ થયો–નિરાશ બની ગયો. પરંતુ પ્રભાવતી! તું ચોક્કસ માનજે કે–આ હૃદયમાં ઉત્પન્ન થએલો પ્રેમવૃક્ષ હજુ તેવોને તેવોજ કાયમ છે. તેને દુનિયાની કે દેવલોકની કોઇપણ શક્તિ આ ભવમાં તો ઉખેડી શકશે નહિ." ઉદ્વિગ્ન ચિત્તે ઉશ્કેરાઈ ગઈ લલિતે કહ્યું.

થોડો વખત સુધી પ્રભાવતી સ્તબ્ધ રહી. તે બન્ને જણા પોત પોતાના વિચારમાં નિમગ્ન હતા. એક ક્ષણ પછી પ્રભાવતી બોલી:—

"લલિત! અમારી વાતચિત પૂર્ણ થતાંજ પિતાજી ત્યાં આવ્યા. લગ્નને માટે મેં હા પાડી છે, એ વાત જ્યારે તેમણે તેમને કહી સંભળાવી ત્યારે તો પ્રથમ પિતાજીએ તે વાત ખરી માની નહીં. પરંતુ મેં હા શા માટે પાડી? લલિત! ફક્ત એકજ શરતે અને તે તને બચાવવાની શરતેજ! મારા પ્રેમને બાળી નાંખવા માટે, મારૂં તમામ જીવન દુઃખમાં વીતાવવા માટે અને જીવન નીરસ કરી નાંખવા માટે હું તૈયાર થઇ હતી એ વાત તેમના જાણવામાં શી રીતે આવી શકે?"

"પ્રભાવતી! હું તારા સ્વાર્થત્યાગ માટે તારો ખરા અંતઃકરણથી આભાર માનું છું, તને ધન્યવાદ આપું છું. તારા પ્રેમભાવમાં મને કોઇ કાળે પણ શંકા ઉદ્ભવે તેમ નથી. પરંતુ આવતી કાલે–હું સંપૂર્ણ પણે નિર્દોષ છતાં–જો મારા કમનસીબે મને એક ખૂનીની જેમ દેહાન્તદંડ મળે તો તમામ વાતોનો અન્ત થઇ જશે; પણ કદાચ

ભાગ્યયોગે તે ભયંકર કસોટીમાંથી હું પસાર થઇ જાઉં તો હું તારી આશા રાખું કે નહિ ?"

"હવે આશા શાની અને કેવી!? જો તમને બચાવવામાં આવે તો તેમની સાથે લગ્નથી જોડાવાનું મેં તેમને વચન આપ્યું છે. તેમણે પોતાની શરત મુજબ એક વાર તમારા પ્રાણ બચાવ્યા. તમારો છુટકારો કરી તેમણે પોતાનું વચન પાળ્યું છે તો હવે મારે પણ મારૂં વચન પાળવુંજ જોઇએ. તમે ફરી પાછા અહીં શા માટે આવ્યા, તે હું જાણુતી નથી છતાં લલિત! હું વચનના પરમ પવિત્ર બંધથી બંધાઇ ગએલી છું. તે શિવાય લલિત, આપણો પ્રેમ પરમાત્માને પસંદ નથી. આપણામાં કમનસીબ સ્નેહભાવ પ્રકટ થયા પછી આપણા ઉપર એક પછી બીજી એમ કોઇને કોઈ આફત આવેજ જાય છે અને અદ્‌ભુત બનાવો બન્યા જ કરે છે.

"તે ખરૂં છે પરંતુ તે અદ્‌ભુત બનાવોના મર્મ આપણે જાણી શકતા નથી એજ કારણથી આપણે કાંઇનું કાંઇ માની લઇએ છીએ. તે દિવસે ભોજનોત્સવને સમયે તે ચમત્કારિક આકૃતિ તારી પાસે આવી અને......

"તે આકૃતિએ શી ઇશારત કરી?" પ્રભાએ ઉત્સુકતાથી વચમાંજ પૂછ્યું.

"એજ કે–પ્રભા! તું કોઇ કાળે દુર્જનની પત્ની થઇ શકીશ નહિ અને તેજ મારે પુનઃ કિલ્લામાં આવવાનું પ્રબળ કારણ છે. જે અદ્‌ભુત આકૃતિએ તને ઇશારત કરી તેજ આકૃતિએ ફરી અહીં આવવાની મને પણ ઇશારત કરી."

લલિત આટલું બોલ્યો તેટલામાંજ ખૂણામાં રાખેલા દીપકનો પ્રકાશ એકદમ મોટો થયો અને તે બન્નેનું ધ્યાન તે તરફ ખેંચાયું. થોડાજ વખતમાં ત્યાંનો એક દરવાજો ઉઘડ્યો અને ધીમે ધીમે તેમના પરિચયમાં આવેલી અદ્‌ભુત આકૃતિ અંદર આવી. તેને જોઇ તે બન્નેને જરા પણ ભય લાગ્યો નહિ. ધીમે ધીમે તે આકૃતિ તે બન્નેની પાસે આવી અને પોતાનો હાથ ઉંચો કરી આશીર્વાદ આપ્યો અને તેમને તત્કાળ છૂટા પડી જવાની ઇશારત કરી. પછી તે આકૃતિ અદ્રશ્ય થઇ ગઇ. દરવાજાની બહાર તેઓ આવ્યા. ત્યાં મધુરી ઉંઘતી હતી. તેને પ્રભાવતીએ જગાડી. તે બન્ને જોએલી અદ્‌ભુત આકૃતિના વિચારમાં તલ્લીન થઈ ગયા. મધુરી ઉઠતાં જ પ્રભા ત્યાંથી ચાલી નિકળી. એટલામાં કોઇના આવવાનો અવાજ સંભળાયો અને થોડીજ વારમાં ઝાંખું ઝાંખું અજવાળું દેખાવા લાગ્યું.

તે સાથેજ તેઓ ત્યાં થોભી ગયા. ધીમે ધીમે તે પ્રકાશ તેમની પાસે ને પાસે આવવા લાગ્યો ત્યારે આખા શરીર ઉપર ધોળું વસ્ત્ર ઓઢી કોઇ મનુષ્ય આવ્યો છે, એવું તેઓ નક્કી કરે તેટલામાં તો તે મનુષ્ય જેવી જણાતી આકૃતિએ પોતાના શરીર ઉપરનું વસ્ત્ર ફેંકી દીધું. તે સાથે તે ત્રણે ચમકયા—ગભરાયા. તે શું હતું ?

વાંચક! તે એક માંસ અને ચામડી વિનાનું હાડપિંજર હતું.

તેને જોતાંજ મધુરી એ એક ધીમી ચીસ પાડી તે સાથેજ તે આકૃતિ અને પ્રકાશ કોણ જાણે કયાંએ ગુમ થઇ ગયાં. આ વખતે મધુરી થરથર ધ્રુજતી હતી. આખરે છુટા પડતી વખતે લલિતે પ્રભાને કહ્યું—

"પ્રભા! હવે હું જાઉં છું."

"ભલે!" આવતી કાલની ભયંકર કસોટીમાંથી તે દયાળુ પરમાત્મા તમને બચાવશે!" અત્યંત સદ્‌ગદિત સ્વરે પ્રભા બોલી.

"અને હું પણ આશીશ આપું છું કે—લલિત તમારો જય થાઓ—વિજય થાઓ. તમે નિર્દોષ અને નિષ્કલંક બનો, એજ મારી અંતરની અનન્ય અભિલાષા છે!" મધુરીએ કહ્યું.

આ વખતે પ્રભાની સ્થિતિ બહુજ શોચનીય થઇ. લલિતને, જા, કહેવાનું તેને બહુજ ભારે લાગ્યું. તે દુઃખી થઇ પણ લાચાર હતી.

રડતી રડતી તે ત્યાંથી ચાલી ગઇ અને લલિત પણ પોતાને આપવામાં આવેલા ઓરડા તરફ ચાલ્યો ગયો.

---

## પ્રકરણ ૪૬ મું.

### ન્યાયમન્દિરમાં.

પોતાના રાજ્યમાંથી અંધકારરૂપ રાક્ષસનો નાશ કરતા પૂર્વ દિશાના આકાશમાં બાલરવિનાં આરક્ત કિરણો ઉદય પામવા લાગ્યા. પ્રાતઃકાળના પવનથી પૃથ્વીના પ્રત્યેક પ્રાણિમાં પ્રફુલ્લતા પ્રકટ થવા લાગી. પુષ્પપુંજ પ્રફુલ્લિત થવા લાગ્યા. મધુલોલુપ ભમરાઓનાં વૃંદ અત્યંત આનંદ પામી ગુંજારવ કરવા લાગ્યા. આવા પ્રાતઃકાળના સમયે અજયદુર્ગમાંના પદાર્થસંગ્રહાલય નામક ભવ્ય ભુવનમાં ન્યાયસભાની રચના બહુજ સાવચેતીથી થવા લાગી. થોડાજ વખતમાં સર્વ તૈયારીઓ થઇ ગઇ. મન્દારનગરથી માત્ર લલિતનો ન્યાય કરવા માટેજ આવેલ ન્યાયાધીશની સ્વારી પોતાની સાથેના માણસો સાથે ત્યાં આવી પહોંચી અને પોતાને સ્થાને વિરાજમાન થઇ.

ન્યાયાધીશને માટે બનાવેલા ઉચ્ચ આસનની પાસે એક મનુષ્ય રાજદંડ લઇ ઉભો હતો. તેની જરાક નીચે ન્યાયાધીશના સ્મૃતિ-શ્રુતિના ધુરંધુર ચાર સહાયકો બેઠા હતા. તેની બાજુએ ન્યાયાધીશનો શિરસ્તેદાર બેઠો હતો. બીજી બાજુએ તે પર્વત પ્રદેશનો સુબો બેઠો હતો. ન્યાયાસનની ડાબી બાજુએ આરોપીને માટે એક પાંજરા જેવી જગ્યા તૈયાર કરેલી હતી. તેની પાસેજ સરદાર સજ્જનસિંહ, દુર્જનસિંહ, વીરસિંહ અને બીજા કેટલાક અન્ય સરદારો તેમજ સારા સારા ગૃહસ્થો બેઠા હતા. ન્યાયના પવિત્ર કામમાં સહાયભુત સાક્ષીઓ પણ ન્યાયાસનની પાછળના ભાગમાં બેઠા હતા. કુલે દસ સાક્ષીઓ હતા. તેમાં મુખ્ય તો બે અરણ્યરક્ષક, એક કિલ્લાના દરવાજા ઉપરનો પહેરેગીર, વૃદ્ધ દુર્ગરક્ષક રણુમલ અને બીજો એક નોકર, એટલાજ હતા.

થોડાજ વખતમાં બે સિપાઇઓ લલિતસિંહને લઇ ત્યાં આવી પહોંચ્યા. લલિતની કંબરે એક મજબૂત સાંકળ બાંધેલી હતી અને તેનો એક છેડો એક સિપાઇના હાથમાં હતો. હજુ પણ લલિતના માથા ઉપર થએલા ઘા ઉપર ધોળો પાટો બાંધેલો હતો. તેની મુખમુદ્રા નિસ્તેજ પરંતુ શાન્ત દેખાતી હતી. તે સમયે તેના મુખ ઉપર એક જાતનું ચમત્કારિક તેજ પ્રસરેલું હતું-ચમકતું હતું. તે ન્યાયમંદિરમાં આવતાંજ ત્યાં એકત્ર થએલા સર્વે લોકો તેની તરફ જોવા લાગ્યા. લલિતે પ્રથમ ન્યાયાધીશ તરફ જોઇ વિનયથી પ્રણામ કર્યો. પછી તેણે પોતાની નજર ન્યાયમંદિરની ચારે તરફ ફેરવી. વૃદ્ધ સરદાર સજ્જનસિંહને જોતાંજ તેણે-પોતાની ઉપર અનંત ઉપકાર કરનાર તરફ-વિનયથી મસ્તક નમાવ્યું અને શાન્તપણે પોતાની જગ્યા ઉપર ઉભો રહ્યો.

ઘણા દિવસ પછી આજેજ લલિતનું મુખ સ્પષ્ટપણે સરદાર સજ્જનના જોવામાં આવ્યું. તેણે શાન્ત અને નિશ્ચયી મુખમુદ્રાએ પ્રેમ પૂર્વક પોતાને મસ્તક નમાવેલું જોતાંજ તે સદયહૃદય વૃદ્ધ સરદારના હૃદયનું પાણી પાણી થઇ ગયું. એક વખત પોતે તેને પુત્રની જેમ ચાહ્યો હતો, એ વિચાર તેના હૃદયમાં આવતાં જ તેના હૃદયમાં એકદમ પ્રેમ ઉત્પન્ન થયો. અચાનક તેની આંખમાંથી આંસુ નિકળી પડયા. તે પોતાના મનની સાથે જ બોલ્યો—"શું ખૂન જેવું રાક્ષસી કૃત્ય લલિત જેવા પવિત્ર યુવકે કર્યું હશે? શું લલિત નિર્દોષ હશે? પણ એણે તો મારા એકના એક પુત્રનું ખૂ"..........આગળ તે વિચાર કરી શક્યો નહિ.

"સરદાર સાહેબ! આપ શું કહો છો?" દુર્જને સજ્જનની આંખમાં આવેલા આંસુ જોઈને તેને પૂછ્યું. લલિતસિંહ ત્યાં આવ્યો ત્યારથી જ તે બારીકીથી–ઝીણી નજરે–સરદાર સજ્જન અને લલિત તરફ જોઇ રહ્યો હતો. પોતે જે કામ હાથમાં લીધું છે, તે બહુજ સાહસવાળું અને જોખમનું છે, એ વાત દુર્જનની જાણ બહાર નહોતી; છતાં તેણે સાહસ તો કર્યું જ હતું. લલિત પોતાનો છુપો દુશ્મન અને પોતાના પ્રેમપંથમાં પ્રબળ હરીફ છે, એમ હવે તે ખાત્રીથી માનવા લાગ્યો હતો. તેનો નાશ કરવા માટે ગમે તેવું ભયંકર સાહસ કરવામાં જરાએ પાછી પાની કરવી નહિ, એવો તેણે દૃઢ નિશ્ચય કર્યો હતો. સરદાર સજ્જનને તેણે કરેલો પ્રશ્ન તેની પાસેજ બેઠેલા પ્રાંતસુબાના સાંભળવામાં આવી જવાથી તે ધીમે રહીને બોલ્યો—

"દુર્જનસિંહજી! જો તમે પ્રથમથીજ મને તમારો ઇરાદો ન જણાવી દીધો હોત તો આ અપરાધી યુવકે ત્રણ ત્રણ ખૂન કર્યા છે, એ વાત હું કદાપિ માની શકતજ નહિ. તેની ભવ્ય, તેજસ્વી અને નિર્દોષ મુખમુદ્રા જોઇ તેને હાથે આવાં–ખૂન જેવાં–નીચ કૃત્ય થયાં હશે, એવી શંકા પણ આવે તેમ નથી, એવો તે નિર્દોષ લાગે છે."

"તમે કહો છો તેજ પ્રમાણે તેના તરફ જોતાં મને પણ લાગે છે. જુઓ, તેની મુખમુદ્રા કેટલી બધી ગંભીર અને નિર્દોષ દેખાય છે. મને નથી લાગતું કે—આ યુવકે એક પણ ખૂન કર્યું હોય. એક નહીં પણ ત્રણ ત્રણ ખૂન ઉપરા ઉપરી જે મનુષ્યે કર્યા હોય અને તે જ્યારે ન્યાયાસન સમક્ષ આવે ત્યારે તેનું આચરણ આવું ગંભીર અને શાન્ત દેખાય એ સર્વ રીતે અસંભવિત છે." સજ્જનસિંહની પાસેજ બેઠેલા એક અન્ય સરદારે કહ્યું.

આ ભાષણ તરફ દુર્જને જરા પણ ધ્યાન આપ્યું નહિ. લલિત જ્યારથી ત્યાં આવ્યો હતો ત્યારથી ન્યાયાધીશ અને તેના મદદગારો તેની મુખમુદ્રા તરફ ઘણો વખત સુધી જોઇ રહ્યા હતા. અમારી આ નવલકથાના નાયક તરફ જોઈ તેની બાબતમાં તેઓનો શો મત બંધાયો, તે નિર્દોષ છે કે નહીં, તે અત્યારેજ કહી શકાય તેમ નથી. થોડાજ સમયમાં ન્યાયાધીશે પોતાના શિસ્તેદાર તરફ જોઈ ઇશારત કરી. તરતજ તે પોતાની પાસેજ પડેલા કાગળના ઢગલામાંથી એક કાગળ હાથમાં લઇ ઉભો થયો અને ન્યાયાધીશ તરફ જોઈ બોલ્યો—

વાંચક! હવે લલિતના અપરાધો પ્રકટ કરવા શિરસ્તેદાર તૈયાર થયો અને ન્યાયના પવિત્ર કાર્યનો પ્રારંભ થયો.

# પ્રકરણ ૪૭ મું.

## ન્યાયની શરૂઆત.

“ સભાસદો ! અહીં ઉભા રાખવામાં આવેલા યુવકને-ખૂન જેવા ત્રણ ભયંકર અપરાધોને માટે—ન્યાયાસનની સમક્ષ લાવીને-ઉભો કરવામાં આવ્યો છે. તેના ઉપર ત્રણ ખૂન કરવાનો આરોપ છે. તેની મુખ્ય હકીકત નીચે મુજબ છેઃ—

એમ કહી તેણે કેટલાક કાગળ આડા અવળા કર્યા અને ફરી બોલવા લાગ્યો—

“આ યુવક, સરદાર સજ્જનસિંહના દયામય આધારે ન્હાનાથી મોટો થયો છે. સરદાર સાહેબના કુટુંબની સાથે તેને કાંઇ પણ સંબંધ નથી. એ જ્યારે ન્હાનો હતો ત્યારે સરદારને અચાનક રીતે ક્યાંકથી જડી આવ્યો હતો. ત્યારથીજ આ કોઇ નિરાધાર બાળક છે, એમ સમજી સજ્જનસિંહજીએ તેનું પોતાના પુત્રની જેમ પાલન કર્યું. તે જો કે મોટો થયો છતાં તે અનાથ છે, એમ જાણી સરદારનો સ્નેહભાવ તેના ઉપરથી ઓછો થયો નહિ. આવી રીતે કેટલાંક વર્ષો વીતી ગયાં. આખરે થોડા દિવસ પહેલાં કોઇક રાજ્યકારણને લઇ-તેનો ખુલાસો અહીં કરવાની જરૂર નથી-સરદાર સજ્જનને રાજધાનીનો ત્યાગ કરવાનો હુકમ મંત્રિમંડળ તરફથી મળ્યો. તે પ્રસંગે સરદાર દુર્જનસિંહે તેમને પોતાના કિલ્લામાં આવી રહેવાની રજા આપી. ત્યારે આ સરદાર સજ્જનસિંહ પોતાના યુવક પુત્ર શૂરવીર ચંદ્રસિંહ અને પુત્રી પ્રભાવતીની સાથે અહીં-અજયદૂર્ગમાં આવીને રહેવા લાગ્યા. તે વખતે આ સામે ઉભેલો ગુનેહગાર યુવક લલિત તેમના બીજા નોકરો સાથે તેમની સાથે અહીં આવ્યો. અહીં આવ્યા પછી પંદર દિવસે લલિત અને પ્રભાવતી એક બીજાને ચાહે છે, એવો સરદારને વહેમ આવ્યો. પોતાના ઉચ્ચકુળની કુમારિકા આવા એક નિરાધાર યુવકને ચાહે અને જેની ઉપર પોતે અસંખ્ય ઉપકાર કરેલા છે તે, તે ઉપકાર ભૂલી જાય, એ વાત સરદારને સહન થઇ શકી નહિ. તેઓએ તેને પોતાના પુત્ર-પુત્રી સાથે મળવાની મના કરી. ત્યારથી તેના ખાનપાનનો બંદોબસ્ત જુદોજ કરવામાં આવ્યો. તે પહેલાં તો તે તેમની સાથેજ ખાતો-પીતો અને રહેતો હતો. આવી રીતે કેટલાક દિવસો વ્યતીત થયા પછી સરદાર દુર્જનસિંહ સરદાર સજ્જનસિંહના જમાઇ થવા માટે અહીં આવ્યા. તેમણે સરદાર પાસે તેમની પુત્રીનું

પહેલાંથીજ માગું કર્યું હતું. આ સંબંધ સરદાર અને તેમના પુત્રને પસંદ પડયો. વિવાહ-નિશ્ચય કરવા માટે દુર્જનસિંહ અહીં આવ્યા તેને ત્રીજે દિવસે સિંહગુફાના માલેક વજેસંધ અને અજબસંધ નામના બે લુંટારા ભાઇઓએ જોર જુલમથી સરદારની પુત્રીનું હરણ કર્યું. તેમાંથી આ આરોપીએ તેમની પુત્રીને તેમના હાથમાંથી છોડાવી. ત્યારે બાલસ્વભાવને અનુસરી તે બાલિકાના હૃદયમાં સ્વાભાવિક રીતે તેને માટે પ્રેમસ્નેહ અને સન્માનબુદ્ધિ ઉત્પન્ન થયાં. ત્યાર પછી કેટલાક દિવસ વ્યતીત થયા.

"સભાસદો! ત્રણ અપરાધોના આરોપી આ ખુની તરીકે લલિત નામક યુવકને તમારી સમક્ષ ઉભો રાખવામાં આવ્યો છે, તેના ત્રણ અપરાધોમાંથી પહેલા અપરાધની હકીકત નીચે પ્રમાણે છે–

"આ અજયદુર્ગમાં વંશપરંપરાથી ચાલતા આવેલા રિવાજ પ્રમાણે દરેક નવા વર્ષના પ્રથમ દિવસે એક ભોજનોત્સવ થાય છે. ચાલુ વર્ષના ઉત્સવ પછી બીજે દિવસે કુમારી પ્રભાવતી પોતાની દાસી મધુરી સાથે કિલ્લાની એક બાજુએ ફરતી હતી. ત્યાં દાસીના કહેવાથી તેઓની મુલાકાત થઇ. તેજ વખતે અચાનક કુમાર ચંદ્રસિંહ-કે જેનું આ આરોપી લલિતે ખૂન કર્યું છે તે-ત્યાં અચાનક જઇ ચડયો. પોતાની બ્હેનને આરોપી સાથે એકાન્તમાં જોતાં-પોતાના પિતાએ મના કરવા છતાં-તેઓને વાતચિત કરતાં જોઇ-તેને સ્વાભાવિક રીતે ક્રોધ ઉત્પન્ન થયો. કુમારે આરોપીને કાંઇક સખત શબ્દો સંભળાવ્યા હશે તે તેનાથી સહન થઇ શકયા નહિ અને તેણે પોતાની તરવાર ઉપર હાથ નાખ્યો, એમ દાસીનું કહેવું છે. પછી ચંદ્રસિંહે દાસીની સાથે પોતાની બ્હેનને કિલ્લામાં મોકલી દીધી અને પોતે આરોપીની પાસેજ રહ્યો. ત્યાર પછી લગભગ બે કલાકે આરોપી એકલોજ પાછો કિલ્લામાં આવ્યો. તે વખતે કિલ્લાના દરવાજા ઉપરના પહેરેગીરને તેણે પૂછ્યું-"કુમાર ચંદ્રસિંહ પાછો આવ્યો છે?" તે વખતે આરોપીની મુખમુદ્રા લાલચોળ, ક્રોધી, ભયભીત અને ખુની જેવી દેખાતી હતી. તેના સવાલના જવાબમાં પહેરેગીરે ના કહી. તે સમયે આરોપીના પોશાક ઉપર લોહીના દાઘ સ્પષ્ટપણે જણાતા હતા. તેની મ્યાનમાં તરવાર નહોતી. પહેરેગીરે "આ શી ગડબડ છે?" એવો સવાલ તેને પૂછ્યો પણ આરોપીએ તે તરફ જરાએ ધ્યાન આપ્યું નહિ અને કિલ્લામાં ચાલ્યો આવ્યો. ત્યાર પછી થોડીજવારમાં એક અરણ્યરક્ષક તુટેલી તરવારનો એક કટકો લઇને કિલ્લામાં આવ્યો. જ્યાં તેને તરવારનો તે કટકો મળી આવ્યો તે

ઠેકાણે લોહીની નીક વ્હેતી હતી એવું તેણે કહ્યું. જે ઠેકાણેથી તેને તે કટકો જડયો તે ઠેકાણે પડેલાં પગલાંઓ ઉપરથી ત્યાં ખૂબ ઝપાઝપી થઇ હતી એ પણ તેણેજ જણાવ્યું. તેને જે કટકો જડયો તે આરોપીની તરવારનો હતો. આ પ્રમાણેની ગડબડ ચાલતી હતી તેજ સમયે સરદાર સજ્જન અને દુર્જન વીરસિંહને વળાવવા માટે દરવાજાની પાસે આવ્યા. ત્યાં થતી ગડબડ સાંભળતાંજ તે શી બાબતની ગડબડ છે, તેની તપાસ થવા લાગી. સર્વને લલિત ઉપર વહેમ આવવાથી તત્કાળ તેને ત્યાં બોલાવવામાં આવ્યો. કુમારચંદ્રની બાબતમાં પોતાને કાંઇ પણ ખબર નથી, એમ આરોપીએ સાફ કહી દીધું. તેજ વખતે ત્યાં બીજો અરણ્યરક્ષક આવ્યો. તેણે કુમારચંદ્રનો ફેંટો અને અંગરખું સર્વની સમક્ષ રજુ કર્યા. તે વસ્તુઓ પોતાના પુત્રનીજ છે, એ વૃદ્ધ સરદારે ઓળખી લીધી. તે વસ્તુઓ પાણીના પ્રવાહમાં વહી જતી અરણ્યરક્ષકના જોવામાં આવી. તેણે તેમાંથી કાઢી ત્યાં લઇ આવ્યો હતો. તે વખતે ગુનેહગાર પણ ત્યાંજ હતો. તેણે તે વસ્તુઓ જોઇ અને પોતે કરેલું કુકર્મ આમ પ્રકટ થયું તે જાણી તે અત્યંત ગભરાઇ ગયો અને તે એટલે સુધી કે તત્કાળ તેને મૂર્ચ્છા આવી ગઇ."

"હા. હું ગભરાઇ ગયો હતો એ ખરૂં છે છતાં તેનું કારણ અત્યારે કહેવામાં આવ્યું છે તે નહોતું. મારા મુર્ચ્છીત થવાનું કારણ એજ હતું કે–'જંગલમાં કુમારનું શું થયું હશે?' અને ન્યાયાધીશ સાહેબ! એટલું તો આપ પણ ધ્યાનમાં રાખવા કૃપા કરજો કે અચાનક મને મૂર્ચ્છા આવી જવાથી હું તે બાબતમાં કાંઇ પણ ખુલાસો કરવા અશક્ત હતો, અને જ્યારે હું શુદ્ધિમાં આવ્યો ત્યારે એક ભયંકર ભોંયરામાં કેદી થઇ પડયો હતો. આ કારણથી હું તે બાબતમાં કાંઇ પણ ખુલાસો કોઇની પાસે કરી શકયો નહિ. મતલબ કે મને તે બાબતનો ખરો ખુલાસો કરવાની તકજ મળી નથી." લલિતે સ્પષ્ટ પણ શાન્ત અને ગંભીર સ્વરે કહ્યું.

"તે બાબતનો ખુલાસો કરવા માટે હવે તને તરતમાંજ તક મળશે. તે સમયે તારે જે કાંઇ કહેવાનું હોય તે ખુશીથી કહેજે. તે અમે સાંભળીશું પણ હમણાં તો તારા ઉપર મૂકાએલા આરોપની હકીકત સાંભળી લેવા દે!" ન્યાયાધીશે કહ્યું.

"આરોપીને કેદ કરવામાં આવ્યા પછી બીજેજ દિવસે કેદખાનાનો દરવાજો ખુલ્લો પડેલો, સરદાર દુર્જનના વિશ્વાસુ દુર્ગરક્ષક

રણમલના જોવામાં આવ્યો. ત્યારે તેણે કારાગૃહમાં જઇને જોયું તો ત્યાંથી કેદી ન્હાસી ગયાનું તેના જાણવામાં આવ્યું. તેણે તરતજ તેને પકડી લાવવા માટે બે સ્વારોને તેની પાછળ દોડાવ્યા. ત્યાર પછી શું થયું, તે હું તમને કહી સંભળાવું તે પહેલાંજ મારે એક બીજી હકીકત વચમાંજ કહેવાની જરૂર છે. સિંહગુફામાંના લુંટારા બે ભાઇઓએ સરદાર સજ્જનસિંહની પુત્રી પ્રભાવતીનું બીજીવાર હરણ કરવાનો ઘાટ ઘડયો. તે પ્રમાણે તેઓ કુમારિકાને લઇ જતા હતા ત્યારેજ આરોપી લલિતસિંહ અચાનક ત્યાં આવી પહોંચ્યો. તે વખતે આરોપીએ અલૌકિક શૌર્ય દેખાડી કુમારીનો છુટકારો કર્યો. ઘણા માણસોની સાથે લડતાં લડતાં તેના ઉપર કેટલાક ઘા થયા. તેથી તે બેશુદ્ધ થઇ પૃથ્વીપર પછડાઇ પડયો. આરોપીનું શૌર્ય જોઇ કિલ્લાના માલેકે તેને કેદખાનામાં રાખ્યો નહીં પણ તેની સારી રીતે સારવાર કરવાની તેના તરફથી ગોઠવણ કરવામાં આવી. બીજે દિવસે અરણ્યરક્ષકને બીજા બે સિપાઇઓની લાશ મળી આવી. તે સિપાઇઓને આરોપી જ્યારે કેદખાનામાંથી ન્હાસી ગયો હતો ત્યારે તેની પાછળ તેને પકડી લાવવા માટે દૂર્ગરક્ષકે મોકલ્યા હતા. આ વાત ચાર દિવસ પછી આરોપીના જાણવામાં આવી. તે વખતે તેને શું થયું હશે તે તેજ જાણે. તેણે સરદાર દુર્જનસિંહને ખાનગી રીતે પોતાને મળી જવા માટે સંદેશો મોકલાવ્યો."

"માન્યવર ન્યાયાધીશ સાહેબ! આ તમામ તરકટીઓનું તરકટ છે. પાપી પિશાચોની પ્રપંચજાળ છે કે જે તદ્દન અસત્યના પાયા ઉપર છળ, કપટ, દ્વેષ અને અદેખાઇથી ગુંથવામાં આવી છે." જોરથી જમીન ઉપર પગ પછાડી લલિતે વચમાંજ કહ્યું.

"ચુપ રહો! આવી રીતે વચમાં વચમાં બોલીને ન્યાયાસનનું અપમાન કરવાનું પરિણામ બહુજ શોચનીય આવશે." પ્રાંતસુબાએ કહ્યું.

લાચાર! લલિતને ચુપ રહેવું પડયું. ન્યાયાધીશના સહાયકે પોતાની બાબતમાં જે કાંઇ કહ્યું તેમાં સત્યનો કેટલો થોડો અંશ છે, તે જાણી તે અત્યંત આશ્ચર્યચકિત થયો. પોતે શા કારણને લીધે કિલ્લામાંથી ન્હાસી ગયો હતો તેનો ખરો ખુલાસો કરવામાં આવશે તો પ્રભાવતી—જેણે પોતાને માટે અલૌકિક સ્વાર્થત્યાગ દર્શાવ્યો હતો તે—ને કેટલું બધું દુઃખ થશે, એ તેની જાણબહાર નહોતું. તેને માટે ગમે તેમ થાય, કારાગૃહમાંથી પોતેજ ન્હાસી ગયો છે એમ ન્યાયાધીશ માને અને પોતાની ઉપર ગમે તેવું સંકટ આવે તો તે મુંગે મોઢે સહન

કરવા લલિત તૈયાર થઈ ગયો. પોતાના ઉપર મૂકાએલા જુઠા આરોપની જે હકીકત શિરસ્તેદાર કહે જતો હતો તે ચુપચાપ સાંભળતો-હતો છતાં આખરનું અસત્ય વાક્ય-પોતે દુર્જનસિંહને મળવા બોલાવ્યો-એ વાત સાંભળી તેની સ્તબ્ધતાનો અવધિ થયો.

"ન્યાયાધીશ સાહેબ અને અન્ય પંડિતજનો! તે બન્ને સ્વારોની લાશો જંગલમાં મળી આવી, એ વાત સાંભળી સરદાર દુર્જનસિંહને આરોપીએ પોતાને છુપી રીતે આવીને મળી જવાની પ્રાર્થના કરી. આમ કરવાનું કારણ પોતાના સર્વ અપરાધો સરદાર પાસે કબૂલ કરી. તેની અને સરદાર સજ્જનની પાસે ક્ષમા યાચના કરવી, એ હતું. તેની પ્રાર્થનાનો સ્વીકાર કરી દુર્જનસિંહ તેને કેદખાનામાં મળવા ગયા. તે સમયે આરોપી બહુજ ગભરાઇ ગએલા જેવો દેખાતો હતો. સરદાર દુર્જનને જોતાંજ આરોપી રડી પડયો. તેણે સર્વ અપરાધો કબૂલ કર્યા. પછી તે સરદારને પગે પડયો, તેમની પાસે દયાની યાચના કરી અને પોતાને બચાવી લેવાની પ્રાર્થના કરી. તેણે પ્રભાવતી પ્રત્યે પ્રેમ દર્શાવ્યો અને તેનું ચિત્ત પોતાની તરફ આકર્ષ્યું એ ફક્ત સ્વાર્થબુદ્ધિનુંજ કામ હતું. તે એક મોટા સરદારની પુત્રી હોવાથી તેના તરફથી પોતાને ભવિષ્યમાં લાભ થશે, એજ તેનો ઉદ્દેશ હતો. પરંતુ પોતાની તમામ ધારણાઓ ધૂળમાં મળેલી જોઇ આરોપીએ તમામ વાતો કબૂલ કરી. આરોપીએ ફક્ત કુમાર ચંદ્રસિંહનું ખૂન કર્યું છે એટલુંજ નહીં પણ તેણે બે સ્વારોનાં ક્રૂર રીતે અને નિર્દયપણે ખૂન કર્યા છે. પ્રથમ આરોપીએ એક સ્વારને ઘોડા ઉપરથી ખેંચીને નીચે પછાડયો અને બીજાની ઉપર હુમલો કર્યો. તેને ઠાર કરી નીચે પડેલા સ્વાર તરફ વળ્યો. તેને ઘોડા ઉપરથી પછાડી નાંખેલો હોવાથી તે બેશુદ્ધ થઇ પડયો હતો, છતાં તેના ઉપર ઘા કરવામાં આરોપીએ જરા પણ પાછી પાની કરી નહિ. આટલું થયા પછી પોતે જે કૃત્ય કર્યું, તેને માટે બહુજ પસ્તાવા લાગ્યો. મનુષ્ય વધ જેવો ભયંકર અપરાધે આરોપીને બહુજ બેચેન બનાવ્યો. આરોપીએ પ્રથમ તો પુનઃ કેદખાનામાંથી ન્હાશી જવાનો વિચાર કર્યો હતો પણ તે બંધ રાખ્યો અને સરદાર દુર્જન અને સજ્જનના શરણમાં જવાનો નિશ્ચય કર્યો. આ હકીકત સાંભળી સરદારનું શરીર જરા ધ્રુજ્યું. તે ત્યાંથી ઉઠીને બહાર આવ્યા. આરોપી અતિશય ભયંકર માણસ છે, એમ જાણી તેના ઉપર સશસ્ત્ર માણસોનો પહેરો રાખવામાં આવ્યો."

આટલું કહી તે બેસી ગયો. ઉપરની તમામ હકીકત સરદાર

દુર્જને તેને લખાવી હતી અને તેણે લખી લીધી હતી. તેમાં સત્યનો અંશ કેટલો હતો, તેની કલ્પના અમારા વાંચકોએ કરી લેવી.

એક ક્ષણ વ્યતીત થયા પછી ન્યાયાધીશે સાક્ષીઓને તપાસવાનો હુકમ કર્યો. તરતજ પ્રાંતસુબાએ દરવાજા ઉપરના પહેરેગીરને રજુ કર્યો. તેણે પોતાની હકીકત કહ્યા પછી બે અરણ્યરક્ષકોએ પોતાની હકીકત જાહેર કરી. પછી વીરસિંહે કહ્યું:—

"જે સમયે હું દુર્ગમાંથી રાજધાની તરફ જતો હતો તે સમયે દરવાજા ઉપર અરણ્યરક્ષક ભયભીત થઇ કુમાર ચંદ્રના સંબંધમાં કાંઇક હકીકત કહેતો હતો. તે સાંભળી સરદાર સાહેબે તેની તપાસ કરી. પછી પરિચારિકા મધુરીને બોલાવી તેની તપાસ કરવામાં આવી. અત્યારે જે હકીકત ન્યાયાસન સમક્ષ રજુ કરવામાં આવી છે, તે સર્વ સાચી છે. પછી લલિતસિંહને ત્યાં બોલાવવામાં આવ્યો. તેને પૂછવામાં આવ્યું કે–'કુમાર ચંદ્ર કયાં છે ?' તેના જવાબમાં તેણે જણાવ્યું કે–' તે બાબતમાં હું કાંઇ જાણતો નથી.' એટલામાં ત્યાં બીજો અરણ્યરક્ષક કુમારનો ફેંટો અને અંગરખું લઇને આવી પહોંચ્યો. તે બન્ને ચીજો જોતાંજ આરોપી મૂર્છીત થઇ પડયો. આ બાબતમાં ન્યાયાધીશ સાહેબ! હું ફક્ત આટલીજ હકીકત જાણું છું." એટલું કહી તે બેસી ગયો.

ત્યાર પછી દુર્ગરક્ષક રણમલે ન્યાયાધીશના પૂછવાથી કહ્યું કે– "પ્રથમ તો મેં ભોંયરાનો દરવાજો ઉઘાડો જોઇ તપાસ કરી તો કેદી ન્હાસી ગયાનું મારા જાણવામાં આવ્યું. પછી કેદીને પકડી લાવવા માટે મેં બે સ્વારોને મોકલ્યા." ત્રણ દિવસ પછી પોતે તેજ સ્વારોને કેવી સ્થિતિમાં જોયા હતા તે જણાવી આગળ બોલવા લાગ્યો— "આરોપીને શોધી લાવવા માટે મેં મોકલેલા સ્વારોની લાસો જોતાંજ મને લલિત ઉપર વહેમ આવવા લાગ્યો. મેં ઘણા વિચારો કર્યા પછી મને લાગ્યું કે–લલિત ખુની હોવો જોઇએ. પછી હું તેની પાસે ગયો. તે વખતે તે પથારીમાં ચિંતાતુર થઇ પડયો હતો. તેની પાસે બીજું કોઇ નહોતું. મેં તેને તમામ વાતો વિસ્તારથી કહી ભયંકર ભય દર્શાવ્યો ત્યારે તે ભયભીત થઇ તમામ વાત કબૂલ કરવા તૈયાર થયો. તેની કબૂલાત મેં પોતેજ સાંભળવા કરતાં મારા માલેક સાંભળે તો સારૂં, એમ મને લાગવાથી મેં તેને કહ્યું કે–'તું સરદાર દુર્જનસિંહને શરણે જા!' આ મારી વાત તેણે કબૂલ કરી અને મને મારા સરદારને પોતાની પાસે લઇ આવવા કહ્યું. તે પ્રમાણે મેં મારા

માલિકને સંદેશો પહોંચાડયો. ત્યાર પછી શું થયું, તે હું જાણતો નથી." એમ કહી તે પોતાની જગ્યાએ બેસી ગયો. તે ઉપરા ઉપરી દુર્જનસિંહ તરફ વારંવાર જોતો હતો. વચમાં વચમાં તેઓ પરસ્પરને ઇશારતો પણ કરતા હતા. એક બે વાર તે ઇશારા અચાનક સરદાર સજ્જનસિંહના જોવામાં આવી જવાથી તેને પણ શંકા આવી. લલિતને ખૂની તરીકે માનવા માટે હવે તેનું ચિત્ત ડગમગવા લાગ્યું. વૃદ્ધચારણે કિલ્લાની ખરેખરી હકીકત તેને કહી સંભળાવી ત્યારથી રણમલને માટે તેનું હૃદય તેના પ્રત્યે વહેમી થઇ ગયું હતું. તેણે કિલ્લાની હકીકત સજ્જનને કહી સંભળાવી હતી તેમાં અસત્યનો ઘણો ખરો અંશ હતો અને તે વાત સજ્જનના જાણવામાં આવી ગઇ હતી. તે વરંવાવાર ધ્યાનપૂર્વક રણમલ તરફ જોવા લાગ્યો. રણમલની સાક્ષી થઇ જતાંજ સરદાર દુર્જનસિંહ ઉભો થયો. તેણે પોતાની ઉપર લખ્યા પ્રમાણેની હકીકત એટલી બધી તો શાંત રીતે કહી કે જાણે તેણે તે તમામ બનાવો પોતાની નજરો નજર જોયા હોય. તેનું ભાષણ થતું હતું ત્યારે સરદાર સજ્જન ગુંચવાઇ ગયો. તેને—એક ક્ષણ પહેલાં રણમલે કહેલી હકીકત સાંભળી તેને—જે શંકા આવી હતી તે દુર્જનના ભાષણથી કોણ જાણે કયાંએ ઉડી ગઇ. તે ચંચળ ચિત્ત વાળો સરદાર લલિતને પુનઃ અપરાધી માનવા લાગ્યો છતાં તેના ચિત્તનું સમાધાન ન થયું તે નજ થયું. તે અને ત્યાં એકત્ર થએલા સર્વ લોકો હવે લલિતસિંહ શું કહે છે, તે સાંભળવા અત્યંત ઉત્સુક થઇ ગયા.

આરોપીની વિરૂદ્ધમાંના પુરાવાઓ લેવાઇ ગયા. થોડી વાર પછી ન્યાયાધીશે લલિતને કહ્યું—" હે યુવક ! હમણાં તારા વિરૂદ્ધમાં જે ભાષણો થયાં તે, તેં સાંભળ્યાં છે. હવે તારે તારા બચાવમાં જે કાંઇ કહેવું હોય તે કહેવાની તને રજા આપવામાં આવે છે."

ન્યાયાધીશની વાત સાંભળી લલિતે સર્વ સભાસદો તરફ જોઇ કહ્યું કે—

" માન્યવર ન્યાયાધીશ સાહેબ અને સર્વ સભાસદો ! હું મારા બચાવમાં જે કાંઇ કહેવા માગું છું તે કહેવા પહેલાં મારે આપને જણાવવુંજ જોઇએ કે—

" ન્યાયનો પવિત્ર કાંટો આજે આપની સમક્ષ છે. તેમાં સત્ય કે અસત્યની તુલના કરી નિષ્પક્ષપાતપણું દર્શાવી—તટસ્થ થઇ—તમે મને ન્યાય આપશો. ન્યાયાધીશ સાહેબ ! આજે આપ પરમાત્માના પવિત્ર ન્યાયના આસન ઉપર વિરાજેલા છો, તે ન્યાયાસનને પવિત્ર ન્યાયથી

ઉજ્વલ બનાવવું અથવા કલંકીત કરવું, એ તમારા હાથમાં છે. દુર્જન-સિંહ અને મારા ઉપર અનેક ઉપકાર કરનારા પૂજ્ય વડીલ તુલ્ય સજ્જન-સિંહજી ! એ તો તમે પણ નક્કી માની લેજો કે–સંસારમાં આખરે વિજય સત્યનો છે અને પરાજય અસત્યનો છે! એ ચોક્કસ જાણજો કે–

**બનીને પાપમાં મસ્તાન, પાપી પાપમાં મ્હાલે;**
**બનેલી નાવ કાગળની, કહો તે ક્યાં સુધી ચાલે ?**
**કરી લ્યો કોટી યત્નો પણ નભેથી પુષ્પ ના મળશે;**
**વલોવો પાણીને સો વાર, કદિ માંખણ નહીં મળશે !**
**પાપ છૂપું ના રહે, છાનું કરો કે ચોકમાં;**
**પોકારી આખર ઉઠશે, આલોક કે પરલોકમાં !**

આટલું કહી લલિત જરા થોભ્યો. થોડીવાર પછી તે પોતાના બચાવમાં બોલવા લાગ્યો કે—

વ્હાલા વાંચકો ! લલિત શું બોલ્યો, તેણે પોતાનો બચાવ કેવી રીતે કર્યો, તે બચાવ સાંભળી ન્યાયાધીશે તેને શિક્ષા કરી કે નહીં અને કરી તો શી શિક્ષા કરી, પ્રભાવતીનું શું થયું તેમજ જેના ખૂનનો આરોપ લલિત ઉપર મૂકવામાં આવ્યો હતો તેનું શું ખરેખર ખૂન થયું હતું, વિગેરે વિગેરે બાબતો જાણવા માટે અમારી આ નવલકથાનો બીજો ભાગ વાંચજો.

**પ્રથમ ભાગ સમાપ્ત.**

આ નવલકથાનો બીજો ભાગ
જાન્યુઆરી ૧૯૧૯ માં
પ્રકટ થશે.